કહીયે. તો તે હાથ ન હોવાથી લખી શકતી નથી. પરંતુ તેને બોલવાનું મોઢુ છતાં **શ્રી મહાવીર** શબ્દ બોલવાનું કહેશો તો પણ બોલી શકતી નથી સાભળવાને કાન છે, છતાં આપણે શું કહીએ છીએ? તે, તે સમજી શકતી નથી.

આપણે **શ્રી મહાવીર** શબ્દ બોલીયે, તે, તે સાંભળે છે, તેના મગજમાં જ્ઞાનતંતુઓ એ અવાજ પહોચાડે છે, તેનું મન તેના આત્મા પાસે એ શબ્દ લઇ જાય છે. અને તેના આત્મામાં એ શબ્દ સાભળ્યાનું જ્ઞાન પણ થાય છે. પણ **શ્રી મહાવીર** એ શબ્દ છે? કે શું છે? તેનું શું કરવું? એ કાંઇ તેને સમજાતુ નથી. એટલે આપણે પાચસો વાર **શ્રી મહાવીર** બોલવાનુ કહો, તો પણ તે કાંઇ કરી શકશે નહી. પરંતુ ડચકારો કરશો, કે તરત તે સમજશે કે–"મને અહીંથી જવાનું કહે છે" અને ચાલવા પણ માંડે છે.

તો ગાયને કાન, જ્ઞાનતંતુઓ, મગજ, મન, આત્મા, જ્ઞાન, ચેતના વિગેરે છતાં **શ્રી મહાવીર** શબ્દની આપણી બોલવાની વાત તરફ તેનો ખ્યાલ જ જતો નથી. અને ડચકારાને માન આપી ચાલવા માંડે છે. તેનું શું કારણ હશે?

૭ તેનું કારણ એ જ સમજાય છે, કે–તેના આત્મા અને મનની વચ્ચે એવું કંઇક આડે આવે છે, કે–જેને લીધે તેને **શ્રી મહાવીર** શબ્દ વિષે શું કરવું? તેની બરાબર સમજ પડતી જ નથી.

જ્ઞાનશક્તિવાળો આત્માઃ

તેની આડે આવતું કંઇક,

મનઃ

મગજઃ

જ્ઞાનતંતુઓઃ

અંદરની ઇંદ્રિયો:

બહારની ઇંદ્રિયો:

ઇંદ્રિયો જેમાં ગોઠવાયેલ છે, તે શરીરનો અવયવ–ઉપાંગ:
શરીરનો તે અવયવ–ઉપાંગ જેમા ગોઠવાયેલ છે, તે મુખ્ય અંગ:
અને મુખ્ય અંગ જેમાં ગોઠવાયેલ છે, તે શરીર.
આટલા સાધનોથી આપણે કાઈ પણ કામ સમજપૂર્વક કરી શકીએ છીએ.

આમાંનું એક પણ ન હોય, તો આપણે કોઇ પણ કામ સમજ-પૂર્વક કરી શકીએ નહીં. આમાંની એકે એક વસ્તુ બાદ કરીને-વિચારી જુઓ કે–"કામ થઇ શકે કે નહીં?"

૮ હવે–આત્મા અને મનની વચ્ચે કંઇક આડે આવે છે, તે એવું શુ છે? કે–જે આત્માની જ્ઞાનશક્તિમાં આડે આવી શકે છે? મનની શક્તિની આડે આવી શકે છે. તેજ પ્રમાણે–મગજ, જ્ઞાનતંતુઓ, અંદરની અને બહારની ઇંદ્રિયો વિગેરેની આડે આવી શકે છે.

૯ એ પણ તમારે સમજી લેવુ જોઇએ, કે–આખા શરીરની, મુખ્ય અંગોની, ઉપાંગોની, અંદરની અને બહારની ઇંદ્રિયોની, જ્ઞાનતંતુઓની, મગજની, મનની વિગેરે સર્વની સર્વ પ્રવૃત્તિઓ અને હિલચાલોનું મુખ્ય મત્થક–શરીરમાં રહેલો એક અખંડ આત્મા છે. ત્યાથી પાછી ફરી દરેકની અસર છેવટે તેના ઉપર જઇ પહોચે છે, અને પછી તેના હુકમ પ્રમાણે દરેકને અમલ કરવો પડે છે.

જો એવું એક મત્થક ન હોય તો, કાને સાંભળેલું લખવા માટે હાથને કોણ પ્રેરણા કરે? "ગુરુજી એ લખાવનાર છે. માટે જલ્દી લખું." એમ હાથમાં ઉતાવળ કોણ મૂકે

છે? લખે છે હાથ, અને "હું લખું છું." એ કોણ માને છે?

મગજમાં કે મનમાં એ મુખ્ય મત્થકનું કામ ચલાવવાની શક્તિ નથી હોતી.

કેમકે—ગઇ કાલે કે ૨૫ વર્ષ પહેલાં સાંભળેલી વાતને સંઘરી રાખીને આજે યાદ કરવાની શક્તિ મગજમાં કે મનમાં નથી હોતી. મગજને અને મનને પણ પ્રેરણા કરનાર બંનેયના એક ઉપરી આત્માની જરૂર પડે છે.

અને તે ચાલ્યો જાય છે, કે તુરત મન, મગજ, જ્ઞાનતંતુઓ ઇંદ્રિયો વિગેરે સર્વ કામ કરતા એકાએક બંધ પડે છે. બધાય એકી સાથે એકદમ કામ કરતા બધ પડે છે. માટે મુખ્ય વસ્તુ ચાલી જાય છે શરીર અને તેના તમામ તત્ત્વો વિદ્યમાન છતાં, તેમા દરેક ઠેકાણે બારીકમાં બારીક સ્થળોએ પેસી રહેલો એકજ આત્મા શરીરમાથી ચાલ્યો જાય છે. એટલે બધું એકાએક બંધ પડી જાય છે.

૧૦ પરંતુ દરેકના આત્મા સરખા છતાં—દરેકના મન, મગજ વિગેરેની હીલચાલ એક સરખી નથી હોતી. તેનું કારણ—આત્મા અને મન વિગેરે દરેક તત્ત્વોની વચ્ચે કંઇક આડે આવે છે. એ આડે આવનાર પડદો જુદા જુદા પ્રકારનો હોય છે. એટલે મન વિગેરેની પ્રવૃત્તિઓ પણ જુદી જુદી હોય છે.

એક માણસને ૨૦ વર્ષ પહેલાંની વાતની યાદ આવી જાય છે, ત્યારે બીજા માણસને ગઇ કાલે "શું ખાધું?" તે પણ યાદ નથી હોતું. એવા ઘણા દાખલા આપણે સૌ જાણીએ છીએ.

તેનું કારણ—એકના આત્માના જ્ઞાન ઉપર આચ્છો પડદો હોય, તેને તરત જ જુની વાત યાદ આવી શકે છે. અને

બીજાના આત્માના જ્ઞાન ઉપર જાડો પડદો હોય, એટલે તાજી વાત પણ તેને યાદ આવી શકે નહીં. ગાયનો દાખલો તો ઉપર આપ્યો જ છે.

૧૧ આ જગતમાં દરેક પ્રાણીઓના આત્મા એક સરખા છતાં-તેની સમજમાં, શરીરની આકૃતિમાં, સ્વભાવમાં, ટેવમાં, જીવનશક્તિમાં વિગેરે અનેક પ્રકારમાં અનેક ફેરફાર દેખાય છે. તેનું મૂળ કારણ આત્મા ઉપર લાગેલા પડદામા અનેક પ્રકારની વિવિધતા હોય છે, માટે જીવોની પ્રવૃત્તિઓમાંયે વિવિધતા દેખાય છે. આ વાત ઘણા દાખલાઓથી મનમાં ઠસ્યા પછી આગળનો વિષય બરાબર સમજાશે (ઘણા દાખલાથી બરાબર વિચાર કરવો.)

૧૨ બસ, આત્મા ઉપર લાગેલા આ પડદાને-કર્મ કહેવામાં આવે છે. એ કર્મો અનેક પ્રકારના વિચિત્ર વિચિત્ર હોય છે, તેને લીધેજ આત્માઓના જીવન પણ અનેક પ્રકારના વિચિત્ર વિચિત્ર હોય છે.

૧૪ દાખલા તરીકે-બાળકોમાં સામાન્ય શક્તિ લગભગ સરખી હોય છે. છતાં ૮ વર્ષનો બાળક બીજી ચોપડી ભણતો હોય છે, અને ૧૨ વર્ષનો ૭મી ચોપડી ભણતો હોય છે ૮ વર્ષનો બાળક ૧૨ વર્ષનો થાય ત્યારે ૭મી ચોપડી ભણતો હોય છે. ૮ વર્ષના બાળકમાં ૭મી ચોપડી ભણવાની લાયકાત છે. પરંતુ આઠમે વર્ષે તેની એ લાયકાત ખીલી નહોતી. એટલે કે-તે વખતે તેની શક્તિ આત્મા ઉપર લાગેલા કર્મોએ દબાવી રાખી હતી. ૧૨ વર્ષે ધીરે ધીરે કર્મો ઓછા થયા, અને ૭મી ભણવાની શક્તિ ખુલ્લી થઇ.

જો આત્મામાં બધી શક્તિ ન માનીયે, તો તે ૧૨ વર્ષે

પણ ખુલ્લી થઈ શકે નહીં. લાકડાનો થાંભલો સો વર્ષે પણ એક આંકડો યે શીખી શકતો નથી, કેમકે–તેમાં કઈપણ શીખવાની શક્તિ છે જ નહી. તેથી લાખ વર્ષે પણ તે શક્તિ બહાર આવે જ નહીં, કેમકે–જાણવાની શક્તિ તેમાં છે જ નહીં.

માટે આત્મામાં અનેક જાતની શક્તિ હોય છે, પરંતુ તે દરેક શક્તિઓને ઓચ્છે વધતે અંશે કર્મો દબાવી રાખે છે. તેથી જેટલી શક્તિ ઉઘાડી હોય, તેટલીજ ચેતનાના બળથી કામ તે આત્મા કરી શકે છે.

આ મુદ્દો પણ બરાબર સમજીને મનમાં ઠસાવી લેવો.

૧૪ હવે આત્મા અને તેની શક્તિઓને–પ્રકાશને ઢાંકનારો કર્મ-રૂપ–પડદો છે. પરંતુ એ પડદો શું છે? એ હવે વિચારવાનું રહે છે.

૧૫ આત્મા ચોક્ખો અને નિર્મળ હોય છે. તે નિર્મળ આત્મા ઉપર નિર્મળ આત્માનો પડદો થઈ શકે નહીં, કેમકે–નિર્મળ પદાર્થને નિર્મળ પદાર્થ ઢાકે, તો તેની કાંઈપણ અસર જણાય જ નહી. એટલે આત્માને ઢાકવાને આત્મા નકામો છે.

આકાશ,–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ, એ પદાર્થો એવા છે કે–રૂપરહિત છે. એટલે તે આત્માની આ દેખવામા આવતી શરીર વિગેરે દશ્ય સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે નહી.

એટલે જેમ–પાણીમાં સાકર નાખીયે, અને સાકર પાણીમાં અણુએ અણુમા ચડી જાય છે, અને મીઠાં પાણીને ગળ્યું બનાવી મૂકે છે.

તેમ આત્માના પ્રદેશે પ્રદેશમાં–કર્મો પેસી જઈને આત્માને કર્મોમય બનાવી મૂકે છે.

જેમ–શેર પાણીમાં ૧) રૂપિયાભાર સાકર પણ પાણીના અણુએ અણુમાં પહોંચી જાય છે. પરંતુ ગળપણના તત્ત્વો એકે એક અણુમાં બહુજ ઓચ્છા હોય છે. પરંતુ શેર પાણીમાં ૧ શેર સાકર ગાળી નાંખીયે, તો પાણીમાં ગળપણ ઘણુંજ આવી જાય છે. એટલે કે પાણીના એકે એક આણુમાં–રૂપિયા-ભાર સાકર નાંખી ત્યારે ગળપણનો એક એક અણુ દાખલ હતો. પરંતુ જયારે શેર સાકર ગાળી નાખી, ત્યારે તે એક એક અણુમાં ચાલીશ ચાલીશ ગળપણના અણુઓ દાખલ થયા માનવા પડે છે? કે નહીં?

તેજ પ્રમાણે આત્માના પ્રદેશે પ્રદેશમાં કર્મની અનંત અનંત વર્ગણાના સ્કન્ધો ગુંથાઇ ગયા હોય છે, જેમ તલમાં તેલ ગુંથાઇ રહ્યું હોય છે, જેમ–ધગાવેલા લોઢાના ગોળામાં અગ્નિ ગુંથાઇ ગયો હોય છે. તે પ્રમાણે આ સમજી લેવું.

૧૬ આત્માના એક એક પ્રદેશમાં એટલી બધી અનંત અનંત અંશો જેટલી શક્તિ હોય છે કે તે દરેક અંશને ઢાંકવા માટેના **કર્મોના** પ્રયાસને અંગે એકએક આત્મ–પ્રદેશને અનંતા અનત કાર્મણવર્ગણાના સ્કધો લાગી જાય છે. આ કુદરતનો નિયમ ચાલુ છે.

૧૭ એટલે–કે–અનંત પરમાણુઓની બનેલી એક એક વર્ગણાનો સ્કંધ હોય છે. અને તેવા અનંતા અનંતા સ્કન્ધો એક એક આત્મપ્રદેશની શક્તિ ઢાકવા માટે ચોંટે છે. છતાં આત્માના એકેએક પ્રદેશોમાંયે એટલી બધી શક્તિ હોય છે, કે ગમે તેટલા કર્મોના સ્કંધો ચોંટે છતાં–પૂરેપૂરી તેની શક્તિ ઢંકાઇ

જતી નથી. પણ કાંઈક કાંઈક બાકી રહી જાય છે.

૧૮ દરેક પ્રદેશોમાં બાકી રહી જતી આત્માની શક્તિનો સરવાળો દરેક જીવોને જીવવામાં મદદગાર થાય છે. જેટલી ચેતના ખુલ્લી રહે છે, તેની મદદથી જીવો પોતાનું તેટલું જીવન નિભાવી શકે છે. અને પછી ઝીણામાં ઝીણા [લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ-નિગોદ] જંતુઓની ઓચ્છામા ઓછી જે ચેતના હોય છે, તેમાં ધીરેધીરે વધારો થતો જાય છે, એટલે કર્મના સ્કંધો ઓચ્છા અથવા ચોક્ખા થતા જાય છે, તેમ તેમ ચેતનાશક્તિ વધતી જાય છે, અને તે જીવનું જીવન વધારે વધારે સારું થતું જાય છે. અને છેવટે—જ્યારે કર્મના તમામ સ્કન્ધો આત્માથી છુટા પડી જાય, ત્યારે સંપૂર્ણ ચેતના ખુલ્લી થતાં આત્મા એકાએક તદ્દન નિર્મળ થઈ જાય છે. પછી તેના ઉપર કર્મો ચોંટી શકતાજ નથી.

૧૯ સોનાની ખાણમાંથી કેવળ માટીના ઢેફાંજ નીકળે છે, પરંતુ જ્યારે ખાર અને અગ્નિની મદદથી માટી દૂર થતી જાય છે, તેમ તેમ સોનું બહાર નીકળતું જાય છે. પૂરું સોનું બહાર નીકળી ગયા પછી ફરીથી તેને માટી લાગી શકતી નથી એ માટી અને સોનું ક્યારથી એમ એકઠા થતા આવે છે? તે આપણે કહી શકતાં નથી. તેજ પ્રમાણે આત્મા અને કર્મો ક્યારથી એકઠા થતા આવ્યા હશે? તે આપણે કહી શકતા નથી.

૨૦ હવે અહીં પ્રશ્ન એ રહે છે કે—

આત્મા આત્માને ઢાંકી શકે નહીં. આકાશાદિક પણ આત્મા જેવા રૂપ વગરના હોવાથી, આવી આત્માની સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે નહીં? રૂપવાળી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું મૂળ

કારણ–બીજ–રૂપવાળી વસ્તુ જ હોવી જોઈએ, એટલે પુદ્દગલ પરમાણુઓજ જગતમાં હોવાજ જોઇએ, એમ માનવું જ પડશે.

પરંતુ, ઉલટમાં એ પ્રશ્ન થશે કે–આત્મા અરૂપી છે, તેનો પ્રકાશ પણ અરૂપી હોઇ શકે. તે અરૂપી પ્રકાશ તો સર્વ ઠેકાણે રોકાયા વિના જઇ શકે, તેને રૂપી પદાર્થ શી રીતે ઢાંકી શકે? આત્માને તે અડકીજ કેમ શકે?

તેનો જવાબ એટલો જ છે કે—

આત્માના પ્રકાશના અંશે અંશની આડે કર્મસ્કંધો આવી જાય છે, એટલે તે પ્રકાશ રોકાય છે. કર્મસ્કન્ધો પ્રકાશનો નાશ કરી શકતા નથી. જેમ વાદળાં સૂર્યના પ્રકાશનો નાશ કરી શકતા નથી, પરંતુ તેને રોકી શકે છે. સૂર્યનો પ્રકાશ જો કે પુદ્દગલની જાતનો છે, છતાં વાંદળા કરતાં જુદી જાતની ગોઠવણવાળો છે, એટલે પોતાનાં કરતા જુદી જાતની ગોઠવણવાળા વાદળાંથીયે તે ઢંકાય છે.

પરમાણુ એટલા બારીક બની શકે છે, કે આત્માની સંસર્ગ વિસર્ગ શક્તિને લીધે લાંબા પહોળા થતા આત્મામાં ગુંચવાઇ જાય છે. પત્થર ઉપર ગમે તેટલું તેલ રેડો, પરંતુ પાણી પ્રવાહી હોવાથી તેમાં જેમ તેલ ભળી જાય છે, તેમ તેમાં ભળી શકતુ નથી. હવે પાણીમા પણ તમને એકરસ થઇ ગયેલું દેખાય, છતાં બારીકમાં બારીક પાણીના અણુની બાજુમા તેલના બારીક અણુઓ હોય તો પણ સ્વતંત્ર તેલ તરીકે જ હોય. ગમે તેમ ભેળવો. તોપણ તેલ પાણીમય થઇ જતું નથી હોતું, તેમ જ, પાણી તેલરૂપે બની જતું નથી. એજ પ્રમાણે દૂધના અણુએ અણુમાં ઘી હોય છે, છતાં

તદ્દન સ્વતંત્ર હોય છે. દૂધનો માવો કરીને જેમ જેમ ઘન કરો, તેમ તેમ ઘી છુટું પડતું જાય છે. તેજ પ્રમાણે પાણી કરતાંયે વધારે નરમ આત્માના પ્રદેશો ઉકળતા પાણીની જેમ નીચે થયા જ કરતા હોય છે. અને તે પણ આકાર ધારણ કરી શકે છે, અને તે જુદા જુદા આકાર ધારણ કરતી વખતે આકર્ષાઇને આવેલી તેની બાજુમા રહેલી કાર્મણ વર્ગણાઓના સ્કન્ધો તેમા અટવાઇ જાય છે. બન્નેનું એટલું બધું ગાઢ મિશ્રણ થાય છે, છતાં બન્નેય બાજુમાં તદ્દન સ્વતંત્રજ હોય છે. એ પ્રમાણે આત્મા જેમ જેમ જુદા જુદા આકારમા ફરતો જાય, તેમ તેમ કેટલાક કાર્મણ સ્કધો છુટા પડતા જાય, ને નવા નવા તેમા ગુથાતા જાય. બીજું કારણ એ પણ છે, કે–જેમ જેમ આત્મા પોતાના રૂપાન્તર કરતો જાય. તેમ તેમ કર્મના સ્કધો પણ પોતાની જાતના સ્કન્ધોને સ્વાભાવિક રીતેજ વધારે વધારે ખેચ્યે જાય છે, તેથી વધારે સૂક્ષ્મ વિચાર કરતાં આપણે એ પણ કબુલ કરવું પડશે, કે આત્મા કર્મસ્કધો સાથે વીટાઇ શકે, અને કર્મસ્કધો ગુંથાઈ શકે, તેવી બન્નેયની કુદરતી લાયકાત છે, અને આકાશાદિમાં તેવી લાયકાત ન હોવાથી તેમ બની શકતું નથી. એટલે–એ બે દ્રવ્યોમા બીજી અનત અનત લાયકાતો સાથે પરસ્પર ગુંથાવાની લાયકાત પણ છે, જેને પરિણામે આપણે જોઇએ છીએ, તેવી આ વિવિધ જીવ અને જડની સૃષ્ટિ જોવામાં આવે છે. એકલા આત્માઓ હોય, કે કર્મસ્કધો એકલા હોય તો આપણે જોઈએ છીએ તેવી આ વિવિધ જીવસૃષ્ટિ હોત જ નહી. આત્મા કરતા કોઈ એવી જુદી વસ્તુ તેમાં એવી મિશ્રણ થાય છે કે–આ વિચિત્ર સૃષ્ટિ નજરે ચડી શકે છે. માટે એવો કોઈ પણ પદાર્થ માનવોજ પડશે; અને એવો પદાર્થ નહીં માનીયે તો આવા સંયોગ–વિયોગથી ઉત્પન્ન

થતા એકજ આત્માના અનત રૂપાન્તરો આપણને જોવામાં આવી શકત નહીં. એક સરખી જ સ્થિતિ જણાત.

લાકડામાં સળગવાની યોગ્યતા છે, અને પત્થરમાં સળગવાની યોગ્યતા નથી, તેનું શું કારણ? તેનું કારણ એમ કહેવામાં આવશે, કે–લાકડામાં–સળગી શકે–તેવા તત્ત્વો છે, અને પત્થરમા તેવાં તત્ત્વો નથી, પરંતુ ત્યાં પણ એ પ્રશ્ન થશે કે–તેનું શું કારણ? ત્યારે કહેવું જ પડશે, કે કુદરતી ગોઠવણ જ એવી છે.

તેજ પ્રમાણે આત્મા અને પુદ્ગલ દ્રવ્યોને કુદરતી શક્તિ જ એવી છે, કે અમુક સંજોગો હોય, તો બન્ને મિશ્રણ થઇ શકે છે. અને આત્માનો પ્રકાશ પણ એવો હોય છે, કે–કાર્મણસ્કધો તેને આજુબાજુથી ઘેરે, તો તે રોકાઇ જાય એવો હોય છે.

અલબત્ત, આત્માનો પ્રકાશ જેવા તેવા પુદ્ગલોથી રોકાતો નથી, પરંતુ જેમ બારીક સ્કંધો એકઠા થઇને વધારે ચીકાશવાળા સ્કંધો એકઠા થાય, ત્યારેજ તેને ઢાંકી શકે છે.

માટીની ચીકાશ કરતાં ભૂતડાની માટીમાં ચીકાશ વધારે હોય છે; તેના કરતાં કાચના અને તેના કરતાં સોનાના અને તેના કરતાં હીરાના કણીયામાં વધારે ચીકાશ હોય છે, જેથી પરસ્પર ખૂબ મજબૂતીથી ચોંટી રહે છે, પરંતુ કપડા ઉપર તેલ ચોંટી જાય છે, પણ કાચ ઉપર તેલ એટલી મજબૂતીથી સજ્જડ ચોંટી શકતું નથી. પરતુ ધૂળ ઉડી ઉડીને મિશ્રણ થયેલી ગાડાના પૈડાની મળી કાચ ઉપર પણ લેપાઇ શકે છે. તેજ પ્રમાણે–સોના ઉપર મીનો વધારે સારી રીતે ચોંટે છે. કારણ કે જેમ બારીક અણુઓ અને સાથે ચીકાશ વધારે

હોય તેમ વધારે સંગીન રીતે ચોટી શકે છે. હીરાઓને ગુંદમાં ભેળવીને ચોડાશું, તો પણ સોના ઉપરથી સ્હેલાઇથી ઉખડશે, પરંતુ બારીક રંગ કે લાખથી ચોડેલાને ઉખેડતા વાર લાગશે.

તેજ પ્રમાણે આત્માના બારીકમાં બારીક પ્રદેશોને ચોંટવા માટે પરમાણુઓનો ઘણો જત્થો એકઠો થઇને બહુજ બારીક રજ જેવો હોય, તેજ ચોટી શકે છે.

૨૨ આને માટે નીચેની હકીકત સમજીને યાદ રાખી લેવી.

૧ કેવળી ભગવંતની બુદ્ધિથી પણ બે ભાગ ન કરી શકાય, તેવો નિર્વિભાજ્ય પરમાણુ છે, તેવા પરમાણુઓ જગતમાં કુલ અનંતા છે. તેમાં છુટા પણ અનંતા છે, અને ભેગા થયેલા પણ અનંતા છે અનંતાના પણ અનંત ભેદ હોય છે. હવે—એક એક છુટા પરમાણુઓ જગતમાં જેટલા હોય, તેનો એક બાજુ ઢગલો કલ્પનાથી કરીયે, તેવા અનંત પરમાણુઓની એક વર્ગણા ગણવી.

એ પ્રમાણે બબ્બે ભેગા હોય, તેવા તમામ એક બાજુએ મૂકીએ, તે બીજી વર્ગણા થઈ, એ પ્રમાણે—ત્રણ ત્રણની ચાર—ચારની, એમ એક એકનો વધારો કરતાં કરતા—સંખ્યાત સંખ્યાતના એક એક સ્કંધો, અસંખ્યાત અસંખ્યાતના એક એક સ્કંધો, એમ અનંત અનંતના એક એક સ્કંધોની વર્ગણાઓને બાજુએ મૂકીએ તો ત્રણ ત્રણના સ્કંધો પણ અનંત થાય, ચાર ચારના સ્કંધો પણ અનંત થાય; એ પ્રમાણે અનંત અનંત પરમાણુના સ્કંધો પણ અનંત થાય. છેલ્લી વર્ગણામાં અનંત સ્કંધો થાય. અને એક એક સ્કંધમાં પણ અનંત પરમાણુઓ હોય છે.

વળી પહેલી—એક એક છુટા પરમાણુથી માંડી અનંત પરમાણુઓવાળા સ્કંધની બનેલી છેલ્લી વર્ગણા સુધીમાં કુલ વર્ગણા પણ અનંત થાય.

અને તે સર્વ અગ્રહણ યોગ્ય વર્ગણા ગણાય. તે વર્ગ-ણાઓ જીવને ગ્રહણ કરવાના કામમા આવેજ નહીં. **તેનું નામ પહેલી અગ્રાહ્ય—અગ્રહણ યોગ્યવર્ગણા.**

૨ પછી છેલ્લી વર્ગણામાં અનંત પરમાણુઓના જે અનંત સ્કધો હોય છે, તેમાંનો એક સ્કંધ લેવો, અને તે એક સ્કન્ધમાં જ અનંત પરમાણુઓ હોય છે તેમાં ૧ પરમાણુ વધે, તેવડો એક સ્કંધ હોય, એવા અનંતા સ્કધોની એક વર્ગણા થાય, તે **૨જી ઔદારિકપણે ગ્રાહ્ય વર્ગણાની જઘન્ય** વર્ગણા ગણાય.

એમ—એક એક **પરમાણુ** વધતી વધતી સંખ્યાવાળા દરેક અનત અનંત સ્કધોની બનેલી એક એક, એવી અનંત વર્ગણાઓ થાય. તેમાંની છેલ્લી અનંતમી વર્ગણા આવે, તે, **ઔદારિક શરીરપણે ગ્રહણ કરવાને ઉત્કૃષ્ટ વર્ગણા** ગણાય.

૩ આ પ્રમાણે એક એકનો વધારો કરતાં કરતાં ફરીથી અનત સુધીનો વધારો કરવોઃ તે **૩જી ઔદારિક અને વૈક્રિય તે બન્નેયને અગ્રાહ્ય વર્ગણા** ગણાય. કેમકે ઔદારિકને જોઇએ તેના કરતાં પણ વધારે પરમાણુઓ હોવાથી તે સ્કધો વધારે બારીક હોય છે, અને વૈક્રિયને જોઇએ તેના કરતાં ઓછા પરમાણુઓ હોવાથી વધારે મોટા સ્કંધો હોય છે, માટે બન્નેયને માટે એ નકામી છે.

આ પ્રમાણે એક એક પરમાણુના વધારાવાળા સ્કંધોની બનેલી વર્ગણાઓ અનુક્રમે—

**૪ વૈક્રિયને ગ્રાહ્ય. ૫. વૈક્રિય અને આહારકને અગ્રાહ્ય. ૬ આહારકને ગ્રાહ્ય. ૭ આહારક અને તૈજસને અગ્રાહ્ય. ૮ તૈજસને ગ્રાહ્ય. ૯ તૈજસ અને ભાષાને અગ્રાહ્ય. ૧૦ ભાષાને ગ્રાહ્ય. ૧૧ ભાષા અને શ્વાસોચ્છવાસને અગ્રાહ્ય. ૧૨. શ્વાસોચ્છવાસને ગ્રાહ્ય. ૧૩ શ્વાસોચ્છવાસને અને મનને અગ્રાહ્ય. ૧૪ મનને ગ્રાહ્ય. ૧૫ મનને અને કર્મને અગ્રાહ્ય. ૧૬ કર્મને ગ્રાહ્ય.**

આ ઉપરથી તમો સમજી શકશો કે-

આ પ્રમાણે આત્માના એક પ્રદેશને—

૧ અનંત કાર્મણ વર્ગણા લાગુ થાય છે.

૨ એક એક વર્ગણામાં અનંત અનંત સ્કંધો હોય છે.

૩ અને એક એક સ્કંધમાં અનંત અનંત પરમાણુઓ હોય છે.

૪ અને તે અનંત પરમાણુઓ પણ પહેલી અગ્રાહ્ય વર્ણણાની છેલ્લી વર્ગણાના સ્કંધમાં જેટલા પરમાણુઓ હોય છે, તેના કરતાં અનંત અનંત ગુણા હોય છે.
એટલે તેમાં ઘણું જ બારીકપણું અને ચીકાશ આવી શકેલ હોય છે.

આટલું બારીકપણું થાય, ત્યારે જ આત્માના પ્રદેશ લાગમા આવી શકે છે.

આથી, આત્માનો પ્રદેશ ચોકખો હોય છે, એટલે જાડા, મોટા ને ઓચ્છા બારીક અણુઓ આત્મ-પ્રદેશ ઉપર અસર

કરી શકતા નથી. આ ઉપરથી આત્માના પ્રદેશની શક્તિ અને પ્રકાશ જેટલા ખુલ્લા થયા હોય છે, તે ઉપરથી કેટલા કર્મ ઓચ્છા થાય છે? અથવા નથી થયા? તેનું માપ કંઇક જાણી શકાય છે,

૨૩ આ પ્રમાણે જુના કર્મ આત્મપ્રદેશોમાં મિશ્રણુ પામ્યા હોવ છે. તેને લીધે આત્મામાં અમુક પ્રકારનો ફેરફાર થાય છે, ને તરત જ નવા કર્મો ચોંટયા કરે છે. પાણીનો પ્રવાહ વ્હેતો હોય છે, પરંતુ પત્થર પડયો હોય, તો તેના ઉપરથી પાણીને વ્હેવુ પડે છે ને ઉંચા નીચા થવુ પડે છે, કે ફેલાઈ જવું પડે છે, કે ઉચ્છળવુ પડે છે, ત્યારે એવી જ તણુખલા વિગેરે ચીજો તેની પાસે ઘસડાઇ આવી તેના વેગમાં એકઠી થઈ આડી આવ્યા કરે છે. તે પ્રમાણે આત્મા પોતાનું મહાજીવન વ્હેવડાવે છે. તેમા પૂર્વના કર્મો તેને એવી જાતની સ્થિતિમાં મૂકયે જાય છે. ને આત્મા સ્વાભાવિક રીતે એવી સ્થિતિમાં મૂકાતો જાય છે, કે નવાનવાં કર્મો તેમાં આવ્યા કરે છે. ને એમ તેમની સાથે તેનો પ્રવાહ આગળ વધ્યા કરે છે. વળી કોઈ ખાબોચીયામાં પ્રવાહ રોકાઈ જાય છે. વળી ઢાળ આવે, ત્યાં એકદમ વહે છે, એમ ચાલ્યા કરે છે.

૨૪ જો કે આત્મા સાથે ચોટયા પહેલાં તે સ્કધો કાર્મણ વર્ગણા જ કહેવાય છે. અને જે સમયે આત્મા સાથે ચોંટી મિશ્રણ થાય, તેજ સમયે તે વર્ગણાનું નામ કર્મ કહેવાય છે.

૨૫ એટલે આત્મા કર્મનો કરનાર–**કર્તા** છે, અને **ભોગવનારો છે.** પૂર્વના કર્મનાં પુદ્દગલો દ્રવ્યરૂપ હોવાથી તે દ્રવ્ય આશ્રવ છે. અને તેથી ઉત્પન્ન થતી આત્માની અવસ્થા આત્માના સ્વભાવ-રૂપ હોવાથી ભાવ આશ્રવ કહેવાય છે. દ્રવ્ય એટલે પુદ્દગલ

દ્રવ્ય : અને ભાવ એટલે આત્મસ્વભાવઃ એવો દ્રવ્ય અને ભાવનો અર્થ કરીએ ત્યારે એમ બરાબર ઘટે છે. અને ભાવ નિક્ષેપે પૂર્વના–કર્મ : અને આત્માનો ભાવઃ તે બન્નેય સાથે હોય, ત્યારે ભાવ આશ્રવ. અને તેના હિંસાદિક બહારના નિમિત્તો તે દ્રવ્ય આશ્રવ.

અથવા–લોકમાં તળાવ વિગેરેમા પાણીનું આવવું, તે દ્રવ્ય આશ્રવ. ઘરમાં રોગાદિકનું આવવું તે દ્રવ્યાશ્રવ અને ધનાદિકનું આવવું તે લૌકિક ભાવાશ્રવ અને આત્મામાં કર્માદિક પુદ્ગલોનું આવવું, તે ભાવાશ્રવ. અનેક રીતે ઘટાવી શકાય છે.

એ પ્રમાણે બંધમાં પણ દ્રવ્યઃ ભાવ ઘટાવી લેવા. કાર્મણવર્ગણાનું આત્મા સાથે મિશ્રણ થવું તે **બંધ** : આત્મા સાથે મિશ્રણ પામેલા કર્મોમાં શુભ વિપાક–ફળ –પરિણામ–અનુભવ દેખાડનારા કર્મો, તે પુણ્ય. અને અશુભ વિપાક દેખાડનારા કર્મો, તે પાપ.

તેમાં પણ ઉપર પ્રમાણે બન્નેય રીતે દ્રવ્ય : ભાવ : ઘટાવી લેવા.

૨૬ આ પ્રમાણે વિચાર કરતાં આત્મા સાથે ચોંટેલી કાર્મણ વર્ગણાનું નામ કર્મ છે.

૨૭ એટલે—

૧ પ્રથમના ઉદય પામતા કર્મો તે–દ્રવ્ય આશ્રવ.
૨ તેથી ઉત્પન્ન થતા આત્માના અધ્યવસાય, તે ભાવ આશ્રવ.
૩ તે અધ્યવસાય વખતે આત્માના જે જે પ્રદેશો જે જે આકાશ પ્રદેશ ઉપર હોય, તે તે આકાશ પ્રદેશ ઉપર રહેલી

કાર્મણ વર્ગણાઓ આત્મા સાથે ચોટે, તે કર્મ બંધ.

૪ અને ચોટેલી કાર્મણ વર્ગણા, તે કર્મ.

૫ ચોંટતી કાર્મણવર્ગણા જે સમયથી ચોંટે, તે સમયથી માંડીને આત્મા સાથે તેની **સત્તા** શરૂ થઈ ગણાય.

વિવિધ પ્રકારના બંધ પછી વચ્ચે **અબાધાકાળ. નિષેક, ઉદ્વર્તન, અપવર્તન, સંક્રમણ**, ઉપશમ, **ઉદીરણા**, વિગેરે જે જે થવું હોય તે થયા બાદ છેવટે જ્યારે તે કર્મ પોતાનું ફળ બતાવવા માંડે, ત્યારે તે કર્મ **ઉદયમાં** આવ્યા કહેવાય. પાણીમાં ભાત ઓર્યા પછી તેમાં કંઈક ઉથલપાથલ થાય છે. છેવટે તે ખાવાલાયક રંધાઈ જાય છે–ત્યારે ભાતમાં પહેલેથી રહેલી ખાવા માટેની લાયકાત પ્રગટ થાય છે–ઉદયમાં આવે છે. તે પ્રમાણે કાર્મણ વર્ગણા પણ આત્મા સાથે એવી રીતે રંધાય છે, કે પછી ઉદયમાં આવે, ત્યારે જુદાં જુદા ફળો બતાવે છે.

૬ એટલે બંધના સમયથી માંડીને ઉદયના છેલ્લા સમય સુધી જે કર્મ આત્મા સાથે લાગેલું હોય છે, તેથી ત્યાં સુધી તે **સત્તા** કહેવાય છે.

પૃષ્ઠ. ૩ ૧૯ **કર્મગ્રંથ૦**—

## કર્મગ્રંથ

આ રીતે વિચાર કરતાં દરેક પ્રાણીના હરેક પ્રકારના જીવનમાં કર્મ મુખ્ય ભાગ ભજવે છે. કેમકે–આત્મા પોતાના જીવનની કોઈ પણ પ્રવૃત્તિ કરવાની શરૂઆત કરે કે તરત જ તેના ઉપર આત્મામાં રહેલા કર્મના પડદાની અસર થાય જ છે. એ અસરમાંથી પસાર થયા વિના કોઇ પણ કામ થઇ શકતું જ નથી.

૧ આત્માનો સ્વપ્રકાશ.

૨ શુભ કર્મ પ્રકૃતિ.

૩ અશુભ કર્મ પ્રકૃતિ.

આ ત્રણના એકંદર મિશ્રણની એક સામટી વિવિધ અસરથી જ કોઈ પણ કાર્ય થઈ શકે છે. કોઈ પણ કાર્યમાં તે જ મુખ્ય હોય છે.

માટે આ કામનું સ્વરૂપ, અસર, વિગેરેને લગતું શાસ્ત્રીય પદ્ધતિસર વિવેચન કરવામાં આવેલું હોય છે. તે-કર્મ **વિજ્ઞાન** કહેવાય છે.

૨૮ પરંતુ જૈન શાસ્ત્ર સ્યાદ્વાદ શૈલીમય છે. એટલે જૈન શાસ્ત્રમાં જુદા જુદા વિજ્ઞાનની દષ્ટિથી પણ આખા વિશ્વનો વિચાર કરવામાં આવ્યો હોય છે એટલે કોઈ પણ એક **વિજ્ઞાન** પણ **તત્ત્વજ્ઞાન** બની જાય છે. દાખલા તરીકેઃ—

આત્માને મુખ્ય રાખીને આખા વિશ્વનો વિચાર કરી શકાય છે.

દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ ભાવઃની મુખ્યતાએ આખા વિશ્વનો વિચાર કરી શકાય છે.

સતની મુખ્યતાએ

ઉત્પાદઃ વ્યયઃ ધ્રૌવ્યઃની મુખ્યતાએ ,, ,, ,,

છ દ્રવ્યની મુખ્યતાએ ,, ,, ,,

દ્રવ્યઃ ગુણઃ પર્યાયની મુખ્યતાએ ,, ,, ,,

દ્રવ્યાર્થિકઃ પર્યાયાર્થિકઃની મુખ્યતાએ ,, ,, ,,

લોકઃ અને અલોકની મુખ્યતાએ ,, ,, ,,

જીવઃ અને અજીવઃની મુખ્યતાએ ,, ,, ,,

જીવતત્ત્વની મુખ્યતાએ ,, ,, ,,

| | | | |
|---|---|---|---|
| સમ્યગ્: દર્શન: જ્ઞાન: ચારિત્રની મુખ્યતાએ | ,, | | ,, |
| સામાયિક:ની મુખ્યતાએ | ,, | ,, | ,, |
| ચાર પ્રકારના સામાયિક:ની મુખ્યતાએ | | ,, | ,, |
| ૭ આવશ્યક:ની મુખ્યતાએ | ,, | ,, | ,, |
| શબ્દ: અને અર્થ:ની મુખ્યતાએ | ,, | ,, | ,, |
| સામાન્ય: અને વિશેષની મુખ્યતાએ | ,, | ,, | ,, |
| પ્રમાણ: અને પ્રમેય:ની મુખ્યતાએ | ,, | ,, | ,, |

એ અને તે સિવાયના બીજા અનેક પદાર્થોની મુખ્યતાએ આખા વિશ્વનો વિચાર થઈ શકે છે, અને **જૈન-શાસ્ત્રોમાં** કરવામાં આવ્યો છે. તે શૈલિને અનુસરીને **કર્મની** મુખ્યતાએ લોકનો: અલોકનો: સર્વ દ્રવ્ય: ક્ષેત્ર: કાળ: અને ભાવ:ના ,**સત્પ્રદપ્રરૂપણા** વિગેરે અનેક **અનુયોગ** દ્વારોની મદદથી ઘણોજ વિસ્તૃત રૂપમા વિચાર કરવામાં આવ્યો છે. તેમાં જગતના સર્વ દ્રવ્ય: ક્ષેત્ર: કાળ: ભાવ:ના સર્વ વિચારો સમાઈ જાય છે. અને એ રીતે તેના સંપૂર્ણ સ્વરૂપની ગ્રંથરચના કરવા જતા તે રચી શકાય જ નહીં. છતાં તેનો જેમ બને તેમ સક્ષેપ કરીને **કર્મપ્રવાદ પૂર્વ** વિગેરેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

તેમાંથી સમજવાને અશક્ત બાળજીવોને માટે **પંચસંગ્રહ કર્મ-પ્રકૃતિ: કર્મ-પ્રાભૃત:** વિગેરે ગ્રંથો રચીને પૂર્વાચાર્યોએ સરળતા કરી આપી છે. તે પણ કઠણ લાગવાથી **કર્મગ્રંથો** રચી આપીને વધુ સરળતા કરી આપી છે. એ કર્મગ્રંથો પણ કંઇક વિસ્તારમાં હોવાથી શ્રીમદ્ **દેવેન્દ્રસૂરીશ્વરજી** મહારાજાએ આ **પાંચ નવા કર્મ-ગ્રંથ** રચી આપીને વિષયને વધારે સરળ કરી આપેલ છે. તેના પ્રથમથી જ નીચે પ્રમાણે નામો ચાલ્યા આવે છે, તેજ નામો નવા **કર્મગ્રંથોને** પણ કાયમ લાગુ રાખ્યા છે.

૧ કર્મવિપાક-કર્મ પોતાની અસર-વિપાક શી શી નિપજાવી શકે ? તેનું માત્ર ટુંકામાં સ્વરૂપ બતાવવામાં આવ્યુ છે. આઠ કર્મોની પ્રકૃતિઓના નામો અને તેની અસરનું પ્રાથમિક જ્ઞાન આપ્યા પછી જ-વિષયમા આગળ પ્રવેશ કરી શકાય છે, એટલે **૧ લો કર્મગ્રંથ** બહુજ સારી રીતે સમજવા પ્રયાસ કરવો. તેમાં કચાશ રાખવામાં આવે, તો આગળ ઉપર પણ કચાશ જ રહે. માટે તે સમજવામા વધારે ખ્યાલ રાખવો. કેમકે-તે **કર્મના** જ્ઞાનની મુખ્ય ભૂમિકા છે.

૨ કર્મસ્તવ—**મહાવીર પરમાત્માની** સ્તુતિ સાથે **ચૌદ ગુણ-સ્થાનક** ઉપર કર્મોના **બંધ:** **ઉદય**· ઉદીરણા: અને **સત્તા:** ઘટાવી બતાવેલ છે.

૩ **બંધસ્વામિત્વ**—૬૨ માર્ગણા ઉપર કેવળ બંધ જ ઘટાવી બતાવવામાં આવ્યો છે, એટલે વિસ્તારથી **બંધના સ્વામિ** સમજાવ્યા છે.

૪ **ષડશીતિ**-ચોથાનું નામ-તેમાં મુખ્ય ૮૬ ગાથા હોવાથી-**ષડ-શીતિ** પાડવામાં આવ્યું છે. તેમા કર્મનાં વિષય સાથે સબંધ ધરાવતા અને કર્મનું જ્ઞાન પાકું થાય, માટે કેટલાક પ્રકીર્ણ વિષયો ક્રમસર અને પદ્ધતિસર આપવામાં આવ્યા છે.

૫ **શતક**—તેમાં ૧૦૦ ગાથા હોવાથી, તેનું એ નામ રૂઢ કરવામાં આવ્યું છે, પરંતુ તેમાં મુખ્યપણે-ઉત્કૃષ્ટ અને જઘન્ય પ્રકૃતિ બંધ-સ્થિતિબંધ-રસબંધ અને પ્રદેશબંધનો વિચાર આપવામાં આવ્યો છે પરંતુ ઉદય-ઉદીરણા-સત્તા, આપવામાં આવ્યા નથી, છતાં તેમાં પ્રવેશ કરવાની ભૂમિકા તો તૈયાર જ કરી આપે છે.

૬ **સપ્તતિકા**—આ ગ્રંથના કર્તા પ્રાચીન આચાર્ય મહારાજ છે,

અને તેમણે સીધોજ બીજા **અગ્રાયણીયપૂર્વ**માંથી એ ગ્રંથનો ઉદ્ધાર કર્યો જણાય છે. રચના ઘણી ગભીર તથા પ્રસન્ન છે. તે જ કાયમ રાખી, તે નવો રચવામાં આવેલ નથી. તેમાં ૭૦ ગાથાઓ હોવાથી તેનું એ નામ રૂઢ થયું છે, પરંતુ તેમાં કર્મપ્રકૃતિના **બંધ-ઉદય-ઉદીરણા તથા સત્તાના સંવેધનો** વિચાર કરવામાં આવ્યો છે જે **સ્થિતિ** વિગેરેના સવેધો સમજવાની ભૂમિકા રચી આપે છે.

આ ઉપરથી સમજી શકાશે કે—છ કર્મગ્રંથો, કર્મગ્રંથનાં વિષય રૂપી સાગરમાં પ્રવેશવાને નાના નાના હોડીયા સમાન છતાં અતિ ગંભીર છે તો પછી સંપૂર્ણ વિષયનો ખ્યાલ આપનાર **પૂર્વોમાં** કેટલી ગભીરતા હશે ? તે સ્હેજે સમજાશે.

પૃ૪ ૩. ૨૦-**કર્મવિપાક**—

એ છ કર્મગ્રંથોમાંનો આ **કર્મવિપાક** નામનો પહેલો કર્મગ્રંથ પ્રથમ રચવામાં આવેલો છે. જો કે—કર્મનો વિપાક એટલે કર્મોની અસર તો આત્મા ઉપર થાય છે, પરંતુ એ અસરનું વર્ણન જે ગ્રંથમાં ગાથા રૂપે વર્ણવવામાં આવે છે, તે—ગાથાસમૂહનું નામ **કર્મવિપાક** નામનો પહેલો **કર્મગ્રંથ કહેવાય** છે. અને તે પ્રથમ **કર્મગ્રંથ** જેમાં લખવામાં કે છાપવામાં આવ્યો હોય છે તે ગ્રન્થનું નામ **કર્મવિપાક કર્મગ્રંથનું પુસ્તક** કહેવાય છે. વાસ્તવિક રીતે—આ પ્રથમ કર્મગ્રંથમાં—કયા કયા કર્મની આત્મા ઉપર શી શી અસર થાય છે ? તે વિગતવાર સમજાવવામાં આવેલ છે.

### ગાથા ૧ લી.

પૃ૦ ૪ **સંબદ્ધ કરીએ૦**—

**સંબદ્ધ કરીએ** એટલે સંબદ્ધ કરાયેલી કાર્મણ વર્ગણા તે કર્મ : એવો અર્થ કરવો.

**શબ્દાર્થ**—જીપણહાર=જીતનારાઃ પ્રતિપાદનરૂપ=સમજાવવા રૂપઃ અભ્યન્તર=અંદરના ઉપલ=પત્થર, આત્યંતિક=તદ્દન.

**વિશેષ વિચારણા**—આપણે કર્મના સ્વરૂપમાં "આત્મા સાથે સંબંધ પામેલી કાર્મણવર્ગણાને કર્મ કહેલ છે. સ્તબુકાર્થમાં પણ એ જ વ્યાખ્યા લગભગ આપવામાં આવી છે. પરંતુ મૂળ ગાથામાં "કર્મનું નામ કર્મ કેમ રાખવામાં આવ્યું છે?" તે પ્રશ્નનાં જવાબમાં–મૂળ ગાથામાં કહ્યું છે કે–"તેનું કર્મ નામ રાખવાનું પ્રયોજન એ છે, કે–તે કર્મ છે, માટે કર્મ નામ રાખવામાં આવ્યુ છે." વ્યાકરણમાં **"છોકરો કાતર વડે કાગળ કાપે છે."** આ કર્તરિ પ્રયોગનું વાક્ય છે. તેમાં **છોકરો કર્તા છે. કાગળ કર્મ છે. કાતર કરણ** છે- અને **કાપવાની ક્રિયા** છે. કાપ ક્રિયાનું ફળ છે અને તે કાપરૂપી ક્રિયાનું ફળ કાગળમા ઉત્પન્ન થાય છે. **"છોકરા વડે કાતર વડે કાગળ કપાય છે."** આ કર્મણિ પ્રયોગનું વાક્ય છે. માત્ર પ્રયોગમાં જ ભાષાની રચનામા ફરક છે. પણ અર્થમાં કાંઇ પણ ફરક નથી.

તે પ્રમાણે જ તેમાં પણ, કર્તા છોકરો; કરણ કાતર, કર્મ કાગળ, કાપવાની ક્રિયા, અને કાપ ક્રિયાનું ફળ છે.

તો પછી એકજ જાતનો ભાવાર્થ છતાં વાક્યરચના જુદી જુદી કેમ થાય છે? તેના જવાબમા એટલું કહી શકાય છે કે–**ક્રિયાપદને** કે **કૃદન્તને** જો **કર્તરિ** પ્રયોગમાં થનારા પ્રત્યયો લગાડવામાં આવે તો તે આખી રચના કર્તરિ પ્રયોગનાં વાક્યની કહેવાય છે. અને **ક્રિયાપદને** કે **કૃદન્તને** કર્મણિ રચનાના પ્રત્યયો લગાડવામાં આવે, તો તે પ્રયોગને કર્મણિ પ્રયોગની રચના કહેવામાં આવે છે. એટલે ક્રિયાપદને લગાડવામાં આવતાં પ્રત્યય ઉપરથી **કર્તા**

કર્મ વિગેરેને કર્તરિ પ્રયોગ વખતે લાગેલી વિભક્તિઓમાં ફેરફાર થઇને-ભાવાર્થ એક જાતનો જ છતાં-વાક્યની રચના જુદી થવાથી, માત્ર તેનું નામ કર્મણિ **વાક્ય પ્રયોગ** કહેવામાં આવે છે.

અહી પણ આચાર્ય મહારાજાએ **કર્તરિ વાક્ય પ્રયોગ** ન કરતાં **કર્મણિ વાક્ય પ્રયોગ** કર્યો છે, કેમકે-કર્મ શબ્દ, એક જાતનુ કૃદન્ત તો છે, પરંતુ તેને ય કર્મણિ **અર્થમાં મન્** પ્રત્યય લાગીને **કર્મ** એવું કૃદન્ત બનેલુ છે.

**વાક્ય પ્રયોગ—**

"જીવ હેતુઓ વડે જે કરે છે, તે **કર્મ.**" આ વાક્ય કર્તરિ પ્રયોગનું છે.

"જીવ વડે હેતુઓ વડે જે કરાય છે, તે **કર્મ.**" આ વાક્ય કર્મણિ પ્રયોગનુ છે. પ્રયોગ જુદા જુદા છતાં બન્નેયનો અર્થ એક સરખોજ છે, માત્ર વાક્ય પ્રયોગમાં જુદાપણું છે.

અહીં, **કર્તા** જીવ છે. **મિથ્યાત્વાદિ હેતુઓ** એક અપેક્ષાએ **કરણ** છે અથવા **નિમિત્તો** છે. **જે** શબ્દ **કર્મ** છે. **કરવાની** ક્રિયા **કરાવું**-બનવુ-કંઈક થવું-એ ક્રિયાનું **ફળ** છે.

કૃ ધાતુને **મન્** પ્રત્યય **કર્મણિ**માં લગાડેલો છે. જે કરાય, તે કૃ+મન=કર્=મન=કર્મન=કર્મ. ન્નો લોપ થાય છે. જો કે **મન્** પ્રત્યય **ભાવે** પ્રયોગમા પણ થાય છે. તે વખતે કર્મનો અર્થ-ક્રિયા, કામ, એટલો જ થાય છે. કેમકે-કૃ ધાતુનો કરવું એવો જે અર્થ થાય છે, તેજ-**ભાવ** અર્થમાં થયેલો **મન્** પ્રત્યય લાગ્યા પછી પણ "કરવુ" એજ અર્થ થાય છે. **ભાવ વાક્ય પ્રયોગમાં કર્મપદ** હોયજ નહીં. તે માત્ર ક્રિયાનો મૂળ અર્થજ બતાવે છે. તેથી તે ક્રિયાર્થક **ભાવવાચકનામ** કહેવાય છે.

પરંતુ અહીં તો વાક્યમા "જે" કર્મ મૂકેલું છે. માટે "કૃ" ધાતુથી કર્મણિ અર્થમા પ્રયત્ન કર્યો છે. એમ સ્પષ્ટ થાય છે. ત્યારે જે એ કરાય ક્રિયાપદનું કર્મપદ છે. જે કરાય, તે કર્મ માટે કરાય–બનાવાય, તે કર્મ કહેવાય છે

**વ્યાકરણમાં** કર્મપદની સામાન્ય વ્યાખ્યા એ પ્રમાણે આપી છે, કેઃ—કર્તાએ કરેલી ક્રિયાથી ઉત્પન્ન થયેલ ફળ જેમા હોય, કે જેને લાગુ પડતું હોય, તે કર્મ કહેવાય અને કર્મને સૂચવનારાં પદ, તે કર્મપદ કહેવાય. **"રસોઈઓ ભાત રાંધે છે."** ચૂલો સળગાવવો, તપેલી ચડાવવી, વિગેરે રાધવાની ક્રિયા છે. તેથી ચોખામાં પોચાશ આવવા રૂપ ફળ ઉત્પન્ન થયું. તે ચોખામા એટલે ભાતમાં હોય છે. તેથી સાક્ષાત્ ભાતઃ એ રાધવાની ક્રિયાનું કર્મ છે અને તેને સૂચવનારા આ વાક્યમાં ભાત પદ છે. માટે તે કર્મપદ કહેવાય છે. તેજ પ્રમાણે કાગળમા કાપો પાડવાનુ ફળ ઉત્પન્ન થાય છે માટે કાગળ કર્મ છે. અને તે સૂચવનારું પદ **કાગળ** કર્મપદ છે.

એજ પ્રમાણે—આચાર્ય મહારાજનુ પણ કહેવુ એમ છે કે "કાર્મણવર્ગણાના પુદ્ગલો ઉપર જીવ પોતાને કરવાની એવી ક્રિયા કરે છે, કે જેથી કરીને તેમાં આત્મા સાથે ચોટવાની લાયકાત રૂપ ફળ ઉત્પન્ન થાય છે. માટે આત્મા સાથે ચોટતી તે કાર્મણવર્ગણામાં જ્યારે આત્મા સાથે સયોગ થવા રૂપ ફળ ઉત્પન્ન થાય, ત્યારે તે પણ **કર્મ** કહેવાય છે, એટલે જીવ **કર્તા** છે. ચોટેલી-સંયુક્ત કાર્મણવર્ગણા **કર્મ** છે. સયોગ **ફળ** છે મિથ્યાત્વાદિ હેતુઓ છે. પોતાની સાથે જોડવાના પ્રયત્નો-ત્રણ યોગરૂપ જીવની ક્રિયા છે આ પ્રમાણે **વ્યાકરણમાં** જેમ કર્તાના પ્રયત્નના ફળનાં આધારભૂત પદાર્થ સૂચવનારા નામને માટે કર્મ શબ્દ વપરાય છે. તે પ્રમાણે આત્મા સાથે સંબંધ પામતી કાર્મણવર્ગણા પણ કર્મ છે. કેમકે વ્યાકરણના કર્મની વ્યાખ્યા આને પણ લાગુ પડે છે. માટે તેને પણ કર્મ

કહેવામાં વાંધો નથી. આ રીતે વ્યાકરણમાં પ્રસિદ્ધ કર્મ શબ્દની વ્યાખ્યા–આત્મા સાથે ચોંટેલા કર્મોમાં પણ આબાદ લાગુ કરી બતાવી છે. વ્યાકરણમાં વપરાતો કર્મ શબ્દ પણ કૃ+ધાતુથી કર્મણિ **વાક્યયોગમાં મન્** પ્રત્યય લાગીને થયો છે.

જો એમ હોય તો કર્મ તો જગતમાં અનંત પ્રકારના થશે. તે સર્વને બદલે માત્ર આત્મા સાથે ચોંટેલી કાર્મણવર્ગણાને જ કર્મ કહીને તેનું જ વર્ણન આખા ગ્રંથમાં કરવામાં આવેલું છે. તેનું કેમ ?

તેના જવાબમાં એટલું જ કહી શકાય કે–જીવરૂપ કર્તા જેટલા કર્મો કરે છે, તે સર્વમાં આ કર્મ જ મુખ્ય છે. કેમકે બીજા ઘણા ખરા કર્મો આ કર્મોને જ આધીન છે; જો આત્મામાં આ વર્ગણા રૂપ કર્મો ન હોય, તો તેને શરીર પણ ન હોય, તો કાતર અને કાગળ હાથમાં શી રીતે લે ? અને કાપવાનું જ ક્યાંથી હોય ? માટે સર્વ પ્રકારના કર્મોમાં મુખ્ય એ છે. એ જ કર્મનું વર્ણન આ ગ્રંથમાં કરવામાં આવેલું છે.

એટલે–**કર્મન્** શબ્દમાં કૃ ધાતુ છે. અને **મન્** પ્રત્યય થયો છે.

**મન્** પ્રત્યય **કર્મ** અને ભાવઃ એમ બે અર્થમાં થાય છે. તેમાંથી આ **કર્મ** શબ્દમાં **મન્** પ્રત્યય **કર્મણિપ્રયોગમાં** થયો છે. એ બતાવવા આખું વાક્ય કર્મણિ પ્રયોગમાં બતાવ્યું છે. અને જીવરૂપ કર્તા પદને ત્રીજી વિભક્તિ અને જે રૂપ કર્મપદનો **કર્મ** અર્થને **મન્** પ્રત્યયથી ઉક્ત ગણીને પ્રથમા વિભક્તિ મૂકવામાં આવી છે. જોકે–ગાથામાં–"જે" પદ અધ્યાહાર રાખેલ છે પરંતુ "જે" પદ મૂક્યું હોત. તો પણ તેને પહેલી વિભક્તિ જ લાગી હોત અને વ્યાકરણમાં કર્મની વ્યાખ્યા કરવામા આવી છે, તે જ વ્યાખ્યા આત્મા સાથે ચોટતી કાર્મણવર્ગણામાં લાગુ કરી આપીને તેનું **કર્મ**

નામ આપવામાં આવેલ છે, તે બરાબર છે, એમ સાબિત કરી આપવામાં આવેલું છે.

જેથી, **કર્મ** શબ્દમાં કૃ ધાતુથી ભાવ અને કર્મમાં થતા **મન્** પ્રત્યય બેમાંથી કયા અર્થમાં છે? અને વ્યાકરણની કર્મની વ્યાખ્યા અહીં શી રીતે લાગુ પડે છે? વિગેરે પ્રશ્નોના ખુલાસા આ ગાથામાં આપવામાં આવેલી **કર્મ** શબ્દની વ્યુત્પત્તિ મારફત આપી દેવામાં આવ્યા છે.

એટલે કે—**કર્મના સ્વરૂપમાં** અમે આપેલી સ્વરૂપ કે લક્ષણ વ્યાખ્યા છે. અને ગાથામાં કર્મની વ્યુત્પત્તિ નિમિત્તક વ્યાખ્યા કરવામાં આવી છે. વાસ્તવિક રીતે, બન્નેય રીતે એકજ વાત સમજાવવાની છે. **શ્રી ટબાકારે** વ્યુત્પત્તિની વ્યાખ્યા વધારે સ્પષ્ટ કરી નથી તેનું કારણ સમજાયું નથી. કદાચ સંક્ષેપ ખાતર હશે. અથવા સ્વરૂપ વ્યાખ્યામાં ગર્ભિત રીતે કરી દીધેલી જણાય છે.

હવે આ ગાથાને ગાથાર્થ કરતાં **જેણં** અને **તો** આ બે શબ્દો પ્રાથમિક અભ્યાસીને બહુ ગુંચવે છે. અને અધ્યાપકોને પણ તેનો ખ્યાલ આપવાની મુશ્કેલી પડે છે. તેથી તેનો ખુલાસો કરવો જરૂરી હોવાથી અત્રે સમજાવવામાં આવે છે—

**જેણં** એટલે "જે હેતુઓ વડે" એવો અર્થ ન કરવો. તેમજ—**તો** એટલે "તે હેતુ માટે" એવો અર્થ ન કરવો. કેમકે એ બન્નેય શબ્દો "જીવ વડે કરીને કરાય, તે **કર્મ** કહેવાય છે." એ જાતના વાક્યની બહારના શબ્દો છે.

"તેને **કર્મ** એવુ નામ કેમ આપવામાં આવ્યુ છે?" એ પ્રશ્નના જવાબમાં—

જેણં [પ્રાકૃત] **યેન** શબ્દથી શરૂ કરવામાં આવે છે. અને **તો** [પ્રાકૃત] **તતઃ** [સંસ્કૃત] તેથી—એ શબ્દ જવાબનો ઉપસંહાર

શરૂ કરવા માટે છે. સંસ્કૃત કે પ્રાકૃતભાષામા પ્રશ્નના જવાબમા **યેન** વિગેરે અવ્યયો મૂકાય છે. જેમ જુના વખતના કાગળોમાં લખાય છે કે—અમદાવાદથી લખીતંગ કેશવલાલ મોહનલાલ **જત્** લખવાનું કે, અહીં **જત્** **એટલે** **યત્** એ શબ્દ વાકયની શરૂઆતમાં લખાતો હતો. એ પ્રમાણે અહીં **જેણું** શબ્દ લખાયેલ છે.

જીવ વડે હેતુઓથી કરાય છે. **તો**—તેથી, તે કર્મ કહેવાય છે. આત્મા સાથે ચોટેલી કાર્મણ વર્ગણાનુ નામ કર્મ આપવાનું શું કારણ છે? એ પ્રશ્નકારનો પ્રશ્ન હતો, તેના જવાબમાં **કર્મ** શબ્દથી **કથન કરવાના હેતુ તરીકે 'તો'** શબ્દ મૂકાય છે. અને એ **તો** ની સાથે સંબંધ તરીકે **જેણં** શબ્દ છે.

આપણી ગુજરાતી ભાષામાં આવા વાકયો છે. તેમાં **તેથી—તો** શબ્દ વપરાય છે. પરંતુ તેની સાથે સંબંધ રાખતો પ્રથમ વાપરવા જેવો **જેથી—જેણું** શબ્દ બહુ વપરાતો નથી, પરંતુ અધ્યાહાર રાખવામાં આવે છે. જેમકે—

કમળને પંકજ કેમ કહો છો?

તે **પંકે** એટલે કાદવમાં—જ ઉત્પન્ન થાય છે.

તેથીઃ—

અમે તેને **પંકજ** કહીએ છીએ.

એટલે—કહેવાના હેતુમાં **તેથી** શબ્દ મૂકાય છે. **તેથી** શબ્દ હોય, ત્યાં **જેથી** શબ્દનો સંબંધ હોય જ. કેમકે—જે—તેનો સંબંધ હોય જ છે. સંસ્કૃત રચના પ્રમાણે તે આમ બોલાય છેઃ—

कमलं पंकजं कथं कथ्यते?

येन—अथवा यतः अथवा यस्मात्—

तत् पङ्के जायते,

ततः अथवा तेन—અથવા तस्मात् हेतोः

"पंकजम्" इति कथ्यते.

આ પ્રમાણે—

"તમે જીવ ઉપર અસર પાડનારા પુદ્ગલોને "કર્મ" એવા શબ્દથી કેમ બોલાવો છો ? બોલાવવાના કારણના ખુલાસામા જણાવે છે કે—

येन—

जीवेन हेतुभिः क्रियते;

तेन—

"कर्म" इति भण्यते.

ભણન ક્રિયાના હેતુસૂચક તરીકે **येन** અને **तेन** અવ્યય વપરાયા છે. અથવાઃ—

'આત્મા સાથે સંબંધ ધરાવતી કાર્મણવર્ગણા કર્મ કહેવાય છે." એ **પ્રતિજ્ઞા વાક્ય.**

"ક્રિયતે–કરાય છે, માટે" એ **હેતુવાક્ય.**

"જેમ, **ઘડો કરાય** છે, માટે, તે **વ્યાકરણ**ના નિયમ પ્રમાણે **કર્મ** કહેવાય છે, તેમ" એ **દૃષ્ટાન્ત.**

"તે પ્રમાણે એટલે જેમ કુંભારવડે ઘડો કરાય છે, તે પ્રમાણે એ કાર્મણવર્ગણા પણ [આત્મ–સંબદ્ધ] કરાય છે." એ **ઉપનયવાક્ય.**

"માટે–આત્મસંબદ્ધ કાર્મણ વર્ગણાનુ નામ કર્મ આપવામાં આવ્યું છે. તે બરાબર છે" એ **નિગમન** વાક્ય. આ પાચ અવયવોમાં હેતુરૂપ અવયવસૂચક જેણ" પદ છે. એને **નિગમનરૂપ** અવયવસૂચક **તો** પદ છે.

હેતુસૂચક વાક્યને પાંચમી વિભક્તિ લગાડાય છે તે "जीवेन मिथ्यात्वादिहेतुभिः यत् क्रियते, ततः, અથવા-"जीवेन मिथ्यात्वादिहेतुभिः क्रियमाणत्वात्" એમ કરવું જોઇએ. પરંતુ क्रियतेને પાંચમી ન લાગી શકે, એટલે જેણંથી પાંચમીનો હેત્વર્થ સૂચવ્યો છે. અને નિગમનમાં "तस्मात्, तथा" એમ કહેવાય છે. એ तस्मात्, ને બદલે તો શબ્દ મૂકયો છે.

**સૂચના**—અમે આપેલા **ગાથાર્થ** ઉપર શિક્ષકે વિદ્યાર્થીનું બરાબર ધ્યાન ખેંચવું. અને આ ભેદ બરાબર સમજાવવો.

## ૨ જી ગાથા

**શબ્દાર્થ-નિષ્પન્ન**=બનેલો. **પસલી**=ખોબો.

**એકસ્થાનીય**=એકવડી શક્તિ વાળો. [ આનો સ્પષ્ટ અર્થ આગળ આવશે ] એક શેર શેરડીના રસમાંથી ચમચી ચાખીએ, તેના ગળપણ કરતાં ઉકાળીને પાશેર કરેલા રસની ચમચી ચારગણી ગળી હોય, માટે તે ચાર સ્થાનીય-એટલે ચારગણી શક્તિવાળો કહેવાય.

જ્યારે આત્મા સાથે કાર્મણ વર્ગણા ચોંટે છે, એટલે કે-આત્મા અને કાર્મણ વર્ગણાનો **બંધ** થાય છે, તેજ સમયે તે વર્ગણારૂપ કર્મોમાં પૂર્વના કેટલાક શુભ અને કેટલાક અશુભ કર્મનો ઉદય હોય જ છે તથા લાંબા કાળથી કર્મો ખપાવતાં ખપાવતાં આત્માના પણ કેટલાક ગુણો કેટલેક અંશે ખીલ્યા હોય છે. એ ત્રણેયની સામટી અસરથી ચિત્ર-વિચિત્ર સ્વરૂપના **યોગ અધ્યવસાયોને** લીધેઃ—

૧ એક સમયમાં બંધાયેલી વર્ગણાના જુદા જુદા **જત્થાઓમાં** ભાગલા પડી જાય છે.

૨ "તેઓ કેટલો વખત આત્મા સાથે ચોંટી રહેશે?" તેનો વિચિત્ર પ્રકારે આત્મા સાથે ચોંટી રહેવાનો **વખત** નક્કી થાય છે.

૩ ભવિષ્યમાં ચિત્ર વિચિત્ર અસર ઉત્પન્ન કરવાના **સ્વભાવ** તે વર્ગણામાં નક્કી થાય છે.

૪ અને તે દરેક જત્થો પોતાનો સ્વભાવ બતાવશે ખરો, પરંતુ કેટલા **જોરથી** બતાવી શકશે? તે અનુભવ કરાવવાની શક્તિ-વિપાક પણ નક્કી થઈ જાય છે.

૧ વર્ગણાના જત્થાઓ-ભાગલા પાડવા-તે **પ્રદેશબંધ** કહેવાય છે.

૨ દરેક જત્થાનો આત્મા સાથે ચોંટી રહેવાનો વખત નક્કી થાય, તે **સ્થિતિબંધ** કહેવાય છે.

૩ દરેક જત્થો શી શી અસર નીપજાવશે? તે નક્કી થાય છે, તે **પ્રકૃતિબંધ** કહેવાય છે.

૪ દરેક જત્થો પોતાની કઈ કઈ અસર ઉપજાવશે? એ તો **પ્રકૃતિ બંધમાં** નક્કી થયું પરંતુ એ અસર કેવા જોરથી ઉપજાવશે? તે પણ નક્કી થાય છે. એટલે કોઈ કર્મ પ્રકૃતિની ધીમી અસર ઉત્પન્ન કરે, કોઈ આકરી અસર ઉત્પન્ન કરે છે, તે **અનુભાગ-બંધ** કે **રસબંધ** કહેવાય છે

આ ચાર પ્રકારનો નિર્ણય કર્મ બંધાતી વખતના સમયે જ થઈ જાય છે. અને-એ ચારેય કેવા દ્રવ્ય--પદાર્થના નિમિત્તે? કયા કાળે-વખતે? કયા ક્ષેત્રમાં કઈ જગ્યાએ? કેવા ભાવ-સંજોગોમાં? અને કયા ભવ-જીંદગીમાં? પોતે પોતાની અસર ઉત્પન્ન કરશે? તે પણ તેજ વખતે નક્કી થાય છે. **દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ,** અને

**ભવ**, એ પાંચ નિમિત્તો પણ કર્મો બંધાતી વખતના એજ **યોગ** અને **અધ્યવસાયના** બળથી નક્કી થાય છે.

આ ચારમા—**પ્રકૃતિબંધને** મુખ્ય ગણવામાં આવેલ છે. કેમકે-કર્મોના નામો—તેની જુદી જુદી અસર ઉત્પન્ન કરવા ઠરેલી શક્તિ-ઓને અનુસરીને પાડવામાં આવેલા છે. તેથી કર્મોની સ્થિતિઃ રસઃ અને પ્રદેશઃનોય વિચાર કરતી વખતે પણ—**પ્રકૃતિ અનુસાર** પાડેલા નામથી આખા **કર્મશાસ્ત્રમાં** વ્યવહાર કરવામાં આવેલો છે. માટે એક ઠેકાણે લખ્યું છે, કે—"**પ્રકૃતિ** એ ચારેયનો સમૂહ છે." એ વાત પણ આ રીતે બંધ બેસતી આવે છે.

જેમ ચાર પ્રકારના બંધ થાય છે, તેજ પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ | પ્રકૃતિ બંધ | ૨ | પ્રકૃતિ સત્તા |
| ૧ | સ્થિતિ ,, | ૨ | સ્થિતિ ,, |
| ૧ | રસ ,, | ૨ | રસ ,, |
| ૧ | પ્રદેશ ,, | ૨ | પ્રદેશ ,, |
| ૩ | પ્રકૃતિ ઉદય | ૪ | પ્રકૃતિ ઉદીરણા. |
| ૩ | સ્થિતિ ,, | ૪ | સ્થિતિ ,, |
| ૩ | રસ ,, | ૪ | રસ ,, |
| ૩ | પ્રદેશ ,, | ૪ | પ્રદેશ ,, |

કુલ ૧૬ ભેદ થયા. તે દરેકના—જઘન્યઃ મધ્યમઃ અને ઉત્કૃષ્ટઃ ત્રણ ત્રણ ભેદ ગણાતાં ૪૮ ભેદ થશે.

સ્થિતિસ્થાનોઃ રસસ્થાનોઃ અને પ્રદેશ વિભાગોઃમા ઘણી વિવિધતા હોવાથી તેને મુખ્ય રાખીને શાસ્ત્ર વ્યવસ્થા કરવા જતા ઘણો ગુંચવાડો ઉભો થાય તેમ હોવાથી, પ્રકૃતિને આશ્રયીને ૧૫૮ ભેદો પાડીને આખા કર્મશાસ્ત્રનું બંધારણ રચવામાં આવ્યાથી સરળતા થઈ છે. અર્થાત્ કર્મ વિચારણાને લગતી કોઈપણ વિચારણા એ

એકસો અઠ્ઠાવન કર્મપ્રકૃતિઓને મુખ્ય રાખીને કર્મગ્રંથના તમામ સાહિત્યમાં કરવામાં આવેલ છે. એથી રચનારાઓની અસાધારણ વ્યવહારુતા અને રચનાકૌશલ જણાઇ આવે છે.

**સત્તામાં** રહેલાં કર્મો ઉપર–આઠ કરણોની અસર થાય છે. તે લેતા–પ્રકૃતિઃ સ્થિતિઃ રસઃ અને પ્રદેશઃની સત્તામાં ૪×૮=૩૨ઃ અને તેના જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ ભેદો પણ ગણતા ૯૬ ભેદ પડી જાય. તેમાંના કોઈ કોઈ કર્મ માટે કોઈ ભેદ ન પણ સંભવે.

કર્મને લગતા **વિશાળ સાહિત્યમાં**–૮ મૂળ કર્મો અને ૧૫૮ ઉત્તર પ્રકૃતિ તથા તેના ઉપર જણાવેલા ૪૮ઃ અથવા ૯૬ઃ ભેદોનો તથા દરેકના **સંવેધનો**ઃ તથા દરેકના સ્વામિઓનો, ગુણ–ઠાણાઃ જીવ–ભેદઃ યોગઃ ઉપયોગઃ માર્ગણાઃ વિગેરે મારફત સૂક્ષ્મ તત્ત્વ નિરૂપણપૂર્વક અને બુદ્ધિગ્રાહ્ય થાય તેવી રીતે સત્ઃ **સંખ્યા**ઃ વિગેરે અનુયોગદ્વારની મદદથી વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. જેથી, સાંગોપાંગ કર્મસાહિત્યનો સૂક્ષ્મ અભ્યાસ કરવાથી આખા વિશ્વનું ચોકકસ અને સૂક્ષ્મજ્ઞાન થવાથી કોઈ પણ ઘટના વિષેના કર્મગ્રંથનો અભ્યાસી કારણો અને પરિણામો સમજાવી શકે છે.

## ગાથા ૩ જી

**શબ્દાર્થઃ પ્ર+વચન**=ઉંચામાં ઉંચું વચન=ઉપદેશ. તીર્થંકર પરમાત્મા જેવા ત્રણ જગતને પૂજ્ય મહાન્ પુરુષોએ સર્વ જગજ્જન્તુઓના હિતને માટે આપેલો ઉચ્ચ–પારમાર્થિક ઉપદેશ. **गीयते येन तद् गोत्रम्** જે વડે ગવાય–બોલાવાય, તે **ગોત્રકર્મ. ઉપન્યાસ**–ગોઠવણ.

**વિશેષોપયોગ**–જગતમાંની દરેક વસ્તુમાં બે ધર્મો તો હોય છે, સામાન્ય અને વિશેષ. કોઇ પણ એક ઘડો–પોતાની જાતના બીજા ઘડા સાથે ઘણી રીતે મળતો આવતો હોવાથી જેટલી રીતે

મળતો આવે છે. તેટલી બાબતમાં તે બીજા ઘડા સમાન જેવો હોવાથી તેમાં **સામાન્યપણું** છે. અને બીજા ઘડાઓ કરતાં પોતાની વ્યક્તિ જુદી હોવાથી–બીજા દરેક ઘડાઓ કરતાં પોતાનામાં જેટલી જુદાઇ–વિશેષતા છે. તે વિશેષતાઓને લીધે–બીજા બધાં કરતાં તે જુદો પડે છે. એટલે તેજ ઘડામા પોતાનું વિશેષપણું પણ છે, વધારે સૂક્ષ્મતાથી વિચારીએ તો એકજ ઘડો કાળ ભેદેઃ સ્વરૂપ ભેદેઃ ક્ષેત્ર ભેદે : સ્વામિ ભેદેઃ સ્વરૂપ ભેદે વિગેરે કારણોથી જુદો જુદો ગણાય છે. તે એક ઘડામાં સામાન્યપણું છતાં કાળાદિભેદે વ્યક્તિભેદ થતાં તે તે વિશેષ ધર્મો પણ તેમાં હોય છે. માટે ઘડોમાં–સામાન્યપણું અને વિશેષપણું : એ બન્નેય ધર્મો છે.

ઘડામાં ઘડા તરીકેનું સામાન્યપણું છે. જડ પદાર્થ તરીકેનું સામાન્યપણુ છે. વસ્તુ તરીકેનું સામાન્યપણું છે, તેજ રીતે "આ ઘડો" તરીકેનું વિશેષપણું છે, માટી નામના અમુક જડ પદાર્થ તરીકેનું વિશેષપણું છે. અમુક આકારના દ્રવ્ય રૂપ વસ્તુ તરીકેનું વિશેષપણું છે. સારાંશ કે–સામાન્યપણું અને વિશેષપણુ એ બન્નેય ધર્મો પરસ્પર સાપેક્ષ હોય છે. અને દરેક પદાર્થોમાં એ સાથે રહે છે.

પદાર્થમાં રહેલા કોઇ પણ સામાન્ય ધર્મનું જ્ઞાન કરવાની આત્મામાં રહેલી શક્તિ, તે આત્માનો **દર્શનગુણ** ગણાય છે.અને–

પદાર્થમા રહેલા કોઇપણ વિશેષ ધર્મનુ જ્ઞાન કરવાની આ–ત્માસાં રહેલી શક્તિ, તે આત્માનો **જ્ઞાન ગુણ** ગણાય છે.

એ બન્નેય શક્તિનો આત્મા વપરાશ કરે, ત્યારે–એ બન્નેય શક્તિઓનો ઉપયોગ કર્યો ગણાય છે.

જયારે દર્શનશક્તિનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે વસ્તુ–નો સામાન્ય ધર્મ જાણવામાં આવતો હોવાથી, તે વ્યક્તિરૂપે વિશેષ આકાર નક્કી કરી શકાતો નથી. માટે **દર્શનોપયોગ** એટલે **નિરા–કારોપયોગ** કહેવાય છે.

અને જ્યારે જ્ઞાનશક્તિનો ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે પદાર્થમાં રહેલા વિશેષ ધર્મનું જ્ઞાન થાય છે, એટલે "અમુક જ પદાર્થ જાણવામાં આવ્યો" એવો આકાર થયેલા જ્ઞાનનો ગોઠવી શકાય છે માટે તે **સાકારોપયોગ** – વિશેષોપયોગ – જ્ઞાનોપયોગ કહેવાય છે.

સૂક્ષ્મ વિચાર કરી જોતાં–**દર્શન** અને **જ્ઞાન** બન્નેય આત્માની જ્ઞાનસ્વરૂપ ચેતનાશક્તિ છે. પરંતુ ઉપયોગ પ્રવર્તતી વખતે એ જ્ઞાનસ્વરૂપ ચેતનાશક્તિનાજ જ્ઞેયભેદે, અવસ્થાભેદે બે પ્રકાર પડી જતા હોવાથી અમુક અવસ્થાનું નામ દર્શન, કે–નિરાકારોપયોગ અને અમુક અવસ્થાનું નામ–જ્ઞાન–સાકારોપયોગ–એમ–વ્યવસ્થા કરવામાં આવેલી હોય, તેમ જણાય છે. એટલે કે **દર્શન** અને **જ્ઞાન**નું સ્વરૂપ શાસ્ત્રકારોએ પરસ્પર ભિન્ન અને અભિન્ન કેવી રીતે બતાવ્યું છે? તે વિષેનો વિશેષ વિચાર આગળ ઉપર પાંચ જ્ઞાનનું સ્વરૂપ સમજાવતી વખતે કરીશું.

**ઉદય–વિનાશ–ઉચ્ચગોત્ર** પામેલા જીવને પ્રાયઃ દાનાન્તરાયાદિક અંતરાય કર્મનો ક્ષયોપશમ વધારે હોવાથી દાનગુણઃ લાભપ્રાપ્તિઃ વિગેરે વધારે કરી શકે છે, એ અપેક્ષાએ દાનાદિ ગુણનો **ઉદય** સમજવાનો છે અને નીચ ગોત્ર પામેલાં જીવને ક્ષયોપશમ ઓછો હોય, અને અંતરાય કર્મોનો ઉદય વધારે હોય, તો દાનગુણ, લાભપ્રાપ્તિ ઓચ્છા કરી શકે છે. તે અપેક્ષાએ અહીં વિનાશ લેવો.

## ગાથા ૪ થી

**શબ્દાર્થ**–ચારેય તરફથી ચોક્કસ બોધઃ તે **અભિનિબોધઃ પાંચ જ્ઞાન** અથવા **અભિનિબોધિક** જો કે-આ **કર્મવિપાક** નામના પહેલા **કર્મગ્રંથમાં** ૧૫૮ કર્મપ્રકૃતિઓની અસરો શી શી થાય? તે સમજાવવાનું મુખ્ય કાર્ય છે. તે સમજાવતી વખતે પાંચ જ્ઞાનાવરણીય

કર્મો સમજાવવા પડે. અને તે પાંચ કર્મો પાંચ જ્ઞાનનું આવરણ કરે છે, માટે પાંચ જ્ઞાનના નામ આપીને અને ટુંકી વ્યાખ્યાઓ આપીને તેને આવરણ કરનારા પાંચ કર્મો "મતિજ્ઞાનાવરણીયાદિ કર્મો" કહેવાય છે. એ પ્રમાણે-જેમ **તત્વાર્થ સૂત્રના આઠમા અધ્યાયમાં મત્યાદીનામ્** સૂત્રથી ટુંકમાં તેના આવરણો વિષે સમજ આપી છે. તે પ્રમાણે અહીં પણ ખ્યાલ આપ્યો હોત, તો ચાલી શકત. છતાં, જૈનદર્શનમાં જ્ઞાનનું સ્વરૂપ સમજાવવા-**તત્થ મઈનાણં૦** (ગા. ૪)થી માંડીને **કેવલમિગવિહાણં૦** (ગા. ૮) સુધીની ગાથાઓ એક પ્રાસંગિક અર્થવાદ તરીકેનો ભાગ છે. પરંતુ ગ્રન્થના મૂળ વિષય સાથે ખાસ અત્યંત સંબંધ ધરાવતો નથી. છતાં જરૂરી જાણીને તેટલો વધારાનો ભાગ શ્રી ગ્રંથકારે આપ્યો છે.

હવે પછી, ગાથાવાર-સ્તબકના કઠિન શબ્દોના અર્થોઃ અથવા તેના કોઈ કોઈ વાક્યોના ભાવાર્થોઃ વિશેષતાઓઃ સમજાવીશું. અને એ રીતે આખા ગ્રંથ ઉપરનો **પ્રદીપક** આપ્યા પછીઃ—

૧ ૧૫૮ કર્મની ચોક્કસ વ્યાખ્યાઓ.

૨ પાંચ જ્ઞાન અને ૪ દર્શનનું સરળતાથી સમજાય તેવું સ્વરૂપ.

૩ ૧૫૮ કર્મપ્રકૃતિઓની સંખ્યામાં ફેરફાર તથા પારિભાષિક સંજ્ઞાઓ.

૪ તથા કર્મબંધનના વ્યવહારૂ કારણો વિષે ખ્યાલ આપી કર્મ વિપાકનો **પ્રદીપક** પૂરો કરીશું.

**પરોક્ષ=અક્ષ** એટલે **આત્મા** અથવા ઇન્દ્રિય. આત્માથી પર=એટલે સાક્ષાત્ આત્માથી જાણી ન શકાય, પરંતુ **અક્ષ** એટલે ઇંદ્રિયોની મદદથી જ જાણી શકાય, માટે તે મતિ અને શ્રુતજ્ઞાન **પરોક્ષ** કહેવાય.

અથવા, **અક્ષ** એટલે ઇંદ્રિયો, તેથી પણ પર એટલે લિંગ, **શબ્દ, સાદૃશ્ય,** વિગેરેની મદદ લેવી પડે. પણ ઇંદ્રિયો અને પદાર્થના સીધા સંબંધથી જાણી ન શકાય, તે **અનુમાનાદિક** પણ **પરોક્ષજ્ઞાનો** કહેવાય છે.

**પ્રત્યક્ષ=અક્ષ** એટલે સાક્ષાત્ સીધી રીતે જાણી શકે, તે જ્ઞાનો પ્રત્યક્ષ જ્ઞાનો કહેવાય. તે **અવધિઃ મનઃપર્યાયઃ** અને **કેવળજ્ઞાન** એ ત્રણ જ્ઞાન પારમાર્થિક પ્રત્યક્ષ કહેવાય.

અથવા, **અક્ષ** એટલે ઇંદ્રિયોથી—લિંગ, શબ્દ, સાદૃશ્ય વિગેરેની મદદ વિના-સીધી રીતે ઇંદ્રિયોથી જાણી શકાય-તે પાંચ ઇંદ્રિયથી પ્રત્યક્ષ થતું મતિ અને શ્રુત જ્ઞાને પણ પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. પરંતુ તે સાંવ્યાવહારિક પ્રત્યક્ષ-જ્ઞાન કહેવાય છે. અર્થાત્ જૈન દર્શનમાં **પ્રમાણ** એટલે જ્ઞાન. અને તેના બે પ્રકાર છે. **પ્રત્યક્ષ પ્રમાણ** અને **પરોક્ષ પ્રમાણઃ** પ્રત્યક્ષ પ્રમાણના બે અર્થ છે. **સાંવ્યાવહારિક** અને **પારમાર્થિક. સાંવ્યાવહારિકમાં** સાક્ષાત્ ઇંદ્રિયોથી જેટલા જ્ઞાન થાય તેટલા સર્વનો મતિ અને શ્રુતજ્ઞાનમાં સમાવેશ થાય છે. અને **પારમાર્થિકમાં અવધ્યાદિ** ત્રણનો સમાવેશ થાય છે.

તેજ પ્રમાણે **પરોક્ષ**ના પણ બે અર્થ છે. એક—આત્માથી સીધા ન થાય, પરંતુ ઇંદ્રિયરૂપ પરની-બીજાની મદદથી થાય, તે મતિ અને શ્રુતજ્ઞાન રૂપ **પરોક્ષ પ્રમાણ** અને બીજો અર્થ—સીધા ઇંદ્રિયોથી ય થાય, પરંતુ પૂર્વાનુભવ, લિંગ, શબ્દ, પૂર્વાનુભવ અને સાક્ષાત્ અનુભવ, તથા પૂર્વાપરના સંબંધની વિચારણાની મદદથી જે જ્ઞાનો થાય છે, તે **સ્મૃતિઃ અનુમાનઃ શબ્દઃ પ્રત્યભિજ્ઞાઃ** અને **ઊહ** નામના મતિશ્રુત જ્ઞાનાન્તર્ગત જ્ઞાનો **પરોક્ષપ્રમાણ** પણ કહેવાય છે. ૪

## ગાથા ૫ મી

**શબ્દાર્થ**—**અવ્યક્તપણે**: સ્પષ્ટ ન સમજી શકાય તેવી રીતે. **અપ્રાપ્યકારી**=ઇંદ્રિયો અને વિષય પદાર્થનો સંયોગ થયા વિના **નિર્ધારવા**=નક્કી કરવા. **બદ્ધઃ સ્પૃષ્ટઃ** બદ્ધ એટલે ખાસ સ્પર્શ. **સ્પૃષ્ટ**=સ્હેજ સ્પર્શ. **ભેરી**=ઢોલ. **મંદ્રત્વઃ**-મંદ, ધીમું. **ઉપેત**=સહિત. **લિંગ**=નિશાની. **આદેશથી**=આગમની મદદથી-ઉપદેશથી. **વેદ્યો**=જાણ્યો.

**પૃ૦ ૧૬-લી. ૩-વ્યંજીયે** व्यज्यते = प्रकटीक्रियते, अर्थो येन, यथा घटः, तद् व्यञ्जनम् = इन्द्रियम् । तथा, व्यज्यते-प्रकटीक्रियते यत्, तत् = शब्दादिविषयः, तदपि व्यञ्जनम् । तेनायमर्थः—व्यञ्जनेन-इन्द्रियेण व्यञ्जनस्य = शब्दादिविपयस्य अवग्रहः-ज्ञानम् = व्यञ्जन = व्यञ्जन-अवग्रहः । एकशेषभावादेक-व्यञ्जन-शब्दस्य लोपात्-व्यञ्जनावग्रहः ।

પદાર્થો જાણવાનું સાધન ઇન્દ્રિયો હોવાથી, ઇંદ્રિયો પણ **વ્યંજન** કહેવાય છે. અને ઇન્દ્રિયોવડે જણાતા **પદાર્થો** પણ વ્યંજન કહેવાય છે. એટલે **વ્યંજનવડે** એટલે ઇંદ્રિયોવડે વ્યંજનોનો એટલે **શબ્દાદિપદાર્થોનો, અવગ્રહઃ** એટલે **જ્ઞાન** તે **વ્યંજન વ્યંજનાવગ્રહ** કહેવાય. તેમાંથી એક **વ્યંજન** શબ્દનો **સમાસના** નિયમથી લોપ થવાથી **વ્યંજનાવગ્રહ** શબ્દ બની શકયો છે.

## ગાથા ૬ ઠ્ઠી

**શબ્દાર્થ**—**લિપિ**=અક્ષરોની રચના. તે અઢાર છે, તે ઉપલક્ષણ માત્ર છે. તેના પેટા ભેદ તરીકે ઘણી લિપિઓ છે. **અર્થગર્ભિતાક્ષર**=જે શબ્દોથી સીધું અર્થનું જ્ઞાન થાય, તે. **અભિલાપ્ય**=શબ્દોથી બોલી શકાય તેવા પદાર્થો : **ક્ષ્વેડિત**=બોલાવવા હાથની

સંજ્ઞા કરવી. **વિકલેન્દ્રિય**=પાંચ ઇંદ્રિયો, તે **સકલેંદ્રિયો** કહેવાય. જેને પાંચેય ઇન્દ્રિયો હોય, તે સકલેન્દ્રિય કહેવાય અને પાંચ કરતાં ઓછી હોય. તે વિકલેન્દ્રિય કહેવાય. એકેન્દ્રિયનો શાસ્ત્રમાં **સ્થાવર** તરીકે વ્યવહાર વધારે પ્રચારમાં હોવાથી બેઃ ત્રણઃ અને ચાર ઇન્દ્રિય વાળાઓ વિકલેન્દ્રિય ગણાય છે. **સપર્યવસિત**=સાંત. પર્યવસિત= અંતઃ તે સહિતઃ તે **સપર્યવસિત. આલાવા**=ગદ્ય પાઠના ખડો, કંડિકાઓ. **કાલિકશ્રુત**–અમુક અમુક વખતેજ **કાળગ્રહણના** વિધિ-પૂર્વક ભણી શકાય, તેવા આગમ સૂત્રો.

## ગાથા ૭ મી

**પદશ્રુત**=એક અર્થાધિકાર પૂરો થાય, તેવા વિભાગો પદશ્રુત.

## ગાથા ૮ મી

**ભવપ્રત્યયિક**=ભવનિમિત્તક–જેમ પક્ષિને પાંખો ભવનિમિત્તક હોય છે. **શૃંખલાબદ્ધ**–એક ચોક્કસ ઠેકાણે સાંકળે બાંધી રાખેલ. **વિધ્યાત**–ઠારી નાખેલા. **ક્ષુલ્લક**–તે નામના નાના પ્રતર સુધી. **પ્રતર**=એટલે થર. **વિશુદ્ધતર**–વધારે શુદ્ધ. **કેવલ**–શુદ્ધ, આખું, અસાધારણ, અનન્ય, હરકત વગરતું, એકજ, એવા અર્થ થાય છે. તેના સર્વ આવરણો દૂર થવાથી **શુદ્ધ**, પહેલેથીજ સંપૂર્ણ ઉત્પન્ન થતું હોવાથી **સંપૂર્ણ**, સર્વ કરતાં ચડીયાતું હોવાથી **અસાધારણ**, અનંત જ્ઞેયો જાણી શકતું હોવાથી અથવા અનંતકાળ સુધી ટકી રહેવાનુ હોવાથી **અનંત**, લોકમાં અને અલોકમાં ફેલાતાં ક્યાંય ન અટકતું હોવાથી **નિર્વ્યાઘાત**, **મતિ** જ્ઞાનાદિક ચાર જ્ઞાન વિનાનું હોવાથી **એક**.

**અંતર્ભૂત**–સમાઇ જાય, ભળી જાય. **કટકુટચાવરણવિવરે**= સાદડીની ઝુંપડીની ભીંતોના કાણામાં થઈને સૂર્યનો થોડો થોડો

પ્રકાશ આવતો હોય છે. પરંતુ જો તે સાદડીની ઝુંપડી વગેરે ઉડી જાય, તો પછી તે પ્રકાશ સૂર્યના વિશાળ પ્રકાશમાં ભળી જાય છે. પરંતુ પછી-સાદડીના કાણાના જુદા જુદા પ્રદેશોની સંખ્યા ગણાતી નથી.

## ગાથા ૧૧ મી

**ઘોલના**=ઘંઘણાટ, હલબલાટ.

## ગાથા ૧૨ મી

**સ્ત્યાના**=એકઠી થયેલી. **ગૃદ્ધિ**=આસક્તિ, ઇચ્છા, આકાંક્ષા. **નિપાતઃ**=નિયમવિરુદ્ધ જે શબ્દો સિદ્ધ થાય, તેને વ્યાકરણમાં **નિપાત** કહેવાય છે. **મધુલિપ્ત**=મધથી ખરડાયેલી.

## ગાથા ૧૩ મી

**ચ્યવન કાળ**=મરણ પામીને બીજા ભવમાં જવાનો વખત.

## ગાથા ૧૪ મી

**તુસ**=ફોતરાં. **મદનકોદ્રવ**=ઘેન ચડાવે તેવા કોદ્રાનું અનાજ. મિથ્યાત્વ મોહનીય કર્મના શુદ્ધ દલિકો તે, **સમ્યક્ મિથ્યાત્વ મોહનીય.** જેમાં **સમ્યક્ત્વ** ગુણનો ઘણો ભાગ ઉઘાડો હોય છે. મિથ્યાત્વ મોહનીયના અર્ધ શુદ્ધ દલિકો, તે **મિશ્ર મિથ્યાત્વ મોહનીય કર્મ.** તેમાં અર્ધ ભાગ સમ્યક્ત્વ અને અર્ધ ભાગ મિથ્યાત્વનો હોય છે. અને મિથ્યાત્વ મોહનીયના અશુદ્ધ જ દલિકો તે **મિથ્યાત્વ મોહનીય કર્મ** કહેવાય. તેના ઉદયમાં સમકિત ગુણ અવરોધેલો—ઢંકાયેલો રહે છે. આ ઠેકાણે દર્શન શબ્દનો અર્થ—સાદી ભાષામાં—સાચી સમજઃ સાચો ખ્યાલઃ સાચું ધ્યેય રાખવું: સાચો આદર્શ સમજવોઃ ખરો માર્ગ સૂઝવોઃ પ્રગતિ—વિકાસના રસ્તા મેળવવા: વિગેરેથી

સમજાવી શકાય. મિથ્યાત્વ મોહનીય કર્મ-તે કાંઈ સાચું સમજવા ન દે, સાચા તરફ ખ્યાલ જવા ન દે-એટલે દર્શન ગુણનું આવરણ કરે, એટલું જ નહીં. પરંતુ ખોટી સમજઃ ખોટા ખ્યાલઃ ખોટા ધ્યેયઃ ખોટા આદર્શઃ ખોટા માર્ગઃ અને પડતીઃ તરફ લલચાવે, તેના તરફ મોહ ઉત્પન્ન કરે. મિથ્યા-ખોટું હોય તેમાં લલચાવે-મુંઝવે. માટે તેનું નામ **મિથ્યાત્વ મોહનીય કર્મ** છે. તેઓના પૂરાં નામઃ—

**૧ અતિ સમ્યગ્ દર્શનાવરણીય-તદ્દન અશુદ્ધ પુદ્ગલરૂપ મિથ્યાત્વ મોહનીય કર્મ.**

**૨ અર્ધ સમ્યગ્દર્શનાવરણીય-અર્ધ અશુદ્ધ પુદ્ગલરૂપ મિથ્યાત્વ મોહનીય કર્મ.**

**૩ સ્હેજ સમ્યગ્દર્શનાવરણીય-શુદ્ધ પુદ્ગલરૂપ મિથ્યાત્વ દલિકરૂપ મોહનીય કર્મ.**

## ગાથા ૧૫ મી

**પૌદ્ગલિક**—મિથ્યાત્વ મોહનીયના શુદ્ધ પુદ્ગલોના ઉદય જે સમ્યક્ત્વની હાજરીમાં હોય, તે સમ્યક્ત્વ પણ પૌદ્ગલિક સમ્યક્ત્વ કહેવાય.

## ગાથા ૧૮ મી

યાવજ્જીવ વિગેરે મુદતો વ્યવહાર દૃષ્ટિથી બતાવેલ છે. ખરી રીતે દરેકની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ જુદી જુદી હોય છે, જે **પાંચમા કર્મગ્રંથ**માં આવશે. પરંતુ એક વખત કોઈની સાથે ક્રોધાદિક થાય તો **અનંતાનુબંધીય કષાયની** કઠોરતાને અંગે માણસનો સ્વભાવ બહુ ક્રોધી હોય, તો તેની અસર જાવજીવ સુધી

જાય નહીં, મનમાં ડંખ રહી જ જાય. તેજ પ્રમાણે કોમળ સ્વભાવના માણસના મનમાં વધુમાં વધુ પખવાડિયું ટકે. એમ બતાવીને ચારેયની ઉગ્રતાની તરતમતા બતાવવામાં આવી છે. તેજ પ્રમાણે **અનંતાનુબંધીય**ના ઉદયવાળો અભવ્ય મિથ્યાત્વી નવમાગ્રૈવેયક સુધી જાય છે. અપ્રત્યાખ્યાનીયના ઉદયવાળો મનુષ્ય પણ થાય. અને પ્રત્યાખ્યાનીયના ઉદયવાળા દેવો પણ થાય છે. એટલે સામાન્ય ધોરણથી કષાયોની તરતમતા પુરતી પ્રાથમિક વ્યવસ્થા બતાવી છે.

## ગાથા ૧૯ મી

**વિલય**=નાશ. **વુઠે**=વરસ્યે. **તિનિસ**=નેત્રલતા=નેતરની સોટી.

## ગાથા ૨૦ મી

મન વચન કાયાના યોગો, કાર્મણ વર્ગણા એકઠી કરી આત્મા સાથે ચોંટાડવાનું અને પ્રદેશના જત્થા વહેંચવાનું કામ કરે છે. પરંતુ આત્મા સાથે એકલા યોગના બળથી આવેલા કર્મ ચોંટી શકતા નથી. ૧૧ મે ગુણઠાણેથી એકલા યોગરૂપી આશ્રવો હોવાથી માત્ર વેદનીય કર્મની ૧ પ્રકૃતિ–સાતાવેદનીય જ પહેલે સમયે બંધાય છે. અને બીજે સમયે તો નિર્જરી જાય છે. કેમ કે–યોગમાં **સ્થિતિબંધ** કે **રસબંધ** કરાવવાની શક્તિ નથી. એટલે તે કર્મ આત્મા સાથે ટકી શકતું જ નથી. પરંતુ મોહનીય કર્મ કર્મબંધનું મોટામાં મોટું મજબૂત કારણ છે. તેમાં પણ મિથ્યાત્વ સૌથી મોટું કારણ છે. ત્યારપછી અનુક્રમે ચારેય કષાયો અને પછી નોકષાયોમાં વેદ અને છેવટે હાસ્યાદિ ષટ્ક ઉતરતી શક્તિના કારણો છે. મોહનીય કર્મ ન હોય ત્યારે તો કર્મ બંધાતા જ નથી. અને બીજા જુના કર્મો પણ ઝપાટાબંધ તુટવા માંડે છે. માટે તેને જ સંસારનું મૂળ કહ્યું છે. સંસારરૂપી વૃક્ષનું ખાસ મૂળ એજ છે. સૌથી પ્રબળ મિથ્યાત્વ મોહનીયકર્મ છે. અને તે અનંતા અનંત સંસારનું કારણ બને છે. અભ-

વ્યોને તો કદી મોક્ષમાં જવા દેતું જ નથી. તેનું મિથ્યાત્વ અભવ્યતાને લીધે તુટેજ નહી એવું ગાઢ હોય છે. જેમ ગમે તેવી ગરમીમાં પણ કાગડું મગ ગળતો જ નથી. એટલું જ નહી પરંતુ એવો ને એવો રહે છે.

મોહનીય કર્મના નામો નીચે પ્રમાણે તેના ગુણ ઉપરથી કેવી રીતે રાખવામાં આવેલા છે. તેનો અભ્યાસીઓએ ખાસ અભ્યાસ કરી લેવો.

**દર્શન મોહનીય કર્મ :-**

**૧ સમ્યક્ મિથ્યાક્ત્વ મોહનીય સમ્યગ્દર્શનાવરણીય કર્મ.**

**૨ મિશ્ર મિથ્યાત્વ મોહનીય સમ્યગ્દર્શનાવરણીય કર્મ.**

**૩ મિથ્યાત્વ મોહનીય સમ્યગ્દર્શનાવરણીય કર્મ.**

**ચારિત્રમોહનીય કર્મ—**

**૧ ક્રોધ લાગણી ઉત્પાદક અનન્તાનુબંધીય કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૨ માનઉત્પાદક અનન્તાનુબંધીય કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૩ માયાઉત્પાદક અનન્તાનુબંધીય કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૪ લોભઉત્પાદક અનન્તાનુબંધીય કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**સમજ :-**કર્મ શબ્દથી તે અમુક કાર્મણવર્ગણાનો જત્થો છે. અને આત્મા સાથે ચોંટેલો હોય છે, માટે તેને કર્મ કહેવામાં આવેલ છે.

તે કર્મ આત્માના સમ્યક્ ચારિત્ર ગુણનું આવરણ કરે છે, માટે તેનું નામ સમ્યક્ ચારિત્રાવરણીય રાખવામાં આવ્યું છે, અને તે અસમ્યક્ ચરિત્રમાં એટલે રાજ્ય ધન કુટુંબ વિગેરે પર વસ્તુઓમાં આત્માને લલચાવે છે. માટે તેનું નામ મોહનીય કર્મ રાખવામાં આવ્યું છે.

પરંતુ એટલેથી જ તેની અસર પુરી થતી નથી. પરંતુ સંસારનું મૂળ પણ બને છે. એટલે કે–ક્રોધ નામની એવી લાગણી ઉત્પન્ન થાય છે, કે જે સમ્યક્ ચારિત્રનું આવરણ કરે છે, અસમ્યક્‌ ચારિત્રમાં લલચાવે છે, ઉપરાંત નવા કર્મો એવા બંધાવીને આત્માનો સંસાર વધારી **મૂકી**–સંસારનો તેને લાભ આપે છે. એટલે તેનું નામ **કષાય** રાખવામાં આવેલ છે. પરંતુ આ ક્રોધની લાગણી એવી પણ નથી કે સંસારનો થોડોક વધારો કરીને કૃતકૃત્ય થાય. તે તો એક પછી એક નવાં કર્મો બાંધવાની અનંત પરંપરાઓ ઉત્પન્ન કરે છે. માટે તે ક્રોધી લાગણી ઉત્પન્ન કરનારનું નામ **અનંતાનુબંધીય** કષાય કહેવામાં આવેલ છે. સારાંશ કે–મોહનીય કર્મ ચાર કાર્યો કરે છે.

(૧) આત્માના ચારિત્ર ગુણને ઢાંકે છે.

(૨) ખોટા ચારિત્રમાં–આત્મા સિવાયના પદાર્થમાં લલચાવે છે.

(૩) ક્રોધાદિકની લાગણી ઉત્પન્ન કરે છે.

(૪) અને નવાં કર્મો બંધાવે છે. તેમાંય સામાન્ય અને એક વાર જ કર્મ બંધાય નહી. પરંતુ એક વખત થયેલી ક્રોધની લાગણી એવું કર્મ તે વખતે બંધાવે છે, કે તે બંધાયેલું કર્મ ઉદયમાં આવી એવો ક્રોધ કરાવે, એટલે બીજું તેવું જ બંધાય. એમ અનંતવાર બંધાવાની પરંપરા ચલાવે છે. એ પ્રમાણે માન-માયા-લોભ-લાગણી ઉત્પન્ન કરનાર કર્મો વિષે પણ સમજી લેવું.

૧ ક્રોધ લાગણી ઉત્પાદક અપ્રત્યાખ્યાનીય કષાય-સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨ માન લાગણી ઉત્પાદક-અપ્રત્યાખ્યાનીય કષાય સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩ માયા લાગણી ઉત્પાદક-અપ્રત્યાખ્યાનીય કષાય સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૪ લોભ લાગણી ઉત્પાદક-અપ્રત્યાખ્યાનીયકષાય સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

(૧) આ કર્મ ક્રોધ લાગણી પણ ઉત્પન્ન કરે છે (૨) સમ્યક્ ચારિત્રનું આવરણ તો કરે જ છે. (૩) પોતાના આત્મા સિવાયના બીજા આત્માઓ કે બીજા પુદ્ગલ દ્રવ્યો ઉપર મોહ ઉત્પન્ન કરે છે. (૪) નવાં કર્મો બંધાવીને કષાય તરીકે સંસાર વધારવાનું કામ બજાવે છે પરવસ્તુનો ત્યાગ કરવાની સમજ છતાં લેશ માત્ર ત્યાગ કરવા દેતુ નથી. એટલે પ્રત્યાખ્યેય=ત્યાગ કરવા યોગ્ય વસ્તુનું પ્રત્યાખ્યાન ન કરવા દેવાથી પ્રત્યાખ્યાનીય કહેવાય છે. જો કે ઉપર કરતાં કાંઈક ઓછી ક્રોધી લાગણી ઉત્પન્ન કરે છે. મિથ્યાત્વ મોહનીય સાચી સમજ જ ન થવા દે અનંતાનુબંધીય એકલો હોય, તો કંઈક સાચી સમજનો સ્વાદ ચાખવા મળે. મિશ્ર અને સાસ્વાદન સમ્યક્ત્વ હોય એટલું જ, અને અનંતાનુબંધીય વિના અપ્રત્યાખાનીય હોય, તો લેશ માત્ર પણ ત્યાગ કરવા ન દે, પરંતુ સાચી સમજ-સમ્યક્ત્વ તો થવા દે છે.

એ પ્રમાણે માન–માયા–લોભ વિષે પણ સમજી લેવું.

૧ ક્રોધ લાગણી ઉત્પાદક પ્રત્યાખ્યાનીય કષાય–સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨ માન લાગણી ઉત્પાદક પ્રત્યાખ્યાનીય કષાય–સમ્યક્
ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩ માયાલાગણી ઉત્પાદક પ્રત્યાખ્યાનીય કષાય-સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૪ લોભ લાગણી ઉત્પાદક પ્રત્યાખ્યાનીય કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

અર્થ:—આ કર્મ બધું કામ ઉપર પ્રમાણે જ કરે છે. પરંતુ ફરક એટલો જ છે કે—આ કષાયની ક્રોધવિગેરેની લાગણી બહુ તીવ્ર નથી હોતી, તેથી નવાં કર્મ પણ બહુ તીવ્ર નથી બધાતાં. સાચી સમજણ હોય છે. તેમજ કંઈક-દેશથી ત્યાગ પણ હોય છે, પરંતુ સર્વથા ત્યાગ ન થવા દેતાં હોવાથી જીવ સર્વનો ત્યાગ કરી શકતો નથી કેમકે-બાકીની વસ્તુઓ ઉપર તેનો મોહ હોય છે. આ પ્રમાણે માન માયા, લોભ વિષે સમજી લેવું.

૧ ક્રોધ લાગણી ઉત્પાદક સંજ્વલન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨ માન-લાગણી ઉત્પાદક સંજ્વલન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩ માયા લાગણી ઉત્પાદક સંજ્વલન કષાય સમ્યક ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૪ લોભ લાગણી ઉત્પાદક સંજ્વલન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

અર્થ:—આમા ઉપર કરતાં એટલો ફરક છે, કે તે સમ્યક્ ચારિત્રનું બહુ જ ઓચ્છામાં ઓચ્છું આવરણ કરે છે. અને સહેજ જ આત્માને નુકસાન કરે છે. જો કે તેનાથી પણ નવાં કર્મો તો બંધાય જ છે. એટલે તેને કષાય તો કહેવા જ પડે છે.

કષ–એટલે સંસાર, આય–એટલે લાભ. સસારનો લાભ જેનાથી મલે, તે કષાય. સંસારનો લાભ એટલે **કર્મગ્રંથની ભાષામાં** પ્રકૃતિ બંધઃ સ્થિતિ બંધઃ પ્રદેશ બંધઃ અનુભાગ બધઃ એ ચાર પ્રકારે નવા કર્મ બધાય, તે. જો કે–સંજ્વલન કષાયથી જે કર્મ બધાય, તે ઓચ્છામાં ઓચ્છા તીવ્ર હોય છે, આ કષાય સૂક્ષ્મ સંજ્વલન લોભરૂપે હોય, ત્યારે પણ ૧૭ કર્મપ્રકૃતિઓનો બંધ કરાવે છે.

નોકષાયો–

તેના બે પ્રકાર છે. **વેદનોકષાય** અને **હાસ્યાદિષટકનોકષાય મોહનીય કર્મ.** કષાયોનું બળ કષાયો પ્રમાણે સંસાર વધારવામા ખાસ મદદગાર છે. પરંતુ કષાયો કરતાં તેનું બળ ઓચ્છું હોય છે. જેમ જેમ કષાયોનું બળ ઢીલું પડતું જાય છે, તેમ તેમ તેનું બળ પણ વધુ ને વધુ ઢીલું પડતું જાય છે. છેવટે તે એટલા બધા ઢીલા પડી જાય છે કે–સંજ્વલન કષાયોનો ઉપશમ થતાં થતાંમાં કે–ક્ષય થતાં થતાંમાં તેઓનો તદ્દન ઉપશમ કે ક્ષય થઈ જ જાય છે. માટે તેને નોકષાયઃ–કષાય–સહચારીઃ નબળા કષાય કહેલા છે.

૧ પોતાના આત્મગુણ સિવાયની વસ્તુ તરફ હસવાની લાગણી ઉત્પન્ન કરનાર કંઈક નવા કર્મો બંધાવી સંસાર વધારનાર હોવાથી નોકષાયઃ સામ્યાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨ પોતાના શુદ્ધ આત્મગુણ સિવાયની પર – બીજી વસ્તુ તરફ મુંઝાવી લલચાવી રતિ–પ્રેમ કરવાની લાગણી ઉત્પન્ન કરનાર કંઈક નવા કર્મો બંધાવી સંસાર વધારનાર હોવાથી નોકષાયઃસામ્યાવસ્થારૂપ સામ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩ પોતાના શુદ્ધ આત્મગુણ સિવાયની વસ્તુ તરફ મુંઝાવી ગભરાવી અરતિ—અપ્રેમ કરવાની લાગણી ઉત્પન્ન કરનારઃ કંઇક નવાં કર્મો બંધાવી સંસાર વધારનાર હોવાથી નોકષાયઃ સામ્યાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૪ પોતાના શુદ્ધ આત્મગુણ સિવાયની પરવસ્તુના અભાવમાં તે તરફ મુંઝવી ગભરાવી શોકની લાગણી ઉત્પન્ન કરનાર કંઈક નવા કર્મો બંધાવી સંસાર વધારનાર હોવાથી નોકષાયઃ સામ્યાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૫ પોતાના શુદ્ધ આત્મગુણ સિવાયની પર વસ્તુઓ તરફથી બીકની લાગણી ઉત્પન્ન કરનાર કંઇક નવા કર્મો બંધાવી નવો સંસાર વધારનાર હોવાથી નોકષાય સામ્યાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૬ પોતાનાં શુદ્ધ આત્મગુણ સિવાયની પર વસ્તુઓ તરફ દુગંચ્છાની લાગણી ઉત્પન્ન કરનારઃ કંઈક નવા કર્મો બંધાવી નવો સંસાર વધારનાર હોવાથી નોકષાયઃ સામ્યાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩ ત્રણ વેદનોકષાય મોહનીય કર્મ.

હાસ્યિાદિ લાગણીઓ ઉત્પન્ન કરનાર ઉપર જણાવેલા ૭ કર્મો કરતાં વેદનોકષાય મોહનીય કર્મમાં કાંઈક વિશેષતા છે. પોતાના શિવાયના પર તરફ જુદી જુદી લાગણી ઉપજાવીને મોહાવે છે, તેથી તે મોહનીય છે. જીવ સાથે ચોટેલી કાર્મણવર્ગણારૂપ હોવાથી તે કર્મ છે, અવેદાવસ્થારૂપ સમ્યક્ ચારિત્રનું આવરણ કરે છે. માટે સમ્યક્ચારિત્રાવરણીય છે. કંઈક નવાં કર્મો બંધાવી સંસાર વધરાવે.

છે, માટે નોકષાય તરીકે કાર્ય બજાવે છે. ઉપરાંત પોતાની પ્રકૃતિનુ તીવ્ર અને સ્પષ્ટ સમજાય તેવી રીતે જીવને જુદી જુદી ત્રણ પ્રકારનુ વેદન અનુભવ કરાવે છે, તેથી તેનું નામ વેદ છે. તેના ત્રણ પ્રકાર છે.

**૧ પુરુષ–વેદ–નોકષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીયકર્મ.**
**૨ સ્ત્રી–વેદનોકષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**
**૩ નપુંસકવેદ નોકષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીયકર્મ.**

સ્ત્રી ભોગવવાની પ્રચડ લાગણી ઉત્પન્ન કરાવી તેમાં આનદ માનવાનું સવેદન ઉત્પન્ન કરાવી તેમા આત્માને મુઝવે છે. સમ્યક્ ચારિત્રનુ આવરણ કરે છે, નવા કર્મ બધાવી સંસાર વધારે છે. એવી જાતનું આ કર્મ છે

પુરુષમાં મોહ ઉત્પન્ન કરી તેને ભોગવવાની પ્રચડ લાગણી ઉત્પન્ન કરી, તેમાં આનંદ આનદ માનવાનુ સંવેદન ઉત્પન્ન કરાવી આત્માને પોતાના ખરા માર્ગેથી ભુલાવો ખવડાવે છે. વિગેરે બીજું બેું ઉપર પ્રમાણે.

એજ પ્રમાણે સ્ત્રી અને પુરુષ બન્નેય તરફ મોહ ઉત્પન્ન કરાવી તેમા આનદ આનંદ મનાવે. વિગેરે ઉપર પ્રમાણે પ્રથમ કરતાં બીજાનું વેદન વધારે તીવ્ર હોય છે, અને તેના કરતાં ત્રીજાનું વેદન વધારે આકરું હોય છે.

આ પ્રમાણે મોહનીય કર્મના સબધમા–જરા વિસ્તારથી સમજવાથી તેનો વિશેષ ખ્યાલ આવશે.

ઉપર જણાવેલ અનંતાનુબધીયાદિક ચાર કષાયો તીવ્ર મંદતાની અપેક્ષાએ બીજા ત્રણ જેવા હોય છે. તેથી દરેકના ચાર ચાર ભેદ ગણતાં, ૬૪ ભેદ થાય છે એટલે અનંતાનુબંધીય જેવો અનતાનુબધીય, અપ્રત્યાખ્યાનીય જેવો અનંતાનુબંધીય, પ્રત્યાખ્યાનીય

જેવો અનતાનુબધીય, સંજ્વલન જેવો અનંતાનુબંધીય. એ પ્રમાણે ચારેય ઘટાડવા. અને ક્રોધ—માન—માયા—લોભ ગણતાં ૬૪ ભેદ થાય છે.

## ગાથા ૨૫ મી

**પિંડપ્રકૃતિ**=પેટા વિભાગોવાળી પ્રકૃતિઓ. **પ્રત્યેક પ્રકૃતિઓ** પેટા વિભાગ વગરની એકલી પ્રકૃતિઓ. પિંડ પ્રકૃતિ ૧૪ અને પ્રત્યેક પ્રકૃતિ ૨૮ છે તેમાં ૨૦ **સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ** છે, અને ૮ **કેવળ પ્રત્યેક પ્રકૃતિઓ** છે, સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓમાં **ત્રણ દશકની** અને **સ્થાવર દશકની** પ્રકૃતિઓનો સમાવેશ થાય છે. કેવળ પ્રત્યેક પ્રકૃતિ ૮ છે. પિંડપ્રકૃતિના ઉત્તર ભેદ ૬૫ અથવા બધન ૧૫ ગણતાં ૭૫ છે. કુલ ૭૫+૮+૨૦=૧૦૩. કુલ ૧૦૩ ભેદ નામકર્મના છે.

## ગાથા ૨૮ મી

**વિભાષા**—પરિભાષા, ગ્રંથની રચનામાં ઉપયોગી સજ્ઞા—ગ્રથકારનો સકેતઃ तया-ऽऽइ-संखाहिं पयडीहिं=तदा ऽऽदि-संख्याभिः प्रकृतिभि: । તે કોઈ પણ અમુક પ્રકૃતિ—છે, આદિમા જેને, એવી સંખ્યા: તે **તદાદિ સંખ્યા. તદાદિ સંખ્યા** છે, જેઓને એવી પ્રકૃતિઓ, તે **તદાદિ સંખ્યા પ્રકૃતિઓ.** તે **તદાદિ સંખ્યાવાળી પ્રકૃતિઓ** વડે. **એવો અર્થ** કરવો.

**દાખલા તરીકે—ત્રસ ચતુષ્ક—ત્રસ** નામકર્મની પ્રકૃતિનો ઉચ્ચાર જેની આદિમાં છે, એવી ચારની સખ્યા છે. માટે, તે—**તદાદિ સંખ્યા** કહેવાય. હવે તદાદિ સંખ્યાવાળી પ્રકૃતિઓ ત્રસ, બાદર, પર્યાપ્ત અને પ્રત્યેક એ ચાર પ્રકૃતિઓ **તદાદિ સંખ્યાવાળી પ્રકૃતિઓ** છેઃ કેમકે—એ ચારની આદિમાં ત્રણ નામકર્મ છે. અને તે આદિવાળી સંખ્યા ૪ વાળી પ્રકૃતિઓ પ્રત્યેક સુધીની ચાર

છે. માટે **ત્રસ ચતુષ્ક** કહેવાથી **ત્રસાદિ ચાર** પ્રકૃતિઓ લેવી. લબ-કર્ણની માફક તદ્દગુણસંવિજ્ઞાન **બહુવ્રીહિ** સમાસ હોવાથી આદિની **ત્રસ** નામકર્મ પ્રકૃતિ પણ સાથે લેવી.

## ગાથા ૩૩ મી

**મુંઢાહસ્ત પ્રમાણ**–મુઠ્ઠી વાળેલા હાથ જેટલું. ભુક્ત–આહાર =ખાધેલા આહારને પચાવનાર જઠરાગ્નિ. **તેજોલબ્ધિવાળા**–તપ-શ્ચર્યાથી તેજોલેશ્યા મૂકવાની લબ્ધિ જેણે મેળવી હોય છે.

## ગાથા ૩૯ મી

હાડકાનો સામસામો મર્કટબંધ, તેના ઉપર હાડકાનો પાટો= અને તે ત્રણેયને સાધનાર ખીલી, એ સર્વ હાડકાના હોય તે વજ્ર-ઋષભનારાચ સંઘયણ કહેવાય એમ લખેલું છે. તે વિચારણીય લાગે છે. કેમકે–દરેક હાડકાની એવી રીતે રચના હોય એમ સંભવતું નથી. પરંતુ વજ્ર–ઋષભ–નારાચ–જાતનો લાકડાનો બધ કરીએ અને તેની મજબૂતી થાય, તેટલી મજબૂતી જે હાડકાના બાંધાની હોય, તેનું નામ **વજ્ર-ઋષભ-નારાચ-સંઘયણ** वज्रऋषभ-नाराच इवसंहननम् વજ્ર ઋષભ–નારાચ જેવું સઘયણુ? એમ હોય તો શો વાંધો આવે! પરંતુ શાસ્ત્રમાં દરેક ઠેકાણે પ્રથમ લખ્યા પ્રમાણે ત્રણ હાડકાની સ્પષ્ટ વાત છે. માટે બહુશ્રુતો પાસેથી વિશેષ ખુલાસો મેળવી શાસ્ત્રા-નુસાર અર્થ સમજવો. (અમારો આ માત્ર વિશેષ સમજવાનો પ્રશ્ન જ છે.)

## ગાથા ૪૦ મી

**પર્યંકાસને**=બંનેય ઢીંચણ ઉપર બંનેય પગના તળીયા ગોઠ-વીને બેસવું, તે. **નિલ્લાડ**=કપાળ. **હાંસે**=ખુણે.

## ગાથા ૪૧ મી

આપણે **તિક્તને તીખું** કહીએ છીએ. અને **કટુ** ને કડવું કહીએ છીએ. પરંતુ અહીં તિક્તનો અર્થ કડવું કરવો. અને કટુનો અર્થ તીખું કરવો. હિંદુસ્થાનના લોકો પણ એ પ્રમાણે વ્યવહાર કરે છે. તથા **ત્રિકટુ**=એટલે સૂંઠ, મરી, પીપર. અહીં કટુનો અર્થ તીખું એવો છે.સારાશ કે તિક્તનો અર્થ તીખું અને કડવું બંનેય થાય છે. અહીં કડવું અર્થ લેવો. એ જ પ્રમાણે કટુનો અર્થ પણ તીખું અને કડવુ બંનેય થાય છે, પરંતુ અહી તીખુ અર્થ લેવો. कटुकफलानि=કડવાં ફળ.

## ગાથા ૪૪ મી

**ક્ષોભ પમાડે**=ગભરાવી મૂકે. **લબ્ધિવાળો**=શક્તિવાળો થાય.

## ગાથા ૫૦ થી ૬૦ સુધી

**વલ્લભ**=વહાલું: **કોકિલ**=કોયલ: **ભુંભલ**=ભંભલી. **અવર્ણવાદ**=હલકું બોલવુ, ઉતારી પાડવું. **પ્રત્યનીક**=વિરોધ, શત્રુ. **ત્રણશલ્ય**=માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય, નિદાનશલ્ય, કપટ, ખોટી સમજ, અને શારીરિક સુખભોગોની પ્રાપ્તિની ઇચ્છા. **સરાગ-સંયમી**=૬ ઠેથી ૧૦ મા ગુણસ્થાનક સુધીના જીવો **સરાગ સંયમી** ગણાય છે. પરંતુ આયુષ્યનો બંધ તોઃ ૬ કે ૭ મા સુધી જ હોય છે.

**બાલતપસ્વી**=અજ્ઞાનથી તપ, અકામ નિર્જરાના હેતુભૂત, તથા સમજપૂર્વક અને યોગ્ય લક્ષ્યપૂર્વક જે તપ કરવામાં ન આવે, તે **બાળતપ** કહેવાય છે.

**દુઃખગર્ભિત વૈરાગ્ય**=પુત્ર, પત્ની ઇત્યાદિના મરણથી કે ધનાદિકના નાશથી ઉત્પન્ન થયેલા દુઃખને લીધે થયેલ વૈરાગ્ય. **મોહ-**

**ગર્ભિત**=કોઈ ઈષ્ટ વસ્તુ ન મળવાથી તેની ઉપર અત્યંત મમતા હોવા છતાં તેના તરફથી અત્યંત નિરાશા થવાથી જે બીજી વસ્તુ ઉપર વૈરાગ્ય ઉપજે તે.

**ઋદ્ધિગારવ**–ઋદ્ધિસિદ્ધિ મળવાથી ગર્વ કરવો. **રસગારવ**=છ કે નવરસની સમૃદ્ધિ મળવાથી ગર્વ કરવો: **સાતાગારવ**=ધન-ધાન્ય, નોકર ચાકર, વિગેરે સુખ આપનારા વિપુલ સાધનો મળ-વાથી ગર્વ કરવો તે.

## ગાથા ૬૧ મી

**તપાગચ્છ**=પૂર્વ પરંપરાથી ચાલ્યા આવતા જૈન ધર્મના મુનિઓ **નિર્ગ્રંથ** કહેવાય છે. **પ્રભુ મહાવીર સ્વામીના** વખતમાં તમામ જૈન મુનિ સમુદાય **નિર્ગ્રંથ** કહેવાતા હતા. અને તેની વંશ પરંપરામાં જેટલા મુનિઓ થયા તે સર્વ **નિર્ગ્રંથગચ્છના** ગણાતા હતા. કાળક્રમે એ **નિર્ગ્રંથગચ્છના** જુદા જુદા વખતે **વનવાસી** ગચ્છ, **વૃદ્ધ–ગચ્છ, ચંદ્ર ગચ્છ** વિગેરે **પ્રભુમહાવીર**ની મૂળપટ્ટ-પરંપરાના બીજા પાંચ નામ પડીને કુલ છ નામ પડ્યા છે. તેમાં **શ્રીજગચ્ચંદ્રસૂરીશ્વરજી** મહારાજે આયંબિલનો મહાતપ કરેલો હોવાથી **ઉદેપુરમાં** તેમને **તપા** એવું બિરૂદ મળેલું હતું, ત્યારથી તે ગચ્છનું નામ **તપા** એ છઠ્ઠું નામ પ્રસિદ્ધ છે.

જગત્મા–સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર રૂપ મોક્ષમાં લઈ જનાર અનાદિકાળથી ધર્મ એક જ છે. છતા સર્વક્ષેત્રના, સર્વ કાળના, અને સર્વ પ્રકૃતિના મનુષ્યો એક સરખી રીતે તેનુ પાલન કરવાને અશક્ત હોય છે. તેથી તે સર્વ મનુષ્યો પોતપોતાની સગ-વડ પ્રમાણે પરંપરાએ એ ત્રણ રત્નને અનુકૂલ પોતપોતાના માટેના ધર્મો ગોઠવી લે છે. તે સર્વ વાસ્તવિક રીતે મૂળ એક ધર્મની શાખાઓ પ્રશાખાઓ રૂપે બની જાય છે. અથવા તેની તરફ જવાને

માટેની દૂર દૂરની પણ કેડી રૂપે બની રહે છે. એ અપેક્ષાએ રત્ન-ત્રયાત્મક મુખ્ય ધર્મથી જેટલા દૂર દૂર રહી ગયેલા હોય, એટલા મિથ્યાત્વથી ભરેલા છતાં દરેક ધર્મમાં ઓચ્છા વધતે અંશે જેટલું રત્નત્રયાત્મક ધર્મમાર્ગને દૂર દૂરથી પણ અનુસરવાપણું હોય છે, તેટલે તેટલે અંશે દરેક ધર્મો માર્ગાનુસારી ગણી શકાય છે. માર્ગાનુસારીતાનાયે જેટલા અંશો ન હોય, તેટલો ભાગ મિથ્યાત્વ જ હોય છે, કોઈમાં ઓછું મિથ્યાત્વ, કોઈમાં વધારે, એમ અનેક પ્રકારની તરતમતાઓ હોય છે જેમ કે–**શૈવાદિક** આર્યપ્રજાના ધર્મો જેટલા માર્ગાનુસારી છે, તેના કરતાં **જરથોસ્ત** આદિના ધર્મો ઓચ્છા માર્ગાનુસારી હોય છે. માટે તેના કરતાં વધારે મિથ્યા-ત્વવાસનાવાળા હોય છે. એ પ્રમાણે જંગલી પ્રજાઓના ધર્મો સુધી વિચારવું. જૈનધર્મ પાળનારાઓમાં પણ **દિગંબરઃ–સ્થાન કવાસી** તથા કેટલાક ગચ્છો વિગેરે પણ ઘણે અંશે માર્ગાનુસારી તથા માર્ગના અંશ સ્વરૂપ પણ છે, પરંતુ જેમાં જેમાં માર્ગાંશની ઓચ્છાશ કે માર્ગાનુસારિતાની ઓચ્છાશ હોય, તેટલે અંશે તેમાં મિથ્યાત્વની વાસના પણ સંભવિત રહેવાની જ. સારાંશ કે–જેટલો પ્રકાશ–તેટલો જ ધર્મ, અને જેટલો અંધકાર–તેટલો અધર્મ. તે દરે-કમાં મિથ્યાત્વ હોવા છતાં તે દરેકમા તે સરખું તો નહીં હોવાનું. તેમાયે ઓચ્છાશ વત્તાશ રહેવાની જ.

એટલે કે–જગતનો મૂલ ધર્મ તો એક જ છે, લોકોએ જુદા જુદા સ્થળમા જુદે જુદે વખતે અને પોતાના જુદા જુદા સ્વભાવ કે સંજોગો અનુસાર અનુકૂળતા પ્રમાણે તે સર્વ તરફ ધ્યાન રાખીને પોતપોતાની સગવડ અને સમજ અનુસાર તેમાથી જે ભાગો ગોઠવી લીધા છે, તે જુદા જુદા ધર્મ ગણાયા છે. પરંતુ મૂલ વસ્તુ એકજ છે. સર્વ જીવો એકજ મૂળ વસ્તુ પ્રમાણે ચાલી શકે નહીં, તેમજ આવા વિભાગો સિવાય પોતપોતાની શક્તિ પ્રમાણે ધર્મ આરાધી

શકે. નહીં તેથી આજે એ બધા વિભાગો છે, તે તોડવાથી જૈન સમાજને નુકશાન થાય. તળાવ ઉપર સર્વ પાણી લેવા ન જઈ શકે, તે માટે જુદી જુદી સગવડવળા એક ધર્મ–તળાવમાંથી પ્રેરણા મેળવવાની જુદી જુદી નીકો છે. તેવા વિભાગોની જરૂર પડી, એ જો કે માનવજાતની નબળાઈ છે. પરંતુ હવે આજની પરિસ્થિતિમાં એ નબળાઈ છતાં નભાવી લેવામાં જ શ્રેયઃ છે. સૌ પોતપોતાના ધર્મોમાંથી પ્રેરણા મેળવીને ધીમે ધીમે માર્ગની સન્મુખ આવી જઈ શકે છે. પરંતુ જો તે દરેક માર્ગો બધ કરી આજે એકજ માર્ગ રાખવામાં આવે, તો જનસમાજ માર્ગથી ચ્યુત થઈને માર્ગથી ઘણો જ દૂર જઈ પડે. અને અધાધુધી ચાલે. વધુ અધર્મી બની જાય.

આ બધા માર્ગાનુસારી નાના મોટા રસ્તાઓ મૂળ માર્ગ સાથે થોડે અશે જોડાએલા હોય છે. તેટલા પૂરતો તેમને ધર્મ શબ્દ લાગુ કરવા હરકત નથી. પરતુ આથી પરિણામ એ આવ્યુ છે, કે મૂળ માર્ગની વિશાળતા ઘણી સંકુચિત અને વિભક્ત થઈ ગયેલી છે. છતાં તે મૂળ માર્ગનો નાનો પણ અખડ પ્રવાહ સીધો વહ્યો આવે છે. અને તે હાલમા **તપાગચ્છ** નામથી પ્રસિદ્ધ છે. મૂળ પરંપરાનો જોરદાર તે અખડ પ્રવાહ છે. તેથી આખા જગતની ફરજ તેની રક્ષા કરવાની છે. તેના તરફ ભક્તિ બહુમાન રાખવાની છે.

આ વસ્તુ ઇતિહાસના સગીન અભ્યાસથી તુરતમાં જ સમજાય તેમ છે તપાગચ્છની પણ કેટલીક વ્યક્તિઓના અગત વર્તનમાં ધર્મની ખામી મળી આવે, પરતુ તેની મૂળ પરપરાની સગીનતા, સચોટતા, સત્યતા, સત્ય જાળવવાની તત્પરતા, ગુપ્ત અને જાહેર સગીન વારસો વિગેરે આજના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના સજોગો અનુસાર જેટલા બલવત્તર છે, જેટલા શુદ્ધ છે, જેટલા મૂળમાર્ગસ્વરૂપ છે, તેટલા બીજા કોઇપણના નથી. એ નિર્વિવાદ સિદ્ધ છે. જો કે કેટલીક શક્તિઓ પ્રસિદ્ધ ન હોય, પરંતુ ગુપ્ત પણ હોય.

છે, ત્યારે બીજાની ઘણી શક્તિઓ પ્રસિદ્ધ હોય, પરંતુ–તેટલી સંગીન ન હોય, અને કોઈની ગુપ્ત હોવા છતાં વધુ સંગીન હોય, એમ પણ બને છે, એટલે **તપાગચ્છના** અનુયાયિઓની સંખ્યા ભલે જગત્માં ઓચ્છી હોય, પરંતુ તે મૂળધર્મ પરંપરાની મુખ્ય અને જેમ બને તેમ શુદ્ધ પરંપરા છે. આ વાતની કોઈ પણ તટસ્થ ઐતિહાસિક સંશોધકથી ના પાડી શકાય તેમ નથી. એટલે જ જગત્ના અસત્યતત્ત્વોનો અંતિમ મોરચો તેની સામે જ હોય છે. અને જગત્માં તે તે વખતે આવી પડતા અધર્મના ઘા તેને જ છેવટે ઝીલવાના હોય છે. તેનો કિલ્લો જેટલો મજબૂત હોય છે, તેટલો તે બીજા ધર્મોમાંના પણ પ્રકાશનો ટકાવ–બચાવ કરી શકે છે. **તપાગચ્છ** એ આખા જગત્ના સત્યતત્ત્વોનું યથાશક્ય પણ મુખ્ય કેન્દ્ર છે. મૂળ-મિલ્કત છે. પરંતુ તેની સાથે જોડાયેલા બીજા ધર્મો ગૌણ છે. માટે જગત્માં મૂળધર્મનું ઝરણું શોધનારને નિરાશ થવું પડે તેમ નથી. આ રીતે માનવ જાતે પોતાને લાભ કરનાર મૂળ ધર્મને જગત્માં આજ સુધી અનેક જહેમતને પરિણામે હજુ પણ ટકાવી રાખેલ છે.

પરંતુ આજકાલ આ વાત બહુ જ થોડાના ધ્યાનમાં આવે તેમ છે, કેટલાકને આ વાત વિચિત્ર લાગશે. મૂળધર્મની પ્રાપ્તિ, તેની નજીક આવવું. એ પણ સર્વોચ્ચ ભાગ્યોદયનો યોગ હોય તો જ બને છે.

તે **તપાગચ્છમાં** થયેલા **શ્રીદેવેન્દ્રસૂરીશ્વરજી** મહારાજાએ **પ્રાચીન કર્મવિપાક** વિગેરે **ગ્રંથોમાંથી** સંક્ષિપ્ત શબ્દોમાં આ **નવ્ય કર્મવિપાક** ગ્રન્થ બનાવ્યો છે. **પ્રણીત**=રચેલો **અક્ષરન્યાસ**= સંક્ષિપ્ત શબ્દોમાં ગોઠવવો. **વૃત્તિતઃ=આ સ્તબુકાર્થ** પણ શ્રી **જીવવિજયજી** મહારાજાએ **ટીકામાંથી** ટુંકામાં રચ્યો છે.

## ૨

# આઠ મૂળ કર્મપ્રકૃતિ અને ૧૫૮ ઉત્તર કર્મ પ્રકૃતિઓની વ્યાખ્યાઓ તથા સમજ

૧. આ પ્રકરણ અમોએ **શ્રીમદ્ ઉપાધ્યાયજી મહારાજ શ્રી શ્રી શ્રી યશોવિજયજી મહારાજશ્રીએ** પોતાની–**શ્રી શિવશર્મસૂરિની કર્મપ્રકૃતિની** ટીકામા–પ્રથમ **નૌકા** નામનું પ્રકરણ આપેલ છે. તેમાં કર્મની વ્યાખ્યાઓ **પંચસંગ્રહાનુસાર** આપી છે. તેનો મુખ્ય આધાર લઈને અત્રે સમજુતી અને વ્યાખ્યાઓ આપવામાં આવી છે.

## જ્ઞાનાવરણીય કર્મ

**૧ મતિજ્ઞાનાવરણીય કર્મ**–મતિજ્ઞાનનુ આવરણ કરનાર કર્મ.

**૨ શ્રુતજ્ઞાનાવરણીય કર્મ**–શ્રુતજ્ઞાનનુ આવરણ કરનાર કર્મ.

**૩ અવધિજ્ઞાનાવરણીય કર્મ**–અવધિજ્ઞાનનુ આવરણ કરનાર કર્મ.

**૪ મનઃપર્યાયજ્ઞાનાવરણીય કર્મ**–મનઃપર્યાય જ્ઞાનનું આવરણ કરનાર કર્મ.

**૫ કેવળજ્ઞાનાવરણીય કર્મ**–કેવળજ્ઞાનનું આવરણ કરનાર કર્મ.

મતિ વિગેરે પાચ જ્ઞાનનો વિચાર આગળ ઉપર **જ્ઞાનમીમાંસા** પ્રકરણમાં જણાવીશુ.

આ પ્રમાણે પાંચ પ્રકારે **જ્ઞાનાવરણીય** નામનું પહેલુ કર્મ મૂળ કર્મ સમજવુ. આપણા આત્માની એકી સાથે ત્રણેય કાળના દરેક દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ અને ભાવઃ વિગતવાર જાણવાની સંપૂર્ણ શક્તિ છતાં જેટલું આપણે ઓચ્છુ જાણી શકીએ છીએ, તેટલું આપણને આ કર્મનું આવરણ હોય છે.

## દર્શનાવરણીય કર્મ

૬ **ચક્ષુર્દર્શનાવરણીય કર્મ**—ચક્ષુઓથી થતા દર્શનનું આવરણ કરનાર કર્મ.

૭ **અચક્ષુર્દર્શનાવરણીય કર્મ**—ચક્ષુ સિવાયની બાકીની ઇંદ્રિયોથી થતાં દર્શનનુ આવરણ કરનાર કર્મ.

૮ **અવધિદર્શનાવરણીય કર્મ**—અવધિદર્શનનું આવરણ કરનાર કર્મ.

૯ **કેવળદર્શનાવરણીય કર્મ**—કેવળદર્શનનુ આવરણ કરનાર કર્મ.

ચક્ષુ વિગેરે ચાર દર્શનનો વિચાર **જ્ઞાનમીમાંસા** પ્રકરણમાં જણાવીશુ, તેમાથી જોઈ લેવો. તે ચાર દર્શનનુ આવરણ કરનાર દર્શનાવરણીય કર્મ સમજવુ. આપણા આત્માની એકી સાથે ત્રણેય કાળના દરેક દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ ભાવ'ના ભેદ વિના સામાન્ય રીતે આખું જગત્ જાણવાની સંપૂર્ણ શક્તિ છતા, જેટલું આપણે ઓછું જાણી શકીએ, તેટલું આપણને આ કર્મનું આવરણ સમજવું.

ચક્ષુ અને અચક્ષુ દર્શનાવરણીય કર્મોથી, ચક્ષુ ઈંદ્રિય અને અચક્ષુ ઇન્દ્રિયથી થતા સામાન્યજ્ઞાનરૂપ દર્શનો આપણને કર્મોની ઓછાશ (ક્ષયોપશમ)ને લીધે કેટલાંક ઉઘાડા હોય છે. જેને લીધે આપણે જગતમાના કેટલાક પદાર્થો જોઈ શકીએ છીએ અથવા કે કેટલાક સાભળી, સુઘી, ચાખી, સ્પર્શી કે વિચારી શકીએ છીએ. પરતુ તેટલી પણ સમજશક્તિ દબાવી દેવાને આપણને ઉઘ આવે છે. એ આપણા અનુભવની વસ્તુ છે. ઉઘમા આપણે એટલા બધા નિશ્ચેષ્ટ થઈ જઈએ છીએ કે જેથી—આપણને કશું ભાન રહેતું નથી. અને તદ્દન બેશુદ્ધ જેવા બની જઈએ છીએ.

એટલે નિદ્રાનો ઉદય થતાં-ચક્ષુ તથા અચક્ષુ દર્શનાવરણીય કર્મોએ આવરણ કરવા છતાં જે થોડી ઘણી દર્શનશક્તિ ઉઘાડી હોય છે-તે પણ ઢકાઈ જાય છે. માટે નિદ્રાપંચકને સર્વઘાતી કર્મ પ્રકૃતિ કહીએ છીએ. પ્રથમના ચાર દર્શનાવરણીય કર્મ દર્શનશક્તિને પૂરી પ્રગટ થવા દેતા નથી. પરંતુ પાંચેય નિદ્રા તો પ્રગટ થયેલી દર્શનશક્તિને પણ દબાવી મારે છે. માટે નવેય દર્શનાવરણીય છે. આંખો મીચાઈ જવી, શરીર જડ જેવું થઈ જવુ, એ વિગેરે અસર શરીર ઉપર દેખાય છે. પરંતુ નિદ્રાદિકની ખરી અસર ઉઘાડી રહેલી આત્માની દર્શનશક્તિ નામના જ્ઞાનાંશ ઉપર થાય છે. અને જ્ઞાનાંશો ઝાખા પડતા જ્ઞાનતંતુઓ પણ જડ બની જાય છે. અને જ્ઞાનતંતુઓ જડ બની જતા તેની સાથે સંકળાયેલા શરીરના બીજા અવયવો પણ જડ બની જાય છે. અને ખુલ્લી રહેલી આંખો ચપ દઈને મીંચાઈ જાય છે, બીજી ઈંદ્રિયો પણ કામ કરતી બંધ થાય છે. પ્રાણી મૂર્છિત જેવો થઈ જાય છે. માટે નિદ્રાપંચકને પણ જીવવિપાકી કર્મ કહેલ છે, તે બરાબર છે.

**૧૦. ૫ નિદ્રા-દર્શનાવરણીય કર્મ**-જલદી જાગી શકાય તેવી રીતની નિદ્રા લાવી દર્શનશક્તિને ઢાંકનાર કર્મ.

**૧૧. ૬ નિદ્રાનિદ્રા-દર્શનાવરણીય કર્મ**-બહુ મુશ્કેલીથી જાગી શકાય તેવી રીતે ઘણી નિદ્રા ઉત્પન્ન કરી ખુલ્લી રહેલી દર્શન શક્તિને પણ ઢાંકનાર કર્મ.

**૧૨. ૭ પ્રચલા-દર્શનાવરણીય કર્મ**- બેઠા બેઠા કામકાજ કરતા, કે ઉભા ઉભા ઉંઘ આવી જાય એવી રીતે, ખુલ્લી રહેલી દર્શનશક્તિને ઢાંકનાર કર્મ.

**૧૩. ૮ પ્રચલાપ્રચલા-દર્શનાવરણીય કર્મ**-ચાલતાં ચાલતાં ઊંઘ આવી જાય, એવી રીતે ખુલ્લી રહેલી દર્શનશક્તિને ઢાંકનાર કર્મ.

**૧૪. ૯ થિણુદ્ધિદર્શનાવરણીય કર્મ**–દિવસે ધારેલું કામ ઉંઘમાં ને ઉંઘમાં કરી નાંખવા છતાં જાગી ન શકાય, એટલી બધી રીતે, ખુલ્લી રહેલી દર્શનશક્તિને ઢાંકનાર કર્મ.

આ પાંચ પ્રકારમાં બીજા ઘણાયે પ્રકારો સમાય છે. એટલે નિદ્રાના પણ અસંખ્ય ભેદ પડી શકે છે.

અહીં ચક્ષુર્દર્શનાવરણીયમાં ચક્ષુર્દર્શનશક્તિને ઢાંકનાર કર્મ, એવો અર્થ કર્યો છે, પરંતુ નિદ્રાદર્શનશક્તિને ઢાંકનાર કર્મ એવો અર્થ ન કરવો. પરંતુ સહેલાઈથી જાગી શકાય એવી રીતની નિદ્રા લાવે અને ચક્ષુઅચક્ષુદર્શનને ઢાંકે માટે નિદ્રા નામનું દર્શનાવરણીય કર્મ એવો અર્થ કરવો. એ પ્રમાણે નિદ્રાનિદ્રા નામનું સહેજ ખુલ્લા રહેલા ચક્ષુ–અચક્ષુદર્શનને ઢાંકનાર કર્મ. એ રીતે પ્રચલા નામનું સ્હેજ ખુલ્લા રહેલ ચક્ષુ અચક્ષુ દર્શનને ઢાંકનાર કર્મ. એજ પ્રમાણે–પ્રચલા પ્રચલા નામનું, થિણુદ્ધિ નામનું, સ્હેજ ખુલ્લા રહેલ ચક્ષુ–અચક્ષુદર્શન–શક્તિ ઢાંકનાર કર્મ. એવી વ્યાખ્યા સમજવી અને તેવી મંદ, તેવી તીવ્ર, તીવ્રતર નિદ્રાઓ ઉત્પન્ન કરનાર હોવાથી તેને દર્શનાવરણીયના તે તે પાંચ નામો પાડવામાં આવ્યા છે

## વેદનીય કર્મ

**૧૫ ૧ સાતાવેદનીય કર્મ**–પાંચે ઇન્દ્રિયોના મનગમતા વિષયોના ઉપભોગથી એક જાતનો આનંદ આત્માને મનાવનાર કર્મ.

**૧૬. ૨ અસાતાવેદનીય કર્મ**–પાંચે ઇન્દ્રિયોના અગણમતા વિષયોના સંયોગથી આત્માને કંટાળો–દુઃખ મનાવનાર કર્મ.

## મોહનીય કર્મ

આ કર્મ આત્માની સાચી સમજ અને સાચા વર્તન ઉપર આવરણ કરીને ખોટી સમજ અને ખોટી રીતે વર્તવા પ્રેરે છે. તેના ૨૮ પ્રકાર છે.

**૧૭. ૧ મિથ્યાત્વ મોહનીય કર્મ**–શ્રી જિનેશ્વર પરમાત્માઓએ ફરમાવેલા સત્ય તત્ત્વજ્ઞાન તરફ શ્રદ્ધા થવા દે નહીં, અને અસત્ય વાતો તરફ શ્રદ્ધા દોરવી જાય.

**૧૮. ૨ મિશ્ર મોહનીય કર્મ**–સત્ય તત્ત્વ તરફ કાંઈક શ્રદ્ધા અને કાંઈક અશ્રદ્ધા રખાવે છે. તેમજ અસત્વ તત્ત્વો તરફ પણ કાંઈક શ્રદ્ધા અને કાંઈક અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે.

**૧૯. ૩ સમ્યક્ત્વ મોહનીય કર્મ**–સત્ય તત્ત્વ તરફ આત્માની શ્રદ્ધા હોય જ છે. પરંતુ તેમા કાંઈક શકા વિગેરે દોષો ઉત્પન્ન કરવાનું કામ આ ત્રીજું મોહનીય કર્મ કરે છે. જો કે–મૂળ તો આ કર્મના દળીયા મિથ્યાત્વ મોહનીય કર્મના જ હોય છે પરતુ આત્માના શુદ્ધ અધ્યવસાયથી તેને એટલા બધા સાફ કરીને તેનો મેલ લગભગ ઘણો ખરો કાઢી નાખ્યો હોય છે. એટલે તે સમ્યક્–ચોક્ખાં કર્મો હોય છે.

લેશમાત્ર આ કર્મ ન હોય, ત્યારે આત્માની જે સાચી સમજ હોય, તેના કરતાં આ સમ્યક્ત્વ મોહનીય કર્મ વખતે સ્હેજ તો મલીનતા હોય જ. એટલે સાચી સમજણ રૂપ સમ્યગ્ દર્શન ગુણ પ્રગટ છતા આ સમ્યક્ત્વ મોહનીય કર્મને લીધે સત્ય તત્ત્વની શ્રદ્ધામાં **શંકા** વિગેરે દોષો ઉત્પન્ન થાય જ છે. માટે તે કર્મના દળીયા–કર્મપ્રદેશો શુદ્ધ એટલે સમ્યક્ છતાં સ્હેજ પણ મોહ ઉત્પન્ન કરે છે, માટે તે **સમ્યક્ત્વ**–મોહનીય ગણાય છે.

આ ત્રણનું નામ દર્શનમોહનીય કર્મ કહેવાય છે. દર્શન એટલે સમજ. સમ્યગ્દર્શન એટલે સાચી સમજ. તે તરફ શ્રદ્ધા ન થવા દે. અને ખોટા દર્શન–ખોટી સમજ તરફ શ્રદ્ધા ઉત્પન્ન કરે, માટે તે દર્શન મોહનીય કર્મ કહેવાય છે.

૨૦. ૧. અનન્તાનુબંધીય ક્રોધ કષાય સમ્યક્ચારિત્રાવરણીય કર્મ.

૨૧. ૨. અનન્તાનુબંધીય માન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૨. ૩. અનન્તાનુબંધીય માયા કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૩. ૪. અનન્તાનુબંધીય લોભ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૪. ૫. અપ્રત્યાખ્યાનીય ક્રોધ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૫. ૬. અપ્રત્યાખ્યાનીય માન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૬. ૭. અપ્રત્યાખ્યાનીય માયા કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૭. ૮. અપ્રત્યાખ્યાનીય લોભ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૮. ૯. પ્રત્યાખ્યાનીય ક્રોધ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૨૯. ૧૦. પ્રત્યાખ્યાનીય માન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩૦. ૧૧. પ્રત્યાખ્યાનીય માયા કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

૩૧. ૧૨. પ્રત્યાખ્યાનીય લોભ કષાય સમ્યક્ચારિત્રાવરણીય મોહનીય કર્મ.

**૩૨. ૧૩. સંજવલન ક્રોધ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૩૩. ૧૪. સંજવલન માન કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૩૪. ૧૫. સંજવલન માયા કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

**૩૫. ૧૬. સંજવલન લોભ કષાય સમ્યક્ ચારિત્રાવરણીય મોહનીય કર્મ.**

આમાં મુખ્ય શબ્દો નીચે પ્રમાણે છે. તેની વ્યાખ્યા સમજી લેવાથી આ કર્મોના અર્થો બરાબર સમજી શકાશે.

**અનન્તાનુબંધીય**– ખૂબ તીવ્ર અસર કરે તેવુ એક વખત બંધાયેલું આ જાતનું કર્મ જ્યારે ઉદયમા આવે ત્યારે પણ એટલા જોરથી ઉદયમા આવે કે ફરીથી તેવા જ લગભગ ઉગ્ર કર્મો બંધાય એટલે એક વખત બધાયેલા કર્મની ખરાબીનુ જોર બીજા અનત વાર કર્મ બંધાય ત્યાં સુધી પહોચે છે આ કર્મો સાચી સમજ થવા દેતા નથી. આ જાતના કષાયોવાળાનો વૈરાનુબંધ ઘણો તીવ્ર હોય છે. આનું બીજુ નામ **સંયોજના** પણ છે.

**અપ્રત્યાખ્યાનીય**–આ કર્મો સાચી સમજ હોવા છતાં કોઈ પણ પ્રકારનો ત્યાગ, તે ન જ થવા દે. પ્રત્યાખ્યાન એટલે અનાત્મભાવ–સ્વાત્મા સિવાય પર ભાવનો ત્યાગ, તે થવા ન દે. એટલે સાંસારિક તીવ્ર ભોગોમાં ખૂબ ગરકાવ રાખે છે. મોજ-શોખ ભોગવિલાસ એટલી બધી આસક્તિથી આ કષાયવાળા પણ ભોગવે છે કે તેને બીજું કશું ભાન જ રહેતું નથી.

અને નવાં કર્મો એટલાં બધા બાંધે, છે કે–ભવિષ્યમાં તેની પણ પરંપરા તો ચાલે છે.

**પ્રત્યાખ્યાનીય**–આ કષાયોના ઉદય વખતે કંઈક થોડો ત્યાગ કરી શકાય છે, પરંતુ સર્વથા ત્યાગ કરી શકાતો નથી. આત્માનો મૂળ સ્વભાવ સર્વ સંગના ત્યાગાત્મક હોય છે. છતાં કેટલીક સાંસારિક વસ્તુઓમા આ કષાયવાળાઓને મમતા વિગેરે રહે છે.

**સંજ્વલન**–આ કષાયો જ જેમને કેવળ હોય, તેમા સાચી સમજ એટલે સમ્યગ્દર્શન હોય છે, સર્વવિરતિ રૂપ ઉંચામાં ઉંચો ત્યાગ પણ હોય છે. શાતિ પણ તેની ઘણી જ હોય છે. છતાં કોઈ બહુ જ કષ્ટ આપે, કે હેરાન કરે, ત્યારે સ્હેજ મન અકળાય છે. એટલી પણ અકળામણ આત્માની શાંતિનો સ્હેજ પણ ભગ કરે જ છે. તેનું નામ **સંજ્વલન**–સ્હેજ આત્મ-ગુણને બાળનાર, એવું આપેલું છે. અને **સંજ્વલન** કષાય પણ ન હોય તો ગમે તેમ હેરાન કરે, પરતુ જરાપણ આત્મામાં મલિનતા થાય જ નહી.

**કષાય**–આ ચારેય કષાય કહેવાય છે. તેનું કારણ–દરેક પ્રકારના કર્મબધની તથા ફળની તીવ્રતા, અને ઘણો વખત ટકી રહે-વાની સ્થિતિના કારણભૂત તે બને છે. કષ એટલે **સંસાર**, તેનો **આય** એટલે લાભ અપાવે, તે. અર્થાત્ સંસારનુ–કર્મ પરંપરાનુ મૂળ આ ચાર કષાયો ખાસ કરીને છે.

**ક્રોધ**–મોઢુ લાલ થઈ જાય, હોઠ ફરકવા માડે, શરીર ધ્રૂજવા માંડે. એવી લાગણી થાય. તે ક્રોધ લાગણી કહેવાય છે તે લાગણી ઉત્પન્ન કરનાર કર્મ **ક્રોધ કષાય કર્મ** કહેવાય છે.

આત્માનો મૂળ સ્વભાવ ક્રોધ રહિત છે. છતા કોઈપણ વસ્તુ તરફ ક્રોધ ઉત્પન્ન કરાવવાનું કામ આ કર્મનું છે.

**માન**—અભિમાન, અહંકાર, અક્કડ રહેવાની લાગણી હોવી, તેવી લાગણી ઉત્પન્ન કરનાર કર્મનું નામ **માન કષાય કર્મ** કહેવાય છે.

**માયા**—પ્રપંચ, છળ—કપટ—વિગેરે કરવાની ઇચ્છા થાય તેવી લાગણીનું નામ માયા છે. એ લાગણી ઉત્પન્ન કરનાર અને નવા કર્મ બંધાવનાર કર્મનુ નામ **માયા કષાય કર્મ** કહેવાય છે.

**લોભ**—પરવસ્તુમાં મમત્વ, મારાપણું, સંગ્રહ—સંચય કરવાની—મેળવવાની, કે લઈ લેવાની લાગણી થાય છે. તે આ લોભ લાગણી જાણવી. તેવી લાગણી ઉત્પન્ન કરનાર કર્મ **લોભ કષાય** કહેવાય છે.

આ ચારેય લાગણીઓ સેંકડો લાગણીઓના સંગ્રહ રૂપ છે
**કર્મગ્રંથમાં** કર્મોની સરળ પરિભાષા સમજાવવા માટે મોહથી
ઉત્પન્ન થતી અનેક લાગણીઓનો આ ચાર મુખ્ય લાગણીઓમાં ખાસ
સમાવેશ કરવામાં આવ્યો છે. દાખલા તરીકે—માણસને પૈસાનો લોભ
ન હોય, તો પણ શરીર સાચવવામાં એટલું બધુ મમત્વ હોય છે,
કે—તેને જરા પણ કષ્ટ ન આવવા દે. તેનો સમાવેશ લોભમાં સમાય
છે. ઈર્ષ્યા, અદેખાઈ, દ્રોહ વૃત્તિ વિગેરે ક્રોધમાં સમાય છે.

**સમ્યક્ ચારિત્રાવરણીય**—આ ૧૬ સોળેય પ્રકારના કષાયો
અને નવ નોકષાયો આત્માના સમ્યક્ ચારિત્ર ગુણનું આવરણ કરે
છે. આત્માનો મૂળ સ્વભાવ—સ્વ ગુણમા મસ્ત રહેવાનો છે. પોતાના
આત્માના અને તેના ગુણો શિવાય બીજી કોઇ પણ ચીજ એટલે
કે બીજાના આત્માઓ અને તેના ગુણો તથા પૌદ્ગલાદિક બીજા
કોઈ પણ દ્રવ્યમા જરા પણ લક્ષ્ય દોરવવાનું હોતું નથી. ને સ્વભાવ-
રમણતા રૂપ સમ્યક્ ચારિત્ર ઉપર આવરણ કરીને આત્માને તે ગુણ
મોહનીય કર્મ ખીલવા જે દેતું નથી. ઉપરાત—

**મોહનીય કર્મ**–તે સ્વભાવરમણતાનું આવરણ કરીને સ્વભાવ પ્રગટ થવા ન દે, એટલું જ નહી, પરંતુ પરભાવમાં રમણતા ઉત્પન્ન કરે, પર વસ્તુઓને પોતાની માનવાની ભૂલ ખવડાવે, પરમાં મુંજવે, પર વસ્તુ ઉપર મોહ ઉત્પન્ન કરાવી પોતાની માનવા લલચાવે. માટે તેનું નામ **મોહનીય** કર્મ રાખવામાં આવ્યું છે.

આ રીતે આ મોહનીય કર્મો—

૧. સમ્યક્ ચારિત્રનું આવરણ કરે છે, માટે ચારિત્રાવરણીય ગણાય છે. સમ્યગ્ દર્શનને છાજતું વર્તન, દેશવિરતિને છાજતું વર્તન, સર્વવિરતિને છાજતું વર્તન અને યથાખ્યાત ચારિત્રને છાજતું વર્તન અટકાવે છે.

૨. પરવસ્તુમાં મોહ ઉત્પન્ન કરાવે છે, માટે મોહનીય ગણાય છે.

૩. કાર્મણ વર્ગણાનું બનેલું છે, માટે કર્મ કહેવાય છે.

૪. નવાં કર્મ બંધાવે છે, માટે કષાય કહેવાય છે.

૫. ક્રોધ, માન, માયા, અને લોભની લાગણીઓ ઉત્પન્ન કરે છે, માટે ક્રોધાદિક નામે બોલાવાય છે.

૬. બીજાં નવા કર્મો અનંતવાર બંધાવે છે, માટે અનંતાનુબંધીય કહેવાય છે.

૭. લેશ પણ ત્યાગ ન થવા દે, માટે અપ્રત્યાખ્યાનીય કહેવાય છે.

૮. સર્વથા ત્યાગ ન થવા દે, માટે પ્રત્યાખ્યાનીય કહેવાય છે.

૯. અને આત્મગુણોને સહેજ પણ નુકશાન કરે છે, માટે સંજ્વલન કહેવાય છે.

૧૦. અનંતાનુબંધીય હોય ત્યારે સાથે બીજા ત્રણ કષાયો હોય છે.

૧૧. અપ્રત્યાખ્યાનીય હોય ત્યારે બીજા બે સાથે હોય છે.

૧૨. પ્રત્યાખ્યાનીય હોય ત્યારે સંજ્વલન સાથે હોય છે.

૧૩. સંજ્વલન હોય ત્યારે એકલો સંજ્વલન જ હોય છે.

૧૪. ક્રોધ લાગણી ઉત્પન્ન થઈ હોય, ત્યારે ચારેય જાતની ક્રોધ લાગણી સાથે હોઇ શકે છે. પરંતુ બીજી લાગણી ન હોય. એટલે કે ક્રોધ–માન–માયા–લોભને ઉત્પન્ન કરનારા ચારેય કર્મોનો એકી સાથે ઉદય ન હોય, પરંતુ ચારેય પ્રકારના એક ક્રોધનો જ ઉદય હોય.

૧૫. અનંતાનુબંધીય ક્રોધ, અપ્રત્યાખ્યાનીય ક્રોધ, પ્રત્યાખ્યાનીય ક્રોધ, અને સંજ્વલન ક્રોધ એ ચારેયનો ઉદય એકી વખતે હોઇ શકે.

૧૬. અનંતાનુબંધીય પણ કોઇ વાર અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય અને સંજ્વલન જેવો હોઇ શકે, એટલે તે ચાર પ્રકારનો સંભવે.

૧૭. એજ પ્રમાણે સંજ્વલનનો ઉદય પણ અનંતાનુબંધીય જેવો દેખાય અને બીજા બે જેવો પણ દેખાય.

૧૮. એ પ્રમાણે અપ્રત્યાખ્યાનીય બીજા ત્રણ જેવો હોય.

૧૯. તેજ પ્રમાણે પ્રત્યાખ્યાનીય પણ બીજા ત્રણ જેવો હોય.

૨૦. એ પ્રમાણે દરેકના ૪ ભેદ લેતા ૧૬ થાય. અને ક્રોધાદિ ચાર ગણતાં ૬૪ ભેદ થાય.

**૩૬. ૧. હાસ્ય નોકષાય મોહનીય–સમ્યક્ ચારિત્રાવરણીય–કર્મ**–કારણ હોય કે ન પણ હોય, છતાં હસાવનાર કર્મ હાસ્ય નોકષાય મોહનીય કર્મ.

**૩૭. ૨. રતિ નોકષાય મોહનીય સમ્યક્ ચારિત્રાવરણીય કર્મ**–ખુશી–પ્રીતિની લાગણી ઉત્પન્ન કરાવનાર કર્મ.

**૩૮. ૩. અરતિ નોકષાય મોહનીય સમ્યક્ ચારિત્રાવરણીય કર્મ**–નાખુશી, કંટાળો, ઉદ્વેગ, દ્વેષ–અપ્રીતિ–ઇતરાજીની લાગણી ઉત્પન્ન કરાવનાર કર્મ.

સાતા અને અસાતા વેદનીય કર્મ—અનુકૂળ અને પ્રતિકૂળ સામગ્રી મનાવે છે. પરંતુ તે સામગ્રી મળ્યા પછી એક જાતની ખુશીની અને નાખુશીની લાગણી થાય છે. તે આ **રતિ** અને **અરતિ** મોહનીય કર્મને અંગે થાય છે. એ બે કર્મ ન હોય, તો ઋદ્ધિ છતાં સાતાવેદનીય હોય, અથવા કષ્ટ છતાં અસાતા વેદનીય હોય, પરંતુ તેને લીધે ખુશી—નાખુશી રૂપી મોહ ઉત્પન્ન ન થાય. અને દુઃખ અને સુખની સામગ્રી પૂરી પાડવાનું કામ વેદનીય કર્મનું છે. પરંતુ તેથી મન બગાડવાનું એટલે કે મલકાવવાનું કે—આત્માને નારાજ કરવાનું કામ રતિ—અરતિ મોહનીય કર્મનું છે.

**૩૯. ૪. શોક નોકષાય મોહનીય સમ્યક્ ચારિત્રાવરણીય કર્મ**—સગાં વ્હાલાના મરણ વિગેરેથી રોવુ, પડવુ, ઉંડા નિસાસા નાંખવા વિગેરે શોકની લાગણી થાય છે. તે ઉત્પન્ન કરાવનાર આ કર્મ છે.

**૪૦. ૫. ભય નોકષાય મોહનીય સમ્યક્ ચારિત્રાવરણીય કર્મ**—કારણ હોય કે ન હોય, પણ બીવાની લાગણી પ્રાણીઓમાં હોય છે. તે ઉત્પન્ન કરાવનાર આ કર્મ છે.

**૪૧. ૬. જુગુપ્સા નોકષાય મોહનીય સમ્યક્ ચારિત્રાવરણીય કર્મ**—સારો હોય કે ખરાબ હોય, તો પણ દુગચ્છા કરવાની લાગણી ઉત્પન્ન થાય છે. તે કરાવનાર કર્મ. કેટલાકને સારી ચીજ પણ ભાવતી નથી એટલુ જ નહી. પણ તે જોઈને જ તેને ઊલટી થઈ આવે છે, કે સૂગ ચડે છે, ત્યારે કેટલાકને ખરાબ જોઇને પણ સૂગ ચડતી નથી. ચામડીયા, કસાઇ વિગેરેને ટેવને લીધે તેઓની તે લાગણી દબાઈ જાય છે. પરંતુ તેમને જુગુપ્સા મોહનીય ઉદય નથી, એમ ન સમજવું.

આ ૭ નોકષાયો આત્માના અનુત્સૌક્ય, સમભાવ, અશોકા-

વસ્થા, નિર્ભય સ્વભાવ, અવિચિકિત્સા સ્વભાવ વિગેરે ગુણોમય
સમભાવ રૂપ સમ્યક્ચારિત્રનું આવરણ કરે છે, માટે તે સમ્યક્ ચારિ-
ત્રાવરણીય કહેવાય છે.

**૪૨. ૭–૧ પુરુષ વેદ નોકષાય મોહનીય સમ્યક્ ચારિ-
ત્રાવરણીય કર્મ**—સ્ત્રી તરફ આકર્ષિત થવાની લાગણી ઉત્પન્ન
કરાવનાર કર્મ.

**૪૩. ૮–૨ સ્ત્રી વેદ નોકષાય મોહનીય સમ્યક્ ચારિ-
ત્રાવરણીય કર્મ**—પુરુષ તરફ આકર્ષિત થવાની લાગણી ઉત્પન્ન
કરાવનાર કર્મ.

**૪૪. ૯–૩ નપુંસક વેદ—નોકષાય મોહનીય સમ્યક્ ચારિ-
ત્રાવરણીય કર્મ**—પુરુષ અને સ્ત્રી બનેય તરફ આકર્ષિત થવાની
લાગણીઓ ઉત્પન્ન કરાવનાર કર્મ.

ત્રણેય વેદ નોકષાય કર્મો પણ અવેદાવસ્થા રૂપ સમાવસ્થા
સ્વરૂપ સમ્યક્ ચારિત્રનું આવરણ કરે છે. તેમજ આત્મા શિવાયની
વસ્તુ તરફ મોહ ઉત્પન્ન કરાવી તેને લીધે હસવાની, ખુશ થવાની
નાખુશ થવાની, રડવાની, ભય પામવાની અને સુગ ચડવાની લાગણી
ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે વેદ નોકષાયો પણ પોતાની વિજાતીય
જાતિ તરફ મોહ ઉત્પન્ન કરી, તેની તરફ આકર્ષાવાની લાગણીઓ
ઉત્પન્ન કરે છે. ઉપરાત તે લાગણીઓનુ વેદન—અનુભવ લાંબો વખત
તીવ્ર અને સ્પષ્ટ સ્વરૂપમાં કરાવે છે, એટલી વિશેષતા છે. માટે તેનુ
નામ વેદ પાડયું છે.

આ નવેય મોહનીય કર્મોને **નોકષાય** કહેવાના બે કારણો છે—

૧. ઉપર ગણાવેલા સોળ કષાયોમાના પ્રથમના બાર કષાયો
સાથે અવશ્ય આ નોકષાયોનો ઉદય હોય છે. તે કષાયો જેમ નવા
કર્મો બધાવે છે, તે પ્રમાણે આ નોકષાયો પણ નવા કર્મો અવશ્ય

બંધાવે છે. માટે કષાય સહચારી કહ્યા છે. પ્રથમના બાર કષાયોનો ક્ષય કે ઉપશમ થયા પછી નોકષાયોનો પણ ક્ષય અને ઉપશમ થવા લાગે છે. માટે તેને—નો—કષાયો નબળા કષાયો કહ્યા છે.

૨. બીજું એ પણ કારણુ છે કે નોકષાયોનો ઉદય થાય, તેને લીધે કષાયોનો ઉદય પણ થવા લાગે છે. એટલે કષાયો ઉત્પન્ન કરનાર તરીકે પણ નોકષાયોનો ઉદય કામ કરે છે.

## આયુષ્ કર્મ.

આ કર્મની રીતભાત ઘણી જ વિચિત્ર છે:—

૧. બીજા બધાય કર્મો કરતાં ઘણી રીતે જુદું પડે છે.

૨. આ કર્મનો ઉદય ચાલતો હોય ત્યા સુધી, ત્યાંથી જવાની ઇચ્છા છતાં બીજી ગતિમાં જઈ શકાતું નથી. અને ન જવું હોય છતાં આ કર્મનો ઉદય પુરો થાય, એટલે જવું જ પડે છે.

૩. જે ભવનું આયુષ્ય ઉદયમાં હોય, તેજ ભવનું ઉદયમાં આવે. બીજા પાછલા ભવનું આ ભવમાં ઉદયમાં ન આવે

૪. તેમજ સામા ભવનુ આ ભવમાં ઉદયમાં ન આવે.

૫. દરેક કર્મો જેમ સમયે સમયે બંધાય છે, તેમ આ કર્મ દરેક સમયે ન બંધાય. પરંતુ ભવને ત્રીજે, નવમે અને સત્યાવીશમે ભાગે કે છેલ્લે અંતર્મુહૂર્તે બધાય છે

૬. આ કર્મ ઘટી શકે—એટલે તેની સ્થિતિનું અપવર્તન થાય છે, થોડા વખતમા ભોગવી શકાય છે.

૭. પરંતુ ઉદ્વર્તન એટલે વધારો ન જ થાય, તેમજ ઉપશમ, સંક્રમણ પણ ન થાય.

૮. આ કર્મનો ઉદય ભવને આશ્રયીને જ થાય છે, માટે તે

જ કર્મ **ભવવિપાકી** છે. ભવ એટલે નવું શરીર રચવા પૂર્વક ઉત્પત્તિથી માંડીને મરણ સુધીની એક પ્રકારની આત્માની સ્થિતિ.

**૪૫. ૧. દેવાયુઃ** કર્મ-દેવની ગતિના કોઈ પણ એક ભવમાં જન્મથી મરણ પર્યન્ત ટકાવી રાખનાર કર્મ.

**૪૬. ૨. મનુષ્યાયુઃ** કર્મ-મનુષ્યગતિના કોઈ પણ ભવમા જન્મથી મરણ પર્યન્ત ટકાવી રાખનાર કર્મ.

**૪૭. ૩. તિર્યંચાયુઃ** કર્મ-તિર્યંચગતિના કોઇ પણ ભવમા જન્મથી મરણ પર્યંત ટકાવી રાખનાર કર્મ.

**૪૮. ૪. નારકાયુ :** કર્મ-નરકગતિના ભવમાં જન્મથી મરણ પર્યંત ટકાવી રાખનાર કર્મ.

પ્રથમના ત્રણ આયુષ્યને પુણ્ય પ્રકૃતિમાં ગણાવ્યા છે. છેલ્લા એકને પાપ પ્રકૃતિમાં ગણાવેલ છે. તિર્યંચપણામા દુઃખ છતાં પણ જીવવાની ઈચ્છા રહે છે, માટે પુણ્ય પ્રકૃતિમાં ગણાવેલ છે. નારકીના દુઃખોનું સંવેદન વધારે પ્રત્યક્ષ હોવાથી જીવ તેમાંથી છુટવાનુ જ મન કર્યા કરે છે, માટે તેને પાપ પ્રકૃતિમાં ગણાવેલ છે.

## નામકર્મ.

આત્મા પોતાના ગુણ-સ્વભાવ પ્રમાણે વર્તવાને પૂરેપૂરો સ્વતંત્ર છતાં આ કર્મને લીધે તેને એટલુ બધું નમતું આપવું પડે છે, કે તે જેમ દોરવે તેમ દોરાવું પડે છે. દુન્યવી નામો ધારણ કરવા પડે છે. અનેક રીતે જેમ નચાવે તેમ નાચવુ પડે છે. નાનો થાય, બાળ થાય, વૃદ્ધ થાય, મનુષ્ય થાય, દેવ થાય, પશુ થાય, પક્ષી થાય, કીડો થાય, વનસ્પતિ થાય. ચાલી શકવાની શક્તિ ધરાવી શકે ત્યારે કોઇ વાર જીંદગીભર ચાલી જ ન શકે, કેમ જાણે કેદમાં પૂરાયો હોય. વિગેરે અનેક સ્વરૂપમાં અનેક વેષો સ્વતંત્ર આત્માને આ કર્મને લીધે ધારણ કરવા પડે છે. નાટક મંડળીનો નાયક નટને જે જે વેષ

ધારણ કરવાનું કહે, તે દરેક તેને ધારણ કરવા પડે છે, તેમ આ **નામકર્મ** આગળ આત્માને પણ પોતાની સ્વતંત્રતા છોડીને હરેક બાબતમાં નમતું આપવું પડે છે. તેની આજ્ઞાને નમીને ચાલવું પડે છે. માટે આત્માને નમાવનાર આ કર્મનું નામ **નામકર્મ** રાખવામાં આવેલ છે. તે બરાબર યોગ્ય જણાશે.

નામકર્મની પ્રકૃતિઓ ૪૨–૬૭–૯૩ અને ૧૦૩ એમ ચાર પ્રકારે ગણાવી છે. નામકર્મની પ્રકૃતિઓ વિપાકને આશ્રયીને ત્રણ વિભાગમા વ્હેચાયેલી છે. કેટલીક સીધી જીવની જ ઉપર અસર કરતી હોવાથી **જીવવિપાકી** કહેવાય છે. કેટલીક જીવ ઉપર અસર કરવા સાથે મુખ્યપણે શરીર ઉપર અસર કરતી હોવાથી **પુદ્ગલ-વિપાકી** કહેવાય છે. અને કેટલીક જીવ ઉપર અસર અમુક સ્થળે જ કરે છે. માટે સ્થળની પ્રધાનતાને ધ્યાનમાં લઇને તેનું નામ **ક્ષેત્રવિપાકી** રાખેલ છે.

પ્રકૃતિઓના વિભાગ બે રીતે પાડવામાં આવેલા છે. **પિંડ પ્રકૃતિ** અને **પ્રત્યેક પ્રકૃતિ.** જેમાં ખાસ પેટા ભેદોનો સમાવેશ કરવામાં આવેલો હોય તે **પિંડ પ્રકૃતિ** છે. અને જેમાં પેટા ભેદોનું ખાસ વર્ણન કરવામાં આવતું નથી, **તેને પ્રત્યેક પ્રકૃતિ** કહેવામાં આવે છે પ્રત્યેક એટલે એક એક નામ વાર પ્રકૃતિ. તેના પણ બે પ્રકાર છે **અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ** અને **સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ. સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિના** બે પ્રકાર છે. **ત્રશદશક સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ** અને **સ્થાવરદશક સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ.**

પિંડ **પ્રકૃતિ ૧૪** છે. અને તેના ખાસ પેટા ભેદો ૬૫ થાય છે. **અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ** ૮ છે **સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ** ૨૦ છે. તેમા **ત્રશદશક સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિ** ૧૦ છે અને તેટલીજ **સ્થાવરદશક સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ** છે કુલ ૪૨

પ્રકૃતિઓ આ પ્રમાણે થશે અને પિંડ પ્રકૃતિની ૬૫ પેટા પ્રકૃતિ ગણતાં ૯૩ ત્રાણું પ્રકૃતિઓ થશે.

તેમા બંધન પાંચને બદલે ૧૫ ગણતાં, ૧૦૩ કુલ નામકર્મની પ્રકૃતિઓ થશે. તેમાંથી વર્ણ: ગંધ: રસ: અને સ્પર્શના ૨૦ પેટા ભેદોને બદલે મૂળ ભેદ ચાર ગણીએ, અને ૧૫ **બંધન** અને **૫ સંઘાતનનો** પાંચ શરીરમા સમાવેશ કરીએ, એમ ૩૬ની સંખ્યા ઘટાડતાં ૬૭ નામકર્મના ભેદો ગણી શકાશે. **બંધમાં** અને **ઉદયમાં** આ સંખ્યા લીધી છે **સત્તામાં** ૯૩ અને ૧૦૩ની સંખ્યા લીધી છે. સંખ્યાભેદનુ કારણ બરાબર સમજાયુ નથી.

**૧૪ પિંડપ્રકૃતિઓ** અને તેના ખાસ પેટા ભેદો.

**૪. ગતિનામ. ૫ જાતિનામ. ૫ શરીર નામકર્મ. ૩ અંગોપાંગ નામ. ૫ બંધન નામ. ૫ સંઘાતન નામ. ૬ સંહનન નામ. ૬ સંસ્થાન નામ. ૫ વર્ણનામ. ૨ ગંધ નામ. ૫ રસનામ. ૮ સ્પર્શ નામ. ૪ આનુપૂર્વી નામ. ૨ વિહાયોગતિ નામ.**

**અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ:—**

**૧ પરાઘાત નામ ૨ શ્વાસોચ્છ્વાસ નામ ૩ આતાપ નામ ૪ ઉદ્યોત નામ ૫ અગુરુલઘુ નામ ૬ તીર્થંકર નામ ૭ નિર્માણ નામ ૮ ઉપઘાત નામ.**

**સપ્રતિપક્ષ ૨૦ પ્રકૃતિઓ.**

તેમાં :—**ત્રશદશકની ૧૦ પ્રકૃતિઓ.**

**૧. ત્રસ નામ. ૨. બાદર નામ ૩ પર્યાપ્ત નામ ૪. પ્રત્યેક નામ ૫. સ્થિર નામ ૬. શુભ નામ ૭. સુસ્વર નામ ૮. સુભગ નામ ૯. આદેય નામ ૧૦. યશકીર્તિ નામ.**

**સ્થાવરદશકની ૧૦ પ્રકૃતિઓ :—**

**૧. સ્થાવર નામ, ૨. સૂક્ષ્મ નામ, ૩. અપર્યાપ્ત નામ, ૪ સાધારણ નામ, ૫ અસ્થિર નામ, ૬ અશુભ નામ, ૭ દુઃસ્વર નામ, ૮ દુર્ભગ નામ ૯ અનાદેય નામ, ૧૦ અયશઃકીર્તિ નામ.**

અનુક્રમે દરેકની વ્યાખ્યાઓ નીચે પ્રમાણે—

**૧. ગતિ નામકર્મ**—જગતમાં દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ અને ભાવઃના સંજોગોથી ગુંથાયેલી કુદરત અનેક પ્રકારની હોય છે. પરંતુ આત્માને કોઈપણ કર્મ ભોગવવા માટે ચારમાંની કોઈપણ એક કુદરતી ઘટનાનો આશ્રય લેવો જ પડે છે. એટલે કે—આત્માને તેમાં ગયા વિના ચાલી શકતુ જ નથી. માટે એ કુદરતી ઘટનાને ગતિ કહેવામાં આવે છે. એ ચારમાંની બાકીની ત્રણને બદલે અમુક એકજ ગતિમાં લઇ જવાને માટે અમુક એકજ ચોક્કસ કર્મ હોય છે. તે કર્મથી તે જ ગતિમાં જવું પડે છે, તેથી જીવને તે તે ગતિમાં લઈ જનારા કર્મ છે. ગતિ ચાર છે. તે પ્રમાણે તેમા લઈ જનારા કર્મ પણ ચાર છે. ચાર ગતિના જે નામો છે, તેવા નામો લઈ જનારા ૪ કર્મોનાં પણ છે

**૪૯. ૧ નારક ગતિ નામકર્મ**—નરક ગતિમા લઈ જવાને જે સમર્થ કર્મ **નારક ગતિ નામકર્મ** કહેવાય છે.

**નરકગતિ એટલે** નારક ગતિ નામકર્મ ભોગવવા લાયકના દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ અને ભાવઃના કુદરતી સંજોગો જેનુ ક્ષેત્ર લોકને અધોભાગે રહેલાં ૭ પૃથ્વીમાં આવેલું છે જેમાં અશુભ અને પીડાકારીજ દ્રવ્યો હોય છે જેમાં ઓછામાં ઓછા દશહજાર વર્ષથી ૩૩ સાગરોપમ સુધી રહેવુ જ પડે છે જેમા ઓછામાં ઓછા અસંખ્ય જીવો કાયમ રહેજ છે, જેમાં શરીરો વધુમાં વધુ ૫૦૦ ધનુષ્ય સુધીના ઉંચા હોઇ શકે છે. જેમાં કુંભીમા ઉપપાત થવાથી જન્મ થાય છે. પારાની માફક વેરાઇને પાછું ભેગું થઇ જાય તેવા તથા ઇંડામાંથી

નીકળેલા પક્ષિના બચ્ચાં જેવા-જોવાં ન ગમે તેવાં શરીરો હોય છે, આ પ્રમાણે અનાદિ કાળથી અમુક પ્રકારની ઘટના અને પરિસ્થિતિ લોકમાં ગોઠવાયેલીજ છે. જ્યાં ચાર ગુણસ્થાનકથી વધુ ઉંચા જવાનુ સંભવતુ નથી. એવી કુદરતી પરિસ્થિતિને **નારકગતિ** કહેવામાં આવે છે. તેમાં લઈ જનાર કર્મ **નારકગતિ નામકર્મ** કહેવાય છે

**૫૦. ૨. તિર્યંગ્ ગતિ નામકર્મ**—તિર્યગ્ગતિ નામકર્મ ભોગવવા લાયકના દ્રવ્યઃ ક્ષેત્રઃ કાળઃ અને ભાવઃના કુદરતી સંજોગો મા=તિર્યગ્ગતિમા લઈ જવાને સમર્થ કર્મ **તિર્યગ્ગતિ નામકર્મ** કહેવાય છે.

**તિર્યગ્ગતિ એટલે**—જેમા બનતાં સુધી આડા ચાલવાનું હોય, પ્રાયઃ સર્પ, સિંહ, ઘોડા, હાથી, કુતરા, વિગેરેનું ચાલવું તથા પક્ષીઓનુ ઉડવુ, વિગેરે વાંકા-આડા **તિર્યક્** રહીને થાય છે એટલે કે દરેકને પોતાનું માથું ચાલવાની સામી દિશામાં રાખવુ પડે છે. ત્યારે નારક, દેવ અને માનવોનું માથું ઉંચે આવે છે. છાતી સામી દિશામા આવે છે, અન બે હાથ બાજુઓની દિશાની તરફ રહે છે. ત્યારે તિર્યંચોના હાથરૂપ આગલા પગ અને પાછલો પગ પણ નીચે જમીન સાથે જોડાય છે. પ્રાયઃ જંગલમાં રહેવાનુ હોય છે. કુદરતી સામગ્રી ઉપર જીવવાનું હોય છે. પાંચ ગુણસ્થાનકથી વધુ ઉંચા ભાવ નથી હોતા. વિગેરે અનાદિકાળથી કુદરતી પરિસ્થિતિ ગોઠવાયેલી છે. તેનું નામ તિર્યગ્ગતિ છે. તેમાં આત્માને લઇ જનાર **તિર્યગ્ગતિ નામકર્મ કહેવાય છે.**

**૫૧. ૩ મનુષ્ય ગતિ નામકર્મ**—મનુષ્ય ગતિમાં લઈ જવાને સમર્થ કર્મ. પ્રાયઃ અઢીદ્વીપના ક્ષેત્રમાં જન્મવું, મરવુ અને રહેવું જ પડે સખ્યાત સંખ્યા જ જેની કાયમ માટે હોય છે. સમાજ બાધીને રહેવુ. શહેરો, નગરો, ગામડાઓ બાંધવા, રાજ્યવ્યવસ્થા ચલાવવી, ધર્મવ્યવસ્થા ચલાવવી, ઠેઠ ૧૪ મા ગુણસ્થાનક સુધીના ભાવો

પ્રગટ કરી શકાય. ગુરુ શિષ્ય સંબંધ કરી શકાય. વિગેરે પ્રકારની કુદરતી પરિસ્થિતિનું નામ મનુષ્યગતિ કહેવાય છે. તેમાં આત્માને લઈ જનાર **મનુષ્યગતિ નામકર્મ.**

પર. ૪. **દેવગતિ નામકર્મ**–દેવગતિમાં લઇ જવાને સમર્થ કર્મ.

**દેવગતિ એટલે ?** દિવ્ય શરીર હોવું, દિવ્ય કાન્તિ હોવી, અમુક આવાસોમાં અને વિમાનોમાં રહેવું, સાત હાથથી વધારે ઉચું શરીર ન હોવુ, અમુકજ પ્રમાણમા વૈક્રિય પરમાણુઓનુ શરીર હોવું, અમુક પ્રકારનું ઉચ્ચ સુખ ભોગવવાની સામગ્રીઓ હોવી વિગેરે કુદરતી પરિસ્થિતિનું નામ દેવગતિ છે. તેમા લઇ જનાર કર્મનું નામ **દેવગતિ નામકર્મ** છે.

**સૂચના—ગતિઓ** અને **ગતિનામકર્મોનો** ભેદ બરાબર સમજવો.

૨. **જાતિ નામકર્મ**—

ગતિ–પામવા છતાં તેના પેટા વિભાગોમાંના કયા વિભાગમાં ઉત્પન્ન થવું ? તે નક્કી કરી આપનાર કર્મ **જાતિ નામકર્મ** છે પેટા વિભાગનું નામ જાતિઓ છે અને તેમાં ઉત્પન્ન કરાવનાર કર્મનું નામ પણ જાતિનામ કર્મ છે. પેટા વિભાગોમાંના દરેક પેટા વિભાગમાં પણ અમુક સરખા આકારના અનેક બીજા જીવો હોય છે. તેમજ તે આખા સમુદાયને ઓળખવા માટે એક એક અલગ અલગ નામ પણ હોય છે, માટે એ સરખો આકાર અને સરખા આકારવાળા તે તમામ જે એકજ શબ્દથી બોલાવી શકાય, તે સર્વનો સમુદાય એક જાતિ કહેવાય છે. એવી અસખ્ય જાતિઓનો સમાવેશ મુખ્ય પાંચ જાતિઓમા કરવામા આવેલો છે. એટલે તે મુખ્ય પાંચ જાતિઓમાં આત્માને લઈ જનાર કર્મ પાંચ પ્રકારના જાતિ

નામકર્મ કહેવાય છે. તેથી આ જાતિઓના પેટા ભેદો અનેક હોય છે. અને તે પેટાભેદમાં લઈ જનાર પેટાજાતિ કર્મો પણ અનેક હોય છે. પરંતુ સર્વનો પાંચ જાતિ નામકર્મમાંજ સમાવેશ કરવામા આવેલો હોય છે.

જાતિ પાચ ગણાય છે. **એકેન્દ્રિય જાતિ, દ્વીન્દ્રિય જાતિ, ત્રીન્દ્રિય જાતિ, ચતુરિન્દ્રિય જાતિ, પચેન્દ્રિય જાતિ.** તેમા જીવને લઈ જનાર કર્મના નામ પણ પાચ છે. **એકેન્દ્રિય જાતિ નામકર્મ; બેઈન્દ્રિય જાતિ નામકર્મ, ત્રીન્દ્રિય જાતિ નામકર્મ, ચતુરિન્દ્રિય જાતિ નામકર્મ, પંચેન્દ્રિય જાતિ નામકર્મ.** આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજવું કે—જાતિ નામકર્મ જીવને સ્પર્શ વિગેરે ઇંદ્રિયો અપાવતું નથી. કેમકે—દ્રવ્યેન્દ્રિય તો શરીર નામકર્મ, અગોપાગ નામકર્મ, નિર્માણ નામકર્મ, ઇન્દ્રિય પર્યાપ્તિ નામકર્મ, વિગેરે નામકર્મની મદદથી થાય છે. અને ભાવેન્દ્રિયો--મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ રૂપ હોય છે

માત્ર, જીવોના પેટા વિભાગોમા **સરખાં આકારપણું** અને સરખા આકારવાળા દરેકને બોલાવવાના **સામાન્ય શબ્દથી બોલવાનું** થાય છે, તે જાતિ નામકર્મને લીધે થાય છે, જાતિઓ અનેક છે. તે દરેકનો ઇન્દ્રિયોની મુખ્યતાથી એક સરખો આકાર ધ્યાનમાં લઈને તેઓનો સગ્રહ સમજાવવામાં આવ્યો છે.

એક જીવને તિર્યંચગતિ નામકર્મ તિર્યંચગતિમાં લઈ જાય. પરતુ ત્યા ગયા પછી પણ તેણે ઘોડા થવું ? કે હાથી થવુ ? કે સિહ થવુ ? કે ઉટ થવુ ? લીબડો થવું ? કે પીપળો થવું ? કે માટી થવુ ? કે મીઠું થવુ ? કે પત્થર થવુ ? તે ચોક્કસ થઈ શકતુ નથી. તે ચોક્કસ કરી આપવાનું કામ જાતિનામ કર્મનું છે. હાથી પંચેન્દ્રિય જાતિ નામકર્મનો ઉદય થાય, તેજ હાથી થઇ શકે. તેમાં પણ—હાથીની જાતિની પેટા જાતિઓ હોય છે. અને તેના પેટા કર્મો

પણ હોય છે. તેજ પ્રમાણે મનુષ્યગતિ નામકર્મ મનુષ્યગતિમાં લાવે, પરંતુ તેમાં લાવીને ક્યાં ઉત્પન્ન કરે ? એ પ્રશ્નનો નિકાલ જાતિ નામકર્મ કરે છે. હબસી થવું ! કે ગોરા થવું ? ચીના થવું ? કે આર્ય થવું ? કે બ્રાહ્મણ થવું ? કે ક્ષત્રિય થવું ? વિગેરે નક્કી કરનાર પંચેન્દ્રિય જાતિની પેટા જાતિ, મનુષ્ય જાતિ, તેની પેટા જાતિ બ્રાહ્મણ જાતિ તેની પેટા જાતિ ઔદિચ્ય જાતિ, તેની પેટા જાતિ, સહસ્ર જાતિ વિગેરે કર્મ હોય છે, એટલે તેનું પંચેન્દ્રિય જાતિ નામકર્મ એવું વિચિત્ર હોય છે, કે તે જીવને મનુષ્યમાં લાવીને ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણમાં જ ઉત્પન્ન થવા દે બીજે ઉત્પન્ન નજ થવા દે. જો આ જાતિ નામકર્મ ન હોત, તો ગતિરૂપ અમુક કુદરતી પરિસ્થિતિમાં આવેલો જીવ અમુક ચોક્કસ કયે ઠેકાણે ઉત્પન્ન થાય ? એ મુશ્કેલી રહેત. ચૈતન્યશક્તિની ઓછીવત્તી ખીલવટનું કાંઇ ધોરણ રહેત નહી. કેમકે–કોઇ બ્રાહ્મણ થઇ જાત, કોઇ ચંડાળ પણ થઈ જાત, કોઈ હબસી થાય તો કોઈ ગોરા થઈ જાય એમ વગર નિયમે ગમે તે થઈ જાત. અથવા, એવા પ્રકારો જગત્માં છે, તે જાતિ નામકર્મને સાબિત કરે છે. માટે કોણે ? ચોક્કસ કયે સ્થળે જન્મ લેવો ? તે નક્કી કરવાનું કામ આ જાતિ નામકર્મનું છે. **શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં** મુખ્ય જાતિઓની પેટા જાતિઓની પ્રાપ્તિ પણ આ જાતિ નામકર્મને લીધેજ હોવાનું સ્પષ્ટ જણાવે છે. આગળ ચાલીને કહી શકીએ, તો વ્યક્તિનું અમુક નામ પણ જાતિ નામકર્મના વિશેષ પ્રકારને લીધે સંભવિત જણાય છે.

૫૩. **૧. એકેન્દ્રિય જાતિ નામકર્મ**—એકેન્દ્રિય અને તેની કોઈપણ એક ચોક્કસ જાતિમાં જીવને ઉત્પન્ન થવાનું નક્કી કરી આપી, એકેન્દ્રિય અને તેની કોઈ પણ પેટા જાતિના નામથી જીવને વ્યવહાર માટે પ્રસિદ્ધ કરનાર કર્મ.

૫૪. **૨. બેઈંદ્રિય જાતિ નામકર્મ**—બેઇંદ્રિયોની કોઈ

પણ એક ચોક્કસ પેટા જાતિમાં ઉત્પન્ન થવાનું નક્કી કરી આપી બેઇંદ્રિય અને તેની કોઈપણ પેટા જાતિના નામથી જીવને વ્યવહાર માટે પ્રસિદ્ધ કરનાર કર્મ.

**૫૫. ૩. ત્રીન્દ્રિય જાતિ નામકર્મ**—ત્રીન્દ્રિય અને તેની કોઇપણ એક ચોક્કસ પેટા જાતિમા જીવને ઉત્પન્ન થવાનુ નક્કી કરી આપી ત્રીન્દ્રિય અને તેની કોઇપણ પેટા જાતિના નામથી જીવને વ્યવહાર માટે પ્રસિદ્ધ કરનાર કર્મ.

**૫૬. ૪. ચતુરિન્દ્રિય જાતિ નામકર્મ**—ચતુરિન્દ્રિય અને તેની કોઇપણ એક ચોકકસ પેટા જાતિમા જીવને ઉત્પન્ન થવાનું નક્કી કરી આપી ચતુરિન્દ્રિય અને તેની કોઈપણ પેટા જાતિના નામથી જીવને વ્યવહાર માટે પ્રસિદ્ધ કરનાર કર્મ.

**૫૭. ૫, પંચેન્દ્રિય જાતિ નામકર્મ**—પાચ ઇદ્રિયોવાળા જીવો અને તેની કોઈપણ એક ચોક્કસ પેટા જાતિમાં જીવને ઉત્પન્ન થવાનું નક્કી કરી આપી પંચેન્દ્રિય અને તેની પેટા જાતિના નામથી વ્યવહાર માટે જીવને પ્રસિદ્ધ કરનાર કર્મ.

**પાંચ શરીર નામકર્મ.**

**૫૮. ૧. ઔદારિક શરીર નામકર્મ**—૧૬ વર્ગણાઓ પ્રથમ જણાવેલ છે. તેમાની અન્ય કોઇપણ વર્ગણા ગ્રહણ ન કરી શકતાં જીવ આ કર્મને લીધે ફક્ત **ઔદારિક શરીરને** ગ્રહણ **યોગ્ય** નામની બીજી વર્ગણાજ ગ્રહણ કરી શકે છે.

પાંચ શરીર માટેના નિયમિત નામકર્મ ન હોય તો આત્માએ આગળ જણાવેલી ૧૬ માથી કઇ વર્ગણા પોતાનુ કયુ શરીર બાંધવા માટે લેવી? તે ચોક્કસ ન રહેત. તે નક્કી કરી આપવાનું કામ તે શરીર નામકર્મોનું જણાય છે.

ઔદારિક શરીરની સામાન્ય અવગાહના દરેક શરીર કરતાં મોટી છે એ જ શરીરથી મોક્ષમાં જવાય છે. તીર્થંકર ગણધરાદિક પણ એ જ શરીર ધારણ કરતા હોય છે. તેથી તે શરીર દરેકને પૂજ્ય બને છે. માટે એ શરીરને **ઉદાર** શબ્દથી બોલાવ્યુ છે. તેથી, અથવા **ઉદાર** એટલે બીજી દરેક વર્ગણાઓ કરતાં તેની વર્ગણા સ્થૂલ સ્કંધોની બનેલી છે, તેથી તેવી **ઉદાર** મોટી સ્થૂલ વર્ગણાનું શરીર બનેલું હોવાથી તેનું નામ **ઔદારિક** શરીર રાખવામા આવેલુ છે.

**ઔદારિક શરીરઃ અને ઔદારિક શરીર નામકર્મ:** એ બેનો ભેદ ઘણી વખત પ્રાથમિક અભ્યાસીઓ ભૂલી જાય છે, તેથી સ્પષ્ટીકરણ કરવામાં આવે છે, કે આપણને જે શરીર છે, તે ઔદારિક શરીર કહેવાય છે કેમકે–તે ઔદારિક વર્ગણાનું બનેલું છે. પરંતુ એ શરીર બનાવવા માટે જોઈતી ઔદારિક વર્ગણા ઔદારિક શરીર નામકર્મના ઉદયથી આત્માને મળે છે. માટે ઔદારિક નામકર્મ એ કર્મની પ્રકૃતિ છે. કર્મની પ્રકૃતિ કાર્મણ વર્ગણાની હોય છે. **૧. ઔદારિક શરીર, ૨. ઔદારિક વર્ગણા, ૩. ઔદારિક શરીર નામકર્મ.** એ ત્રણેયનો ભેદ બરાબર સમજવો

દરેક ગ્રાહ્ય વર્ગણા અનંત હોય છે. તેમાથી કયા જીવે કઈ? અને કેટલી લેવી? તે લેવાનુ માપ, પેટા પ્રકાર, તે, તે તે જીવને લગતું તે તે વિશિષ્ટ શરીર નામકર્મજ નક્કી કરી આપે છે. એ પ્રમાણે દરેક કર્મો અને તેથી મળેલી વસ્તુના સંબધમાં સમજી લેવુ. અંગોપાગ, આહાર–શરીર અને ઇંદ્રિય, પર્યાપ્તિ, નિર્માણ, બંધન, સંઘાતન, સંસ્થાન, સંહનન, વર્ણાદિ, સ્થિર, શુભ, નામકર્મ, અગુરુ લઘુ વિગેરે પુદ્ગલવિપાકી નામકર્મની પ્રકૃતિઓ શરીર નામકર્મની વિશેષતાસૂચક અને તેની સાથે સંબંધ ધરાવનારી છે.

**૫૯. ૨, વૈક્રિય શરીર નામકર્મ**...વૈક્રિય શરીર બનાવવા માટે ચોથી વૈક્રિય શરીરને ગ્રાહ્ય વર્ગણા જીવને અપાવનાર કર્મ. નારકો અને દેવોને જન્મથી તેમજ ઉત્તર વૈક્રિય વખતે અને વાયુ-કાય, તિર્યંચો અને મનુષ્યોમાં વૈક્રિય લબ્ધિવાળાને વૈક્રિય શરીર હોય છે. વૈક્રિય શરીર નાનુ થઇને મોટું થાય છે, મોટું થઇને નાનું થાય છે, એકમાંથી અનેક થાય છે. અનેકમાંથી એક થાય છે. વિગેરે પ્રકારની વિવિધ ક્રિયાઓ કરે છે. માટે વૈક્રિય કહેવાય છે.

**૬૦. ૩. આહારક શરીર નામકર્મ**—એજ પ્રમાણે આહા-રક શરીર બનાવતી વખતે આહારક શરીર બનાવવાને યોગ્ય—છઠ્ઠી **વર્ગણામાંથી** તે જીવનું જેવા પ્રકારનું આહારક શરીર નામકર્મ હોય, તેવા પ્રકારની અને તેટલી આહારક શરીર બનાવવા માટે આહારક વર્ગણા અપાવનાર કર્મ આહારક શરીર નામકર્મ કહેવાય છે.

આ શરીર ચૌદપૂર્વધર ભગવંતો તીર્થંકર પરમાત્માની ઋદ્ધિ જોવા કે પ્રશ્નોના ખુલાસા પૂછવા માટે બનાવે છે અને મોકલે છે. અને તે અંતર્મુહૂર્તમા વેરાઇ જાય છે. જે ચૌદ પૂર્વધર ભગવંતના આત્મામાંથી આહારક લબ્ધિ પ્રગટ થઇ હોય, અને આહારક શરીર નામકર્મ પૂર્વે બાંધેલું હોય, તેઓ આહારક શરીર બનાવી શકે છે. આ શરીર વૈક્રિય કરતા વધારે દિવ્ય હોય છે. તેની ઉંચાઇ માત્ર=મુઠી વાળેલા હાથ જેટલી જ હોય છે.

**૬૧. ૪. તૈજસ શરીર નામકર્મ**—આપણા શરીરમા શરી-રના તત્ત્વોને પોષક એક જાતની ખરી ગરમી છે, તે સ્વરૂપમાં તૈજસ શરીર છે, તેથી ખોરાક પચે છે, એટલુ જ નહી, પરંતુ સપ્ત ધાતુઓ પાકે છે. પિત્ત ઘણે ભાગે આ શરીર સાથે વધુ સંબંધ ધરાવે છે. કેટલીક વખત શરીરમા તાવ વિગેરેની ખોટી ગરમી હોય છે, તે રોગથી ઉત્પન્ન થયેલી હોય છે.

એ ખરી ગરમી–એજ તૈજસ શરીર. એ તૈજસ શરીરપણે ગ્રાહ્ય વર્ગણાનું બનેલું હોય છે. તૈજસ શરીરને માટે ગ્રાહ્ય વર્ગણા સોળ વર્ગણાઓમાં આ વર્ગણા આઠમી છે. તે આઠમી વર્ગણા અપાવનાર **તૈજસ શરીર નામકર્મ** કહેવાય છે.

કેટલાક તપસ્વી મહાત્માઓને શાપ આપી બીજાને બાળી નાંખવાની તેજોલેશ્યા હોય છે. તે જેના ઉપર મૂકે, તે બળી જાય છે. પરંતુ, એ શક્તિ=તૈજસ લબ્ધિ જેમને પ્રગટ થઈ હોય છે, તેને જ હોય છે. એ તેજોલેશ્યા પણ તૈજસ શરીરનું એક સ્વરૂપ છે, એટલે કે તે પણ વર્ગણાની જ બને છે. તેમા યે આ તૈજસ નામકર્મ કારણભૂત છે. **શીતલેશ્યા** પણ આ **તૈજસલબ્ધિનો** એક પ્રકાર છે.

દરેક પ્રાણીની જઠરાગ્નિ જુદી જુદી જાતની હોય છે. એ ઉપરથી તૈજસ શરીર પણ જુદા જુદા અનેક પ્રકારના હોય છે. એટલે જે જીવને જે જાતનું તૈજસ શરીર નામકર્મ હોય, તે પ્રમાણે અમુક પ્રકારની જ તૈજસ વર્ગણા–અમુક માપમાં તેને મળે છે. અને અમુક પ્રકારની જ તેની જઠરાગ્નિની ગોઠવણ થાય છે

**૬૨. ૫. કાર્મણ શરીર નામકર્મ**—આપણો આત્મા અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, અક્ષય સ્થિતિ, અનંત વીર્ય, અરૂપતા વિગેરે અનંત ગુણોથી ભરપૂર છતાં આજે જુદી જ જાતના સ્વરૂપમાં દેખાય છે. હાલના તે જુદા જુદા સ્વરૂપો અને શુદ્ધ આત્માની વચ્ચે એક એવી વસ્તુ છે, કે આત્માની તમામ શક્તિઓને પોતાના મૂળ સ્વરૂપ કરતાં જુદા જ સ્વરૂપમાં બહાર લાવે છે. એ વસ્તુ **કર્મ** છે. આત્માની પુણ્ય–પાપ–રૂપ સર્વ સાંસારિક અવસ્થાઓનું મૂળ–બીજ **કર્મ** છે.

કર્મને લીધે જ શરીર, મન, બોલવું, ઇંદ્રિયો, માલમિલ્કત, સગાંવહાલાં, સુખ, દુઃખ, રોગ, શોક, આનંદ, પ્રમોદ, રાગ–દ્વેષ,

જીવવું, મરવું, જન્મવું, વિગેરે છે. કર્મો ન હોય તો તેમાંનું કાંઇ પણ ન હોય.

આત્મા સાથે કર્મો ગુંથાઇ ગયેલા છે. તેજ કાર્મણ શરીર છે. અને તે ૧૬મી કાર્મણ શરીરપણે ગ્રહણ કરવા યોગ્ય વર્ગણાનું બનેલું છે.

એ કર્મોના જુથમય કાર્મણ શરીર બનાવવાને જોઇતી કાર્મણ વર્ગણા જીવને **કાર્મણ શરીર નામકર્મ**ના **ઉદયથી** મળે છે. જો કાર્મણ શરીર નામકર્મ જીવ સાથે ન હોય, તો કાર્મણ શરીરપણે ગ્રાહ્ય એક પણ વર્ગણાને તે લઇ શકે નહીં. તેનું કાર્મણ શરીર બાંધી શકે નહીં. અને જીવમાં એક પણ કર્મ હોય જ નહીં. તેથી સંસાર પણ ન હોય. પરંતુ નવા નવા કર્મો જીવ બાંધે છે, તે વખતે પ્રથમનું કાર્મણ શરીર નામકર્મ ઉદયમાં આવેલું હોય છે, તોજ તે નવાં કર્મો દર સમયે બાંધી શકે છે. અને તે નવાં નવા કાર્મણ વર્ગણાના પુદ્‌ગળો જુના સાથે મળતા જાય છે એટલે કે કાર્મણ શરીર રૂપે બનતા જાય છે.

અહીં સમજવાનુ એટલું વિશેષ છે કે-જેમ બીજા શરીરો બાંધવાની વર્ગણાઓ જો કે જુદી જુદી હોય છે, પરંતુ તેને ઉત્પન્ન કરનારા કર્મો કાર્મણ વર્ગણાના બનેલા હોય છે. તે પ્રમાણે અહીં નથી. કેમકે-અહીં તો કાર્મણ શરીર કાર્મણ વર્ગણાનુ હોય છે, અને કાર્મણ શરીર નામકર્મ પણ કાર્મણ વર્ગણાનું બનેલું હોય છે. પ્રથમનું કાર્મણ શરીર નામકર્મ, પછી પછીના કાર્મણ શરીરની બનાવટના કારણભૂત બનતા જાય છે.

આ છેલ્લા બન્ને ય શરીર પરંપરાથી આત્મા સાથે અનાદિ કાળનો સંબંધ ધરાવે છે. જ્યાં સુધી આત્મા મોક્ષમાં ન જાય, ત્યાં સુધી કાયમ રહે છે ત્યાં સુધીમાં એવો એક પણ સમય નથી હોતો

કે-જેમાં **તૈજસ** અને **કાર્મણ** શરીર ન હોય. મરણ બાદ પણ સાથે જ રહે છે. એટલે મરણ બાદ અને જન્મતાં પહેલાં પણ જીવ કર્મ તો બાંધતો જ હોય છે તેમજ નવા ભવમાં ઉત્પન્ન થતાંની સાથે જ આહારને યોગ્ય સ્કંધો મેળવવામાં કાર્મણ અને તેનું પરિણમન કરવામા **તૈજસ શરીર** મદદરૂપ થઇ શકે છે. જો તે પ્રમાણે ન હોય, તો પ્રથમ સમયે આવેલા આહારનું પચન-પરિણમન ન થાય. કાર્મણ શરીર નામકર્મ પણ જીવવાર અલગ અલગ હોય છે, અલગ અલગ જાતનું હોય છે. અને જે જીવનુ જેવું કાર્મણ શરીર નામકર્મ હોય, તે પ્રમાણે જ તેટલા માપની તેવી જાતની કાર્મણ વર્ગણા તેને મળે છે. તે પ્રમાણે જુદા જુદા જઠરાગ્નિ અને શરીરની ગરમીના કારણ તૈજસ નામકર્મ વિષે પણ સમજવુ.

**અંગોપાંગ નામકર્મ**—શરીરના મુખ્ય અંગોને **અંગો** કહેવામાં આવે છે. જેમકે-બે હાથ, બે પગ, માથું, પેટ, પીઠ અને છાતી.

તે અંગના અવયવો **ઉપાંગો** કહેવાય છે. આંગળા, નાક, કાન વિગેરે.

અને તેના પણ અવયવો રૂપ **અંગોપાંગો** કહેવાય છે. આંગળાના વેઢા, રેખાઓ વિગેરે.

ઉપલક્ષણથી શરીરના નાના મોટા તમામ વિભાગરૂપ અવયવોનો આ **અંગોપાંગ** શબ્દમાં સમાવેશ થાય છે. અંગોપાંગો પ્રથમના ત્રણ શરીરને હોય છે. પાછળના બે શરીર શરીરમાં વ્યાપ્ત હોય છે, અને આત્મા સાથે મિશ્ર હોય છે. એટલે તેના અંગોપાંગ હોઇ શકે નહી. **અંગ ઉપાંગ** અને **અંગોપાંગ**: એ ત્રણેયનો સમાવેશ **અંગોપાંગ** શબ્દમાં થાય છે.

૬૩. ૧. **ઔદારિક અંગોપાંગ નામકર્મ**—ઔદારિક શરીરમાં અંગોપાગો ઉત્પન્ન કરી આપનાર કર્મ.

૬૪. ૨. **વૈક્રિય અંગોપાંગ નામકર્મ**—વૈક્રિય શરીરમા અંગોપાગ ઉત્પન્ન કરી આપનાર કર્મ.

૬૫. ૩. **આહારક અંગોપાંગ નામકર્મ**— આહારક શરીરમા અંગોપાંગ ઉત્પન્ન કરી આપનાર કર્મ.

**બન્ધન નામકર્મ**—શરીરપણે બનેલા પુદ્ગલોમાં નવાં પુદ્ગલો આવીને ભળે છે, તે જુનાઃ અને નવાઃ એ બન્નેયનુ પરસ્પર મિશ્રણ કરી આપનાર કર્મનું નામ **બન્ધન નામકર્મ** કહેવાય છેઃ બન્ધન નામકર્મ ન હોત, તો પોતાની જાતના કે બીજી જાતના શરીરના પુદ્ગલોનો પરસ્પર મિશ્રણ થઇ સંબંધ ન થઈ શકત. અને પુદ્ગલો વાયુથી ઉડી જાત, ને વેરાઇ જાત.

**દાખલા તરીકે**-તૈજસ અને કાર્મણ એ બન્નેય શરીર પણ પરસ્પર ગુંથાયેલા છે. તે બન્નેય મળીને પણ નવા ઔદારિકાદિક સાથે મિશ્ર થાય છે. ઔદારિકાદિક પોતે પણ પોતાના જુના અને નવા સાથે મિશ્ર થાય છે. એમ થવાથી જ એક સાથે રહેલા કોઈ પણ ત્રણ શરીરોમા એકાકારપણુ જણાય છે. એટલે શરીરના પુદ્-ગલોના **બંધનો** પંદર પ્રકારના થાય છે. તેથી બધન નામકર્મો પણ પંદર પ્રકારના થાય છે.

૬૬. ૧. **ઔદારિક ઔદારિક બન્ધન નામકર્મ**—ઔદારિક શરીરપણે ગોઠવાયેલા જુના ઔદારિક વર્ગણાના સ્કધો સાથે નવા ઔદારિક વર્ગણાના સ્કધોનું મિશ્રણ કરાવી આપનાર કર્મ.

એજ પ્રમાણે—

૬૭. ૨. **વૈક્રિય વૈક્રિય બન્ધન નામકર્મ**—પ્રથમના વૈક્રિય શરીર સાથે પછી આવેલા વૈક્રિય સ્કન્ધોનું મિશ્રણ કરાવનાર કર્મ.

**૬૮. ૩. આહારક આહારક બન્ધન નામકર્મ**—પ્રથમના આહારક શરીર સાથે પછી આવેલા આહારક સ્કંધોનું મિશ્રણ કરાવનાર કર્મ.

**૬૯. ૪. ઔદારિક તૈજસ બન્ધન નામકર્મ**—પહેલા આવેલા ઔદારિક સ્કંધોનું અને પછી આવેલા તૈજસ સ્કંધો સાથે મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૦. ૫. વૈક્રિય તૈજસ બન્ધન નામકર્મ**—
પહેલા આવેલા વૈક્રિય સ્કંધોનું „ „

**૭૧. ૬. આહારક તૈજસ બન્ધન નામકર્મ**—
પહેલા આવેલા આહારક સ્કંધોનું „ „

**૭૨. ૭. ઔદારિક કાર્મણ બન્ધન નામકર્મ**—પહેલા આવેલ ઔદારિક અને પછી આવેલા કાર્મણ સ્કંધોનું મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૩. ૮. વૈક્રિય કાર્મણ બન્ધન નામકર્મ**—
પહેલા આવેલા વૈક્રિય „ „ „ „

**૭૪. ૯. આહારક કાર્મણ બન્ધન નામકર્મ**—
પહેલા અવેલા આહારક „ „ „ „

**૭૫. ૧૦. ઔદારિક તૈજસ કાર્મણ બન્ધન નામકર્મ**—પછી આવેલા ઔદારિક સ્કંધો સાથે પ્રથમના તૈજસ કાર્મણ શરીર સાથે મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૬. ૧૧. વૈક્રિય તૈજસ કાર્મણ બન્ધન નામકર્મ**—પ્રથમના તૈજસ કાર્મણ શરીર સાથે પછી આવેલા વૈક્રિય સ્કંધો સાથે મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૭. ૧૨. આહારક તૈજસ કાર્મણ બન્ધન નામકર્મ**—પ્રથમના તૈજસ-કાર્મણ શરીર સાથે પછી આવેલ આહારક શરીર સાથે મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૮. ૧૩. તૈજસ તૈજસ બન્ધન નામકર્મ**—પ્રથમના તૈજસ સાથે પછીથી આવેલા તૈજસ સ્કંધોનું મિશ્રણ કરાવનાર કર્મ.

**૭૯. ૧૪. કાર્મણ કાર્મણ બન્ધન નામકર્મ**—પ્રથમના કાર્મણ સાથે પછી આવેલા કાર્મણ સ્કંધોનું મિશ્રણ કરાવનાર કર્મ.

**૮૦. ૧૫. તૈજસ કાર્મણ બન્ધન નામકર્મ**—તૈજસ અને કાર્મણ વર્ગણાનું પરસ્પર મિશ્રણ કરાવનાર કર્મ.

આ ઉપરથી એમ સમજાય છે, કે–દરેક શરીર પોતાની જાતના શરીરપણે પરિણમેલી વર્ગણા સાથે એકમેક થાય છે, તેજ પ્રમાણે તૈજસ સાથે પણ એકમેક થાય છે. તેજ પ્રમાણે કાર્મણ સાથે પણ એકમેક થાય છે. તૈજસ અને કાર્મણ પરસ્પર પણ એકમેક થાય છે. તે બેયના મિશ્રણની સાથે પણ પ્રથમના ત્રણ શરીરોયે એકમેક થાય છે.

**દાખલા તરીકે**–ભવાન્તરમાથી આવેલા જીવ સાથે તૈજસ કાર્મણનું મિશ્રણ તો થયેલુ જ હોય છે. ઔદારિક, વૈક્રિય અથવા કોઇવાર આહારક, એ ત્રણમાનુ કોઇપણ નવું શરીર જીવ બાધે ત્યારે તેનું તૈજસ કાર્મણની સાથે મિશ્રણ કરવું પડે છે,

પછી સમયે સમયે જેમ જેમ ઔદારિકાદિક વર્ગણા–એટલે ઔદારિક વર્ગણા, તૈજસ વર્ગણા, અને કામર્ણ વર્ગણા આવ્યે જાય, તેમ તેમ સ્વજાતિ સાથે, તૈજસ સાથે, કાર્મણ સાથે, તૈજસ કાર્મણ સાથે, તૈજસનું તૈજસ સાથે, કાર્મણનુ કાર્મણ સાથે, અને તૈજસ કાર્મણનું પરસ્પર, એમ સાત મિશ્રણ થાય છે શરીરમાં એકાકાર કરનાર બંધન નામકર્મ ન હોય, તો એક શરીરમા નવી જૂની વર્ગણાઓનું મિશ્રણ થઇને એકાકારપણું પ્રગટ ન થાય. એજ પ્રમાણે વૈક્રિય કે આહારક વખતે સાત પ્રકારના મિશ્રણો સમજવા.

તથા, દરેક જીવને સ્વતંત્ર રીતે જુદી જુદી જાતનું મિશ્રણ કરાવનાર જુદી જુદી જાતના બન્ધન નામકર્મ સ્વીકારવાની જરૂર પડે છે.

**સંઘાતન નામકર્મ—**

ઔદારિકાદિક શરીરમાં ઉપયોગી થાય તેવી વર્ગણાઓ અનંત અનંત પરમાણુઓના સમૂહરૂપ હોય છે. એ વર્ગણાઓ છુટા છુટા પરમાણુઓની બનેલી હોય છે. છુટા છુટા પરમાણુઓના જ્યારે જત્થારૂપ સ્કંધો થાય, ત્યારે વર્ગણા બને છે. એવી રીતે એક એક પરમાણુઓ છુટા છુટા અને સ્વતંત્ર હોવાથી તેના જત્થા શી રીતે થઇ શકે? જવાબમાં પરમાણુઓમા **સંઘાત પામવાનો**—જત્થારૂપે થવાનો ગુણ હોય છે. એ ગુણને લીધે પરમાણુઓ જત્થારૂપ થાય, ત્યારેજ વર્ગણા બની શકે છે. વર્ગણા બન્યા પછીજ તેમાંની અમુક વર્ગણાઓ તે તે શરીર બનાવવામાં ઉપયોગી થઈ શકે છે.

એટલે વર્ગણારૂપે પરમાણુઓના જત્થા ન થાય, તો છુટા પરમાણુઓના શરીર વિગેરે રચી શકાય નહીં. માટે પરમાણુઓનો જ સંઘાત થવા માટે પરમાણુઓમાં રહેલો સંઘાત ગુણ પ્રકટ થવો જોઇએ. એ સંઘાત ગુણ જો કે સ્વાભાવિક રીતેજ પરમાણુઓમાં હોય છે, પરંતુ કયા જીવને અમુક શરીર બાંધતી વખતે, તેના માટેની વર્ગણાઓમાં રહેલા પરમાણુઓ પરસ્પર કેવા પ્રકારે સંઘાત પામી શકે? અથવા કેવી રીતે સંઘાત પામેલી વર્ગણાઓ અમુક જીવને મળી શકે? તે નક્કી કરનારૂં કર્મ **સંઘાતન** નામ કર્મ છે.

જે જીવનુ સંઘાતન નામકર્મ જેવું હોય, તે પ્રમાણે તે મળેલી શરીરની વર્ગણામાંના પરમાણુઓની સંખ્યા એકત્ર થયેલી, અને તે પ્રમાણે પરમાણુઓ પરસ્પર ચોટેલા—સંઘાતિત થયેલા હોય છે. એટલે કે—પોતાના **સંઘાતન નામકર્મના** પ્રમાણમાં જ **સંઘાતિત** થયેલી વર્ગણાઓ જીવ ગ્રહણ કરી શકે છે.

સારાંસ કે—તે તે જીવને શરીર રચવા માટે મળતી વર્ગણાઓ જે પરમાણુઓની બનેલી હોય છે, તેમાના પરમાણુઓમાં રહેલા સંઘાત પર્યાય પ્રગટ થવાનું–તે જીવને ઉદ્દેશીને ચોક્કસ માપ–કરી આપવાનુ કામ તે તે જીવના **સંઘાતન નામકર્મનું** છે.

**૮૧. ૧.–ઔદારિક સંઘાતન નામકર્મ**—ઔદારિક શરીર માટે ગ્રાહ્ય વર્ગણાઓના પરમાણુઓનો **સંઘાત ભાવ** પ્રગટ કરાવનાર કર્મ.

**૮૨ ૨ વૈક્રિય સંઘાતન નામકર્મ**—વૈક્રિય શરીર માટે ગ્રાહ્ય વર્ગણાઓમાંના પરમાણુઓના સંઘાત ભાવ પ્રગટ કરાવનાર કર્મ.

**૮૩. ૩. આહારક સંઘાતન નામકર્મ**—આહારક શરીર માટે ગ્રાહ્ય વર્ગણાઓમાં પરમાણુઓનો સંઘાત ભાવ પ્રગટ કરાવનાર કર્મ.

**૮૪. ૪. તૈજસ સંઘાતન નામકર્મ**—તૈજસ શરીર માટે ગ્રાહ્ય વર્ગણાઓમાં પરમાણુઓનો સંઘાત ભાવ પ્રગટ કરાવનાર કર્મ.

**૮૫. ૫ કાર્મણ સંઘાતન નામકર્મ**—કાર્મણ શરીર માટે ગ્રાહ્ય વર્ગણાઓમાં પરમાણુઓનો સંઘાત ભાવ પ્રગટ કરાવનાર કર્મ.

તે તે શરીર માટે ગ્રહણ કરેલી વર્ગણાઓમા રહેલા પરમાણુઓનો પરસ્પર પીડીભાવ **સંઘાતન નામકર્મ** કરે છે. અને તે તે–શરીરપણે પરિણામ પામેલી વર્ગણાઓને જુદા જુદા શરીરની નવી જુની વર્ગણાઓ સાથે મિશ્રણ કરવાનું કામ **બંધન નામકર્મ** કરે છે. શરીરપણે પરિણમાવવાનું કામ શરીરપર્યાપ્તિનું છે, પરંતુ, વર્ગણા મળવાથી શરીર બંધાવા સુધીનું કામ **શરીર નામકર્મનું** છે.

**સંહનન નામકર્મ**—શરીરમાંના હાડની મજબુતી નક્કી કરવાનું કામ આ કર્મનું છે.

૮૬. ૧. **વજ્રઋષભનારાચ સંહનન નામકર્મ**—વાદરીને જેમ તેનું બચ્ચુ ચોંટી રહે, તેવી રીતે બે હાડકાં પરસ્પર ચોટી રહે, તેને **મર્કટબંધ** કહેવામાં આવે છે. તેનું બીજું નામ **નારાચબંધ** કહેવાય છે એ રીતે ચોટેલા હાડકા ઉપર પાટારૂપ ત્રીજું હાડકું વીંટાયેલું હોય, તેને **ઋષભ** કહેવામાં આવે છે.

તે **પાટો** અને **નારાચબંધરૂપ** પરસ્પર જોડાયેલા બે હાડકામાં સોસરું ઉતરી જાય તેવું **વજ્ર** એટલે ખીલારૂપ ચોથુ હાડકું પરોવાયેલુ હોય, આવી જાતની મજબુતી જે શરીરમાંના હાડકાની હોય, તેનું નામ **વજ્રઋષભનારાચ સંહનન** કહેવાય છે.

જીવને તેવું સંહનન અપાવનાર કર્મ-**વજ્રઋષભનારાચ સંહનન નામકર્મ** કહેવાય છે.

૮૭. ૨. **ઋષભનારાચ સંહનન નામકર્મ**—તેની રચના ઉપર પ્રમાણે હોવા છતાં વચ્ચે **વજ્ર-ખીલો** ન હોય, એવી મજબુતીવાળો હાડકાનો બાંધો **ઋષભનારાચ સંહનન** કહેવાય છે. તેવો બાંધો અપાવનાર કર્મ **ઋષભનારાચ સંહનન નામકર્મ** કહેવાય છે.

૮૮. ૩. **નારાચ સંહનન નામકર્મ**—માત્ર બન્નેય તરફ મર્કટબંધ જ હોય, વજ્ર અને પાટો ન હોય, તેવી મજબુતાઇવાળો હાડકાનો બાંધો **નારાચ સંહનન** કહેવાય છે. તેવું સહનન અપાવનાર કર્મ **નારાચ સંહનન નામકર્મ** કહેવાય છે.

૮૯. ૪. **અર્ધનારાચ સંહનન નામકર્મ**—એક તરફ મર્કટબંધ અને બીજી તરફ ખીલીરૂપ હાડકાથી ટકાવેલ હોય,

તેવી મજબુતાઈવાળો હાડકાનો બાંધો **અર્ધનારાચ સંહનન** કહેવાય છે. તેવું સંહનન અપાવનાર કર્મ **અર્ધનારાચ સંહનન નામકર્મ** કહેવાય છે.

**૯૦. ૫. કિલિકા સંહનન નામકર્મ**—બન્નેય હાડકાઓને માત્ર ખીલીથી અટકાવી રાખેલા હોય, તેવી મજબૂતીવાળો બાંધો કિલિકા સહનન કહેવાય છે. તેવું સહનન જીવને અપાવનાર કર્મ **કિલિકા સંહનન નામકર્મ** કહેવાય છે.

**૯૧. ૬. સેવાર્ત સંહનન નામકર્મ**—માત્ર હાડકાના છેડા પરસ્પર જોડાયેલા હોય, પરંતુ તેની મજબુતી માટે કશી ખીલીની, પાટાની કે મર્કટબંધની ગોઠવણ ન હોય, તેવો હાડકાવાળો બાંધો, તે **સેવાર્ત સંહનન** ગણાય છે. તેવો બાંધો અપાવનાર કર્મ **સેવાર્ત સંહનન નામકર્મ** કહેવાય છે.

આ સંહનનો સ્થાવર જીવો, દેવતાઓ અને નારકોને હોતા નથી, કેમકે-તેઓને હાડકા હોતા નથી. માત્ર ત્રસ તિર્યંચો અને મનુષ્યોને હોય છે

સુતાર લોકો મકાનના બાંધકામમા લાકડાના જુદા જુદા સાંધા કરે છે. તે સાંધાઓમા કેટલીક જાતના સાંધાના નામ **ગૌમુખી, નારાચ, ઋષભનારાચ, વજ્રઋષભનારાચ** એવા પણ નામો હોય છે શરીર પર્યાપ્તિથી હાડકાં બને, પરંતુ તેની મજબુતાઈ ઠરાવવાનું કામ આ કર્મનું છે.

**સંસ્થાન નામકર્મ**—

આ કર્મ શરીરની સારી કે ખરાબ આકૃતિ ઉત્પન્ન કરે છે.

**૯૨. ૧. સમચતુરસ્ર સંસ્થાન નામકર્મ**—**સમ**=સરખા, **ચતુર**=ચાર, **અસ્ર**—ખુણા **સંસ્થાન**=આકૃતિ, ચાર ખુણા જેમાં સરખા હોય, તેવી આકૃતિ, તે **સમચતુરસ્ર સંસ્થાન.**

એવો આકાર અપાવનાર કર્મ, **સમચતુરસ્ર સંસ્થાન નામકર્મ.**

**પદ્માસને** બેઠેલા પુરુષનો ૧. જમણો ઢીંચણ અને ડાબો ખભો. ૨. ડાબો ઢીંચણ અને જમણો ખભો. ૩. હથેળી અને લલાટ તથા ૪. બે ઢીંચણ, એ ચાર વચ્ચેનું અંતર સરખું હોય, તે **સમચતુરસ્ર સંસ્થાન** કહેવાય છે. આવી આકૃતિ પોતાના ૧૦૮ આંગળની ઉંચાઇ અને બાર આગળની શીખા ધરાવતા પુરુષને હોઈ શકે છે. એટલે તેના દરેક અવયવો સમ પ્રમાણ હોય છે. રેખાઓ વિગેરે શુભ હોય છે **સામુદ્રિક શાસ્ત્ર** જોવાથી વિસ્તાર્થ સમજી શકાશે.

**૯૩. ૨. ન્યગ્રોધપરિમંડળ સંસ્થાન નામકર્મ**—વડનું ઝાડ જેમ ઉપર ઘટાદાર દેખાય છે. તે પ્રમાણે જે શરીરની આકૃતિ નાભિના ઉપરના ભાગમા **સામુદ્રિક શાસ્ત્રમાં** કહેલા દરેક સુલક્ષણ-યુક્ત હોય છે. પરંતુ નીચેના ભાગમાં ખામી હોય છે. તેનુ નામ **ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન** કહેવાય છે, એવી આકૃતિ અપાવનાર કર્મ—**ન્યગ્રોધ પરિમંડળ નામકર્મ. ન્યગ્રોધ=વડ.**

**૯૪. ૩. સાદિ અથવા સાચી સંસ્થાન નામકર્મ**—શરીરમાં નાભિથી માંડીને નીચેનો ભાગ સામુદ્રિક શાસ્ત્રોક્ત લક્ષણો-વાળો હોય, અને ઉપરનો ભાગ લક્ષણોથી યુક્ત ન હોય, તે **સાદિ સંસ્થાન** અથવા **સાચી** એટલી શાલ્મલીનું ઝાડ, તેના થડ સારાં હોય છે, પરંતુ ઉપર ડાળા, પાંખડાં, પાંદડા વિગેરેની એવી સુંદર ઘટા નથી હોતી. તેથી તેના જેવી શરીરની આકૃતિ હોવાથી સાચી સંસ્થાન એવું નામ પણ કહેવાય છે. તેવી આકૃતિ અપાવનાર કર્મ—**સાદિ અથવા સાચી સંસ્થાન નામકર્મ.**

**૯૫. ૪. કુબ્જ સંસ્થાન નામકર્મ**—માથું, ડોક, હાથ,

પગ વિગેરે બરાબર સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા લક્ષણો પ્રમાણે હોય છે. અને છાતી, પેટ, વિગેરે લક્ષણ પ્રમાણે ન હોય, તે શરીરની આકૃતિનું નામ **કુબ્જ સંસ્થાન** કહેવાય છે. તેવું સંસ્થાન અપાવનાર કર્મ. **કુબ્જ સંસ્થાન નામકર્મ.**

**૯૬. ૫. વામન સંસ્થાન નામકર્મ**—ડોક, માથું, હાથ, પગ વિગેરે લક્ષણ રહિત હોય, અને છાતી, પેટ વિગેરે લક્ષણ-સહિત હોય, એટલે કે કુબ્જ કરતા વિપરીત હોય, તે **વામન** સંસ્થાન. અને તેવું સંસ્થાન અપાવનાર કર્મ—**વામન સંસ્થાન નામકર્મ.**

**૯૭. ૬. હુંડક સંસ્થાન નામકર્મ**—શરીરનાં દરેક અંગો અને અવયવો શાસ્ત્રોક્ત લક્ષણ વગરના હોય, તેવું શરીર હુંડક આકૃતિવાળું કહેવાય છે. તેવી આકૃતિ ઉત્પન્ન કરનાર **હુંડક સંસ્થાન નામકર્મ.**

**નિર્માણ નામકર્મ** અંગોપાંગોના સ્થાન નક્કી કરી આપે છે. **અંગોપાંગ નામકર્મ** અંગોપાંગ ઉત્પન્ન કરે. **શરીર પર્યાપ્તિ** શરીરને લાયકની તૈયારી કરી આપે છે. **ઇન્દ્રિયપર્યાપ્તિ નામકર્મ** અંગોપાગોમાથી ઇંદ્રિયોને લાયકની તૈયારી કરી આપે છે. **સંઘયણ નામકર્મ** મજબુતી, અને **સંસ્થાન નામ** શરીર અને તેના અવયવોની સમપ્રમાણ કે વિષમ પ્રમાણની આકૃતિ બનાવવામાં કારણ-ભૂત થાય છે.

**વર્ણ: ગંધ: રસ સ્પર્શ: નામકર્મ**—શરીરના રંગો નક્કી કરનાર વર્ણ નામકર્મ છે. શરીરના ગંધો નક્કી કરનાર ગંધ નામકર્મ છે શરીરના સ્વાદ નક્કી કરનાર રસ નામકર્મ છે. અને શરીરના સ્પર્શ નક્કી કરનાર સ્પર્શ નામકર્મ છે.

રંગ, ગંધ, રસ, અને સ્પર્શ અસંખ્ય પ્રકારના છે. પરંતુ તે

સર્વનું એકીકરણ કરીને જૈન શાસ્ત્રકારોએ કર્મગ્રંથ વિગેરેની શાસ્ત્રીય પરિભાષામાં પાંચ રંગ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શ નક્કી કર્યા છે. તેમાં સર્વનો સમાવેશ થાય છે

વર્ણ પાંચ—લાલ, પીળો, કાળો, લીલો, ધોળો [ રક્ત, પીત, કૃષ્ણ, નીલ, શ્વેત ]

ગંધ બે—સુગંધ, દુર્ગંધ [ સુરભિ, દુરભિ ]

રસ પાંચ-ગળ્યો, ખારો, તુરો, કડવો, તીખો [ મધુર, લવણ, કષાય, તિક્ત-કડવો, કટુ-તીખો ].

સ્પર્શ આઠ-સુંવાળો-ખડબચડો, ઠંડો-ઉનો, હલકો-ભારે, ચીકણો-લુખો, [ મૃદુ-કર્કશ, શીત-ઉષ્ણ, લઘુ-ગુરુ, સ્નિગ્ધ-રુક્ષ ]

કેટલાક જીવોના શરીર લાલ હોય છે, બોર. કેટલાકના કાળા હોય છે, કાગડો. કેટલાકના પીળા હોય છે, હળદર. કેટલાકના લીલા હોય છે, પોપટ. કેટલાકના રંગ ધોળા હોય છે, બગલા.

ડુંગળી, લસણ, વિગેરે કેટલાક જીવોના શરીર દુર્ગંધવાળાં હોય છે. ગુલાબ વિગેરે જીવોના શરીર સુગંધી હોય છે.

મરચાં તીખાં હોય છે. શેરડી ગળી હોય છે. કરીયાતુ કડવું હોય છે. હીમજ તુરી હોય છે. મીઠું ખારું હોય છે.

પાણીનું શરીર ઠંડું હોય છે. અગ્નિનું શરીર ઉનુ હોય છે. રૂનુ શરીર હલકુ હોય છે. લોઢાનું શરીર ભારે હોય છે. મગનું શરીર લુખુ હોય છે. એરંડીનું શરીર સ્નિગ્ધ હોય છે ટેટી, ફણસ, સીતાફળનું શરીર ખડબચડું હોય છે. તરબુચનું સુંવાળું હોય છે આવા સંખ્યાબંધ દાખલા ગણાવી શકાય છે.

એક જીવના શરીરમાં એક કરતાં વધારે રંગ, રસ, ગંધ,

સ્પર્શ, હોય છે જુદા જુદા ભાગમાં અને અવયવોમાં પણ જુદા જુદા હોય છે. કેટલાકમા બધાયે હોય છે પરંતુ મુખ્યતાની અપેક્ષાએ અમુક જીવમાં અમુક રંગ, એમ કહેવાય છે. દાખલા તરીકે —ભમરો કાળો કહેવાય છે. પણ તેનું મોઢું પીળુ હોય છે. તેના શરીરમાં લોહી વિગેરે લાલ પણ હોય છે. પોપટ લીલો પણ તેની ચાંચ લાલ, કાંઠલો કાળો હોય છે.

માણસના શરીરમાં લોહી–લાલ, પીત્ત–પીળુ, ચરબી ધોળી, વાળ કાળા, નસો લીલી, એજ પ્રમાણે પીત્ત કડવું, કફ ખારો કે મીઠો હોય છે. તીર્થંકર ભગવંતો, પદ્મિની સ્ત્રી વિગેરેના શરીરો સુગંધી હોય છે. ત્યારે મચ્છીમાર વિગેરેના દુર્ગંધથી ભરેલા હોય છે કસ્તુરીયા મૃગ સુગંધી હોય છે. ભૂંડ દુર્ગંધી હોય છે. વિગેરે.

| | | | | |
|---|---|---|---|---|
| ૯૮. ૧–૧ રક્ત વર્ણ નામકર્મ—શહીર | લાલ | રંગનુ | કરનાર | કર્મ. |
| ૯૯. ૧–૨ નીલ વર્ણ નામકર્મ–, | લીલા | ,, | ,, | ,, |
| ૧૦૦ ૧–૩ પીત વર્ણ નામકર્મ—,, | પીળા | ,, | ,, | ,, |
| ૧૦૧. ૧–૪ કૃષ્ણ વર્ણ નામકર્મ—,, | કાળા | ,, | ,, | ,, |
| ૧૦૨. ૧–૫ શ્વેત વર્ણ નામકર્મ—,, | ધોળા | ,, | ,, | ,, |
| ૧૦૩. ૨–૧ સુરભિ ગંધ નામકર્મ—,, | સુગંધી | | ,, | ,, |
| ૧૦૪. ૨–૨ દુરભિગંધ નામકર્મ—,, | દુર્ગંધી | | ,, | ,, |

૧૦૫. ૩–૧ મધુર રસ નામકર્મ—શરીર ગળ્યું કરનાર કર્મ.

૧૦૬. ૩–૨ તિક્ત રસ નામકર્મ—શરીર કડવું કરનાર કર્મ.

૧૦૭. ૩–૩ કટુ રસ નામકર્મ—શરીર તીખું કરનાર કર્મ.

૧૦૮ ૩–૪ કષાય રસ નામકર્મ—શરીર તૂરું કરનાર કર્મ.

૧૦૯. ૩–૫ લવણ રસ નામકર્મ—શરીર ખારું કરનાર કર્મ.

૧૧૦. ૪-૧ મૃદુ સ્પર્શ નામકર્મ—શરીર સુંવાળું કરનાર કર્મ.
૧૧૧ ૪-૨ કર્કશ સ્પર્શ નામકર્મ—શરીર ખડબચડું કરનાર કર્મ.
૧૧૨ ૪-૩ શીત સ્પર્શ નામકર્મ—શરીર ઠંડુ કરનાર કર્મ.
૧૧૩. ૪-૪ ઉષ્ણ સ્પર્શ નામકર્મ—શરીર ઉનું કરનાર કર્મ.
૧૧૪. ૪-૫ લઘુ સ્પર્શ નામકર્મ—શરીર હળવુ કરનાર કર્મ.
૧૧૫. ૪-૬ ગુરુ સ્પર્શ નામકર્મ—શરીર ભારે કરનાર કર્મ.
૧૧૬. ૪-૭ સ્નિગ્ધસ્પર્શ નામકર્મ—શરીર ચીકણું કરનાર કર્મ.
૧૧૭. ૪-૮ રુક્ષ સ્પર્શ નામકર્મ—શરીર લુખુ કરનાર કર્મ.

વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, તે ગુણો પુદ્ગલોમાં હોય જ છે. પુદ્ગલનુ શરીર બંધાય એટલે તેમા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોવાનાજ તો પછી તે ઉત્પન્ન કરનાર કર્મોની શી જરૂર છે? તેના જવાબમાં કહેવાનું કે-તે તે જીવના તે તે શરીરના પ્રતિનિયત વર્ણાદિ વર્ણાદિક નામકર્મ વિના સંભવિત નથી. માટે તે તે કર્મોની જરૂર રહે જ છે. કાં તો દરેકના વર્ણાદિક સરખા જ થાય. કાં તો ન જ થાય. માટે વિચિત્રતા દેખાય છે, તે, કર્મો વિના સંભવે નહીં.

**આનુપૂર્વી નામકર્મ**—આનુપૂર્વી એટલે એક પછી એક અનુક્રમે રહેલા આકાશ પ્રદેશોની શ્રેણીઓ, તે આનુપૂર્વી મરણ પછી બીજે ઠેકાણે જન્મ લેવા જતા આત્માને આકાશ પ્રદેશની શ્રેણી ઉપર ચાલવું પડે છે તે રીતે જતાં જ્યાંથી વળાંક વળવાનો હોય, તે સ્થળેથી બીજી શ્રેણી ઉપર ચડવાને આ કર્મ જીવને મદદ કરે છે. જ્યાંથી મરે ત્યાંથી જીવ સીધી લીટીમાંજ ચાલે છે. વળાંક વળ્યા પછી પણ સીધી લીટીમાંજ ચાલે છે. વધુમાં વધુ ત્રણ વળાંક જીવને વળવાના હોય છે. એટલે મરણ પછી ઉત્પન્ન થતા વધુમાં વધુ ચારથી પાંચ સમય લાગે છે. (આ વાત શિક્ષકે બરાબર સમજાવવી.)







ચોકડી કરેલે સ્થળે **આનુપૂર્વી નામકર્મ**નો ઉદય થાય છે.

**૧૧૮. ૧. નારક આનુપૂર્વી નામકર્મ**—આકાશ પ્રદેશની શ્રેણી ઉપર થઇને નરક ગતિ તરફ ચાલતા વળાંક વળવાનો હોય ત્યાં ત્યાં જીવને અટકવા ન દેતાં નારક તરફ વાળી જઇ નરક ગતિમાં પહોચાડનાર કર્મ—**નારક આનુપૂર્વી નામકર્મ.**

**૧૧૯. ૨. દેવ આનુપૂર્વી નામકર્મ**—દેવગતિ તરફ જતા વળાંક વળવાના સ્થળે મદદ કરીને જીવને દેવગતિમાં લઈ જનાર કર્મ.

**૧૨૦. ૩. મનુષ્ય આનુપૂર્વી નામકર્મ**—તિર્યંચગતિ તરફ જતાં વળાંક વળવાના સ્થળે મદદ કરીને મનુષ્યગતિમા લઇ જનાર કર્મ.

**૧૨૧. ૪. તિર્યંચ આનુપૂર્વી નામકર્મ**—તિર્યંચગતિ તરફ જતા વળાંક વળવાના સ્થળે મદદ કરી જીવને તિર્યંચગતિમાં લઇ જનાર કર્મ.

ગતિ નામકર્મ " તે તે પરિસ્થિતિમાં જીવને જવું જ પડશે " એમ નક્કી કરી આપે છે પરંતુ જતી વખતે આકાશ પ્રદેશની શ્રેણી વિના તે જીવથી ગતિ કરી શકાય નહીં. આવો કુદરતી નિયમ છે. ઉત્પત્તિ સ્થળ સીધું ન હોય, તો શ્રેણી ઉપર ચાલતાં ચાલતાં જુદા જુદા કાટખુણા કરવા પડે તેમ હોય, ત્યારે જ્યાં જ્યાં કાટખુણા કરવા પડે તેમ હોય, ત્યાં ત્યાં જીવને અટકવું પડે, પરંતુ ત્યા અટકવા ન દેતાં આ આનુપૂર્વી નામકર્મ ઉદયમાં આવી, તે તે ગતિ તરફ જીવને આકાશપ્રદેશોની શ્રેણી ઉપર ચલાવ્યે જાય છે. અને ઉત્પત્તિસ્થળે પહોંચાડે છે. કાટખુણા—વળાંક જીવ ન વળે તો ઈષ્ટસ્થાને પહોંચી શકે નહી એટલે આ વળાક વળવાની જરૂરીઆત ઉભી થાય ત્યા જીવને વળાવનાર આ કર્મ છે. આ કર્મ ન હોય, તો વળાક વળવાને ઠેકાણે અટકી જાય અથવા બીજે સ્થાને ચાલ્યો જાય, જ્યાં ઉત્પન્ન થવું જોઈએ ત્યાં જઈ ન શકે. પરંતુ શ્રેણી ઉપર ચાલવાનું તો જીવને દ્રવ્યધર્મે—લોકસ્વભાવે—કુદરતી રીતે જ હોય છે.

## વિહાયોગતિ—નામકર્મ.

ત્રસ જીવોને ચાલવાની શક્તિ મળે છે. પરંતુ ચાલવા ચાલવામાયે ફરક હોય છે. ઊંટ અને બળદના ચાલવામાં ફરક છે, હંસ અને કાગડાની ચાલમાં ફરક છે. વીંછી અને તીડની ચાલમાં ફરક છે. વાદરા અને કુતરાની ચાલમા ફરક છે, આવા અસખ્ય ફરકોને શુભ અને અશુભ એટલે કે સારા અને ખરાબ એ બે વિભાગમાં દરેક ચાલવાની રીતનો સમાવેશ કરવામાં આવ્યો છે. **વિહાયસ્** એટલે આકાશ. તેમા ગતિ, તે '**વિહાયોગતિ**'

**૧૨૨. ૧. શુભ વિહયોગતિ નામકર્મ**—બીજાને પ્રિય લાગે તેવી ચાલવાની સુલક્ષણ રીત પ્રમાણે ચાલવાની રીત અપાવનાર કર્મ.

**૧૨૩. ૨. અશુભ વિહાયોગતિ નામકર્મ**—બીજાને ન ગમે તેવી ખરાબ વિચિત્ર રીતે ચાલવાની રીત અપાવનાર કર્મ.

**અપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ**

**૧૨૪. ૧. અગુરુલઘુ નામકર્મ**—જીવનું શરીર–ગુરુ પણ નહીં, લઘુ પણ નહીં. તેમજ લઘુ ગુરુ પણ નહીં. એવુ **અગુરુલઘુ** પરિણામે પરિણમેલું હોય છે. તેવા પરિણામવાળુ જીવનું શરીર બનાવનાર **અગુરુલઘુ નામકર્મ** છે. શરીર પુદ્ગલ પરમાણુનું બને છે. તે પુદ્ગલ પરમાણુના સંઘાત, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સંસ્થાન વિગેરે અનંત પરિણામો હોય છે. તે દરેક પરિણામોમાં ઘણી વિચિત્રતાઓ હોય છે એ વિચિત્રતાઓમાં અનંતગુણ હાનિ, અસંખ્યાત ગુણ હાનિ, સંખ્યાત ગુણ હાનિ, અનંત ભાગ હાનિ, અસંખ્યાત ભાગ હાનિ, સંખ્યાત ભાગ હાનિ, અનંતગુણ વૃદ્ધિ, અસંખ્યાત ગુણ વૃદ્ધિ, સંખ્યાત ગુણ વૃદ્ધિ, અનંત ભાગ વૃદ્ધિ, અસંખ્યાત ભાગ વૃદ્ધિ, સંખ્યાત ભાગ વૃદ્ધિ, પ્રમાણે ૭ સ્થાન હાનિના અને ૭ સ્થાન વૃદ્ધિના હોય છે.

એ રીતે ૭ સ્થાન હાનિ અને ૭ સ્થાન વૃદ્ધિના ધોરણે શરીરમાં પણ એ પરિણામ થવોજ જોઈએ. તેનું નામ **અગુરુલઘુ પર્યાય** પરિણામ કહેવાય છે. કયા જીવના શરીરમાં કઈ જાતના અગુરુલઘુ પર્યાયનો કઈ જાતનો પરિણામ થાય? તે જીવવાર નક્કી કરી આપવાનું કામ આ **અગુરુલઘુ નામકર્મનું** છે.

**૧૨૫. ૨. ઉપઘાત નામકર્મ**—પડજીભી, રસોળી, લબિકા, ચોર દાંત વિગેરે પોતાના જ અવયવો વડે દુઃખી થવું, અથવા બંધાવું, પટકાવુ, પડી મરવું, વિગેરે પોતાની ભૂલથી પોતાને હરકત થાય, મરણ થાય, ઉપઘાત થાય, તે **ઉપઘાત.** ઉપઘાત કરાવનાર કર્મ **ઉપઘાત નામકર્મ.**

**૧૨૬. ૩. પરાઘાત નામકર્મ**—કેટલાક તેજસ્વી માણસો જોતાંની સાથેજ જોનાર ઉપર છાપ પાડી દે છે. અથવા બોલવાની

છટાથી મોટામાં મોટી સભામાં પણ સભાસદોને દબાવી દે છે, અને આકર્ષી લે છે. બુદ્ધિશાળી સભાપતિને ય આંજી નાંખે છે, તે શક્તિ **પરાઘાત** શક્તિ કહેવાય છે. તેવી શક્તિ ઉત્પન્ન કરનાર કર્મ **પરાઘાત નામકર્મ.**

**૧૨૭. ૪. ઉચ્છ્વાસ નામકર્મ**—શ્વાસોચ્છ્વાસ વર્ગણાના પુદ્ગલો ગ્રહણ કરી શ્વાસોચ્છ્વાસપણે પરિણમાવી શ્વાસોચ્છ્વાસ લેવાને લાયક બનાવવાનુ કામ તો શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ નામકર્મ કરે છે. જેમ ભાષા બોલવાને માટે ભાષા વર્ગણાને ભાષા પણે પરિણમાવવી વગેરે કામ કરે છે, તે પ્રમાણે. પરંતુ ભાષા જ્યારે બોલવી હોય, ત્યારે બોલાય છે. કાયમ ધોરણે આપણે નિયમિત રીતે ભાષા બોલતા નથી.

ત્યારે શ્વાસોચ્છ્વાસ તો નિયમિત ચાલ્યા કરે છે. તે નિયમિત શ્વાસોચ્છ્વાસ ચલાવવાની શક્તિ–લબ્ધિ **શ્વાસોચ્છ્વાસ નામકર્મ** ઉત્પન્ન કરે છે. આ કર્મ ન હોત, તો–જીવ ભાષાની માફક શ્વાસોચ્છ્વાસ પર્યાપ્તિ નામકર્મના ઉદયથી શ્વાસોચ્છ્વાસ લઇ મુકી શકત. પરંતુ અમુક વખતમા અમુક સખ્યામા શ્વાસોચ્છ્વાસ કાયમ ચાલવા જોઇએ, એ નિયમન રહેત જ નહી.

**૧૨૮. ૫. આતપ નામકર્મ**—સૂર્યનું વિમાન દેદીપ્યમાન સ્ફટિકમય પૃથ્વીકાયનું છે. તેમા પૃથ્વીકાય જીવો છે. પરતુ તેને આપણે સ્પર્શ કરીએ, તો તે ઠડુ હોય પરતુ દૂર આતપ–ગરમી ઉત્પન્ન કરી શકે છે. જેથી તે જાતની ગરમીનું નામ **આતપ** છે. એવો આતાપ જીવના શરીરમા ઉત્પન્ન કરનાર કર્મ **આતપ નામકર્મ** છે.

આ કર્મ ફક્ત સૂર્યના વિમાનના પૃથ્વીકાય જીવોને જ હોય છે. જગતમા બીજા કોઇ જીવને હોતું નથી. અગ્નિ ઉનો લાગે છે;

અને તેનો તાપ પણ લાગે છે. છતાં તેને આતપ નામકર્મનો ઉદય નથી હોતો. કેમકે—અગ્નિ જાતે ઠંડો હોઈને દૂર દૂર તાપ ફેલાવે, એમ નથી હોતું. ત્યારે અગ્નિને (દાહક) ઉષ્ણુ સ્પર્શ નામકર્મ અને વિચિત્ર પ્રકારનો આકરો પ્રકાશ કરતા રક્ત વર્ણુ નામકર્મનો ઉદય હોય છે. તેથી તેનો ઉષ્ણુ પ્રકાશ ફેલાય છે.

**૧૨૯. ૬. ઉદ્યોત નામકર્મ**—ચંદ્ર, તારા વિગેરેના વિમાનો, ખજુઆ, પતંગીયા, રત્ન, હીરા, ઔષધિઓ વગેરેના શરીર ચમકતા હોય છે. પરંતુ તેથી ગરમી લાગતી નથી. ઉલ્ટા એ પ્રકાશ ઠંડા હોય છે. તેનું નામ ઉદ્યોત કહેવાય છે. એવો ઉદ્યોત શરીરમાં ઉત્પન્ન કરનાર કર્મ **ઉદ્યોત નામકર્મ.**

લબ્ધિવંત મુનિ મહાત્માઓના વૈક્રિય શરીરમા, દેવોના ઉત્તર વૈક્રિય શરીરમાં, તથા ઉપર ગણાવેલા ચંદ્રાદિકના વિમાન વિગેરેમાં ઉદ્યોત નામકર્મનો ઉદય હોય છે.

**૧૩૦. ૭. નિર્માણુ નામકર્મ**—અંગોપાગ નામકર્માદિક કર્મોએ ઉત્પન્ન કરેલા શરીરના અંગોપાગો કયા જીવને? શરીરમાં કયે ઠેકાણે ગોઠવાવા જોઇએ? તે કામ નિર્માણુ નામકર્મના ઉદયથી થાય છે. જો નિર્માણુ નામકર્મ જીવ-વાર જુદું જુદું ન હોય, તો અંગોપાગો તે તે જીવને જે ઠેકાણે હોવા જોઈએ, તે ઠેકાણે ગોઠવાય જ નહીં. હાથ પીઠમાં અને નાક પગમાં કેમ ન ચોંટી જાય?

**૧૩૧. ૮. જિન નામકર્મ**— આઠ મહા પ્રાતિહાર્ય વિગેરે મહાશોભા જે કર્મના ઉદયથી જીવને પ્રાપ્ત થાય, કે જે શોભા તે જીવની ત્રિભુવનપૂજ્યતા જણાવી શકે છે, તે ત્રિભુવનપૂજયતાના ઉત્પાદક કર્મનું નામ જિનનામકર્મ કહેવાય છે. તેનો વિપાક કેવળ-જ્ઞાની પણ તીર્થંકર પરમાત્માઓને જ હોય છે.

**અસપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ પૂરી થઈ.**
**હવે-૨૦ સપ્રતિપક્ષ પ્રત્યેક પ્રકૃતિઓ, તેમાંઃ—**
**૧૦ ત્રસદશકઃ ૧૦ સ્થાવરદશકઃ**

**૧૩૨. ૧. ત્રસ નામકર્મ**—લોકમાં સર્વત્ર ગતિ કરવાની આત્માની શક્તિને મર્યાદિત બનાવી અમુક અમુક જીવને અમુક હદ સુધી પોતાની ઈચ્છા પ્રમાણે ચાલવાની શક્તિ જે કર્મને લીધે મળે છે, તે કર્મનું નામ ત્રસ નામકર્મ છે. જેથી કરીને ટાઢ, તડકાને લીધે જીવો બીજે સ્થાને પોતાની મેળે જઈ શકે છે.

**૧૩૩. ૨. સ્થાવર નામકર્મ**—જીવોને સ્થિર રાખવાનું કામ આ કર્મ કરે છે.

આત્મામાં ઉર્ધ્વગતિશક્તિ છે. તેને રુધીને ત્રસ નામકર્મ અમુક રીતે જ ચાલવાની શક્તિ જો કે આપે છે, ત્યારે સ્થાવર નામકર્મથી તે શકિત પણ રુંધાય છે. ત્રસ નામકર્મનો ઉદય ન હોય, તેને જ સ્થાવર નામકર્મનું કાર્ય ગણીએ, તો આત્મા ઉર્ધ્વ-ગતિ કરી જાય. પરંતુ સંસારમાં રહે નહી. ત્રસ નામકર્મ ન હોય એટલા ઉપરથી જીવો સ્થિર ન રહી શકે. માટે સ્થિર રાખનારા સ્થાવર નામકર્મની જરૂર પડે છે. ટાઢ તડકાથી હેરાન થવા છતાં બીજે જવા ન દે, અને સ્થિર રાખે, તે **સ્થાવર નામકર્મ.**

**૧૩૪. ૩. બાદર નામકર્મ**—આત્માને સ્થૂલ સ્વરૂપમાં મૂક-નાર આ કર્મ છે. આત્મા અરૂપી હોવા છતાં જીવો રૂપી ગણાય છે, તે આ કર્મને લીધે જણાય છે. એક કે ઘણા ભેગા થાય તો પણ દેખાઈ શકે તેવા જીવો થાય છે. બાદર પરિણામી પુદ્ગલો મારફત જીવોને બાદર બનાવનાર આ કર્મ છે.

**૧૩૫. ૪. સૂક્ષ્મ નામકર્મ**—આ કર્મ આત્માનુ રૂપીપણું તો ઉત્પન્ન કરે જ છે, પરંતુ તે ઘણું બારીક-સૂક્ષ્મ ઉત્પન્ન કરે

છે. એટલે કે ઘણા શરીરો ભેગા થાય, તો પણ કોઇ પણ રીતે આપણી આંખ વિગેરેથી જાણી શકાય જ નહીં, એવા શરીરના રૂપ વગેરે બનાવે. તે સૂક્ષ્મ નામકર્મ ગણાય છે. પરંતુ બાદર નામકર્મનો ઉદય ન હોય, તો સૂક્ષ્મ થાય, કે સૂક્ષ્મનો ઉદય ન હોય, તે સ્થૂલ-બાદર થાય, એમ સમજવાનું નથી બેયનો ઉદય ન હોય, તે આત્મા અરૂપી રહે છે. એટલે પુદ્ગલ પરમાણુઓમા સ્થૂલતા અને સૂક્ષ્મતા ગુણ છે. તે જુદા જુદા જીવને પોતપોતાના આ બે કર્મ પ્રમાણે જુદા જુદા પ્રકારે પ્રગટ થાય છે. અને અરૂપી આત્મા માટે સૂક્ષ્મ અને સ્થૂલ તરીકેના વ્યવહાર લાયક ઉત્પન્ન કરે છે, માટે એ બે પ્રકૃતિઓ જીવવિપાકી પણ છે.

૧૩૬. ૫. **પર્યાપ્તિ નામકર્મ**—કોઈપણ પ્રાણી જીવતું હોય છે, ત્યારે તેની ૭ જીવન ક્રિયાઓ ચાલતી હોય છે. આહાર કરવો, શરીર બાંધવું, ઇંદ્રિયોની રચના કરવી, નિયમિત શ્વાસોચ્છ્-વાસ લેવો, બોલવુ, અને વિચારવુ. આ ૭ કામ કરવાની શક્તિ આપણામાં આપણે જોઈએ છીએ. આવુ કામ કરવાની શક્તિઓ જો આપણામા ન હોય, તો આપણે જીવીએ છીએ, એમ માની શકાયજ નહી. જીવવાનું કામ થાય જ નહીં. આ ૭ શક્તિઓની મદદથી આપણે જીવવાનું કામ કરીએ છીએ. જીવવાનું (પ્રાણધારણ કરવાનું) કામ બંધ પડે કે પ્રાણી મરી જાય છે. ફરી પાછી બીજા જન્મમાં એ શક્તિઓ ચલાવવાના ૭ સાધનો મળે છે, ત્યારે જીવી શકાય છે. આ શક્તિ ચલાવવાના સાધનોનું નામ આપણા, શાસ્ત્રની પરિભાષામા **પર્યાપ્તિ** કહેવામાં આવે છે.

આ ૭ શક્તિઓ આખી જીંદગી સુધી કાયમ ટકી રહે, તેને માટે ઉત્પન્ન થતી વખતે એવી ગોઠવણ થાય છે કે—અંતર્મુહૂર્તમાં નવા ઉત્પન્ન થતા જીવને એ શક્તિઓ ચલાવવાના સાધનો પ્રગટ થાય છે, અને પછી જીંદગીભર તેનુ કામ ચાલુ થાય છે. એકે-

ન્દ્રિયોને ૪, વિકલેન્દ્રિયોને ૫, અને પંચેન્દ્રિયોને સામાન્ય રીતે ૬, શક્તિઓ હોય છે.

હવે જે જીવોને જેટલી શક્તિઓ હોય, તે માટેના શરૂઆતમાં સાધનો પૂરા કર્યા પછી જે જીવ મરણ પામે,તે પર્યાપ્ત–સ્વ જીવન-શક્તિ ચલાવવાના પૂરા સાધનોથી સંપન્ન ગણાય છે.

અને જે જીવ સ્વ–યોગ્ય જીવનશક્તિ ચલાવવાના પૂરા સાધનોથી સંપન્ન થયા વિના–અપર્યાપ્તપણે મરણ પામે, તે જીવ અપર્યાપ્ત ગણાય છે. છતાં કોઇ પણ જીવ પ્રથમની ત્રણ પર્યાપ્તિના સાધનો પૂરા ઉત્પન્ન કર્યા વિના મરણ પામેજ નહીં.

કેટલાક જીવો—સ્વયોગ્ય જીવન શક્તિઓનાં સાધનો પૂરા મેળવ્યા વિનાજ મરી જાય છે. તેનુ કારણ તેને અપર્યાપ્ત નામકર્મ-નો ઉદય હોય છે. અને કેટલાક જીવો પોતાને જેટલી જીવન–શક્તિઓ હોઇ શકે તેટલીના સંપૂર્ણ સાધનો મેળવીને જ મરે છે. કેમકે–તેને પર્યાપ્ત નામકર્મનો ઉદય હોય છે. ઉત્પન્ન થતાની સાથે અંતર્મુહૂર્તમાં ૦૦૦૦૦૦ ૭ સાધનો જીવ ઉત્પન્ન કરે છે, તે ૭ પર્યાપ્તિઓ કહેવાય છે, તેની મદદથી પછી આખી જીંદગી આત્મા ૭ જીવનક્રિયાઓ ચલાવે છે, એ છએય સાધનો શરીર જે પુદ્ગલોનું બને છે, તેનાજ બને છે. પરંતુ છેલ્લી ત્રણ શ્વાસો૦ ભાષા અને મનના પુદ્ગલોને પરિણમાવે છે.

એટલે જે કર્મની મદદથી આત્મા પોતાને યોગ્ય તમામ જીવ-નશક્તિઓ ચલાવવાના સાધનોથી સંપન્ન થઈ શકે છે, તે કર્મનું નામ પર્યાપ્તિ નામકર્મ કહેવાય છે, અને તે કર્મના ઉદયવાળો જીવ પર્યાપ્ત જીવ કહેવાય છે.

એજ પ્રમાણે જે કર્મની મદદથી સ્વયોગ્ય પર્યાપ્તિના સાધનો પૂરા કર્યા વિના જ જીવને મરવું પડે, કેમકે–સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી

—
કરાવનાર કર્મ છે નહીં, એટલે તે પૂરી થયા પહેલાં મરવું જ પડે, તે અપર્યાપ્ત નામકર્મ છે. અને તે જીવનું નામ અપર્યાપ્ત જીવ કહેવાય છે.

આત્માનું સ્વરૂપ સદા જીવંત અને ચૈતન્યમય છે, પરંતુ જો તેને આહાર, શરીર, ઇન્દ્રિયો, શ્વાસોચ્છ્વાસ લેવાની શક્તિ વગેરે ન મળે, તો જીવતો છે કે નહી? તે જણાય જ નહીં.

એટલે પર્યાપ્ત નામકર્મ તેના અનંત મહાજીવનને મર્યાદિત બનાવીને અમુક મર્યાદા પૂર્વકજ જીવન જીવવા દે છે. અપર્યાપ્ત નામકર્મ તેના ઉપર પણ કાપ મૂકે છે. બહુજ થોડો વખત— માત્ર સ્હેજ જ જીવન પ્રવૃત્તિ ચલાવી દઈ જીવવા દે છે. પછી વળી જન્માન્તરમાં બીજી નવી તૈયારી કરવી પડે છે.

અહીં અપર્યાપ્તિનો અર્થ પર્યાપ્તિનો અભાવ સમજવાનો નથી, પરંતુ પર્યાપ્તિ જીવને થોડો ઘણો જીવવા દે છે. તેમાં પણ કાપ મૂકીને અપર્યાપ્તિ બહુ અલ્પ વખત સુધી જીવવા દે છે. અહીં અ નો અર્થ અલ્પ છે.

સાધારણ રીતે આખા ત્રસદશક અને સ્થાવરદશકની તદ્દન વિપરીતતા લેવાની નથી, પરંતુ ત્રસદશકમા જે સગવડ હોય છે, તેની અલ્પતા સ્થાવર દશકમા હોય છે. એટલે—

| | |
|---|---|
| ત્રસ | અત્રસ (અલ્પત્રસ=સ્થાવર) |
| બાદર | અબાદર (અલ્પબાદર=સૂક્ષ્મ) |
| પર્યાપ્તિ | અપર્યાપ્તિ (અલ્પ=ઓછી પર્યાપ્તિ) |
| પ્રત્યેક | અપ્રત્યેક (અલ્પ પ્રત્યેક=સાધારણ) |
| સ્થિર | અસ્થિર (અલ્પસ્થિર) |
| શુભ | અશુભ (અલ્પશુભ) |
| સુભગ | અસુભગ (દુર્ભગ—અલ્પસુભગ) |

| | |
|---|---|
| સુસ્વર | અસુસ્વર (દુઃસ્વર—અલ્પ સ્વર) |
| આદેય | અનાદેય (અલ્પ આદેય) |
| યશઃ | અયશ (અલ્પયશ) |

અલ્પત્રસતાને અંગે સ્થાવરો પણ કંપન અનુભવે છે, પરંતુ વ્યવહાર ભાષામાં તેને સ્થાવર કહેવામાં હરકત નથી.

તે જ પ્રમાણે અરૂપી આત્માના રૂપી સ્વરૂપનું પ્રેરક બાદર નામકર્મ છે, અને તે અસંખ્ય એકઠા મળે ત્યારે દેખી શકાય, ત્યાંથી માંડીને હજાર હજાર યોજનની બાદરતા—સ્થૂલતા ધારણ કરે છે. તેથી વધારે સ્થૂલતા આત્મા ધારણ કરી શકતો નથી. ( ઉત્તર વૈક્રિય શિવાય ) એટલે બાદર નામકર્મ આત્માની શક્તિને મર્યાદિત બનાવે છે. ત્યારે તદ્દન અરૂપી આત્મા ન દેખી શકે તેટલી બારીક સ્થૂલતા ધારણ કરે છે એટલે તે વ્યવહાર ભાષામાં સૂક્ષ્મ ગણાય છે.

એ પ્રમાણે પર્યાપ્તિના સંબધમાં ઉપર આવી ગયું છે. બાકીના સંબંધમા આગળ આગળ બતાવીશું.

**૧૩૭. ૭. પ્રત્યેક નામકર્મ**—એક જીવ પોતાને માટે, સ્વતંત્ર એક શરીર બાધી શકે તેવી શક્તિ અપાવનાર પ્રત્યેક નામકર્મ છે.

**૧૩૮. ૮. સાધારણ નામકર્મ**—એક જીવ પોતાને માટે એક શરીર ન બાંધી શકે. પરતુ અનંત વચ્ચે એક જ બાધી શકે; તેવા સાધારણ નામકર્મના ઉદયથી સાધારણ એટલે સૈયારું, ઘણાનું-અનંતનું એક શરીર મળે છે.

આત્મા શરીર ઉપાધિ રહિત છે, ત્યારે પ્રત્યેક નામકર્મ તેને શરીરની ઉપાધિવાળો બનાવે છે, શરીર વિના તેને રહેવા જ દેતું નથી. એકમાંથી છુટે કે બીજામાં બાંધે છે છતાં પ્રત્યેક નામકર્મ

તેને માટે એક સ્વતંત્ર શરીરની સગવડ આપે છે. ત્યારે સાધારણ નામકર્મ **અલ્પ પ્રત્યેક** નામકર્મ છે, તે અનંતા વચ્ચે એકજ શરીર આપે છે. જો કે સાધારણ નામકર્મ જગતના તમામ સાધારણ જીવોને માટે એક શરીર બાંધવાની ફરજ પાડતુ નથી, પરંતુ અનંતા વચ્ચે એક એક શરીર બનાવવા દે છે. એટલે તેટલી અંશત: પ્રત્યેકતા તે શરીરોમાં પણ હોય છે. પરતુ વ્યવહાર ભાષામાં સમજવા માટે તેને સાધારણ કહેવુ વધારે ઠીક પડે છે.

૧૩૯.–૯. **સ્થિર નામકર્મ**—શરીરમા દરેક અવયવો નેતરની કે રબ્બરની માફક વળી જાય તેવા હોય, તો શરીર ટટ્ટાર રહી શકે નહીં. માટે હાડકાં દાત વિગેરે સ્થિર રહે તેવા હોવા જોઇએ. તે જાતની સ્થિરતા ઉત્પન્ન કરનાર કર્મ સ્થિર નામકર્મ છે. આ કર્મ શરીરના અવયવોમાં સ્થિરતા લાવે છે.

૧૪૦.–૧૦ **અસ્થિર નામકર્મ**—તે જ પ્રમાણે જો શરીરના દરેક અવયવો સ્થિર હોય અને વળે તેવા સ્થિતિસ્થાપક ન હોય, તો પણ શરીરનું કામ ચાલી શકે જ નહી. માટે જીભ વિગેરે શરીરના અવયવો અસ્થિર–એટલે જેમ વાળવા હોય તેમ વળે તો કામમાં આવી શકે. એ પ્રમાણે વાળ્યા વળે તેવા અવયવો શરીરમાં હોય છે, તે આ અસ્થિર નામકર્મને લીધે હોય છે.

પુદ્ગલ દ્રવ્યમાં સ્થિરતાની અને અસ્થિરતાની બન્નેય શક્તિ છે, પરંતુ અમુક અવયવોમાં અમુક જીવને સ્થિરતા અને અમુક જીવને અસ્થિરતા હોય છે, તે આ બન્નેય કર્મોને લીધે હોય છે. આ બે કર્મો ન હોય, તો કાં તો આખું શરીર અક્કડ હોત, કાં તો આખું શરીર ઢીલુ લોચા જેવું હોત.

આત્માની સ્થિતિસ્થાપક સ્થિતિનું આ કર્મો નિયમન કરે છે.

૧૪૧–૧૧. **શુભ નામકર્મ**—સામાન્ય રીતે મનુષ્યાદિકના

શરીરનો ઉપરનો ભાગ અને સામાન્ય રીતે દરેકના શરીરનો આગળનો ભાગ શુભ ગણાય છે. કેમકે તેમાં મુખ્ય ઇંદ્રિય જીભ, કાન, નાક, આંખ અને મોઢું, હૃદય, મગજ, જ્ઞાનતંતુઓનું કેન્દ્ર બ્રહ્મરન્ધ્ર, વિગેર વધારે ઉપયોગી, આગળ પડતા, દેખાવડાં, આકર્ષક તથા સુંઢ, હાથ, શીંગડાં વિગેરે બચાવના સાધનો તરીકે ઉપયોગમાં આવતા, તથા પ્રાણીને શોભાવનારા અવયવો તરીકે ગણાતાં ઉત્તમાંગ ( માથું ) વિગેરે અવયવો એ આગળના ભાગમાં આવેલા હોય છે. એ અવયવોની એવી મનોરમ રચના શુભ નામકર્મને આભારી છે.

**૧૪૨-૧૨ અશુભ નામકર્મ**—ત્યારે, શરીરનો નીચેનો કે તિર્યંચોને પાછળના ભાગમાં-મળાશય, મૂત્રાશય, જનનસ્થાન, ગર્ભાશય, વીર્યાશય, પવિત્રાપવિત્ર ભૂમિ સાથે સંબધ ધરાવતા પગ, વિગેરે હોય છે. તે અવયવો અશુભ ગણાય છે. તે આ કર્મને લીધે હોય છે.

અવયવો અંગોપાંગ નામકર્મને લીધે મળે છે, નિર્માણ નામકર્મને લીધે અંગોપાગ પોતપોતાને યોગ્ય ઠેકાણે ગોઠવાય છે. પરંતુ અમુક અવયવો સારા છે, અમુક ખરાબ છે, એ અનુભવ પણ જગજાહેર છે. કેમકે મસ્તકનો સ્પર્શ કરીએ તો રાજી થાય છે. અને પગનો સ્પર્શ કરીએ તો નારાજ થાય છે. સારા-નઠારા અવયવો ઉત્પન્ન કરવાનું કામ આ કર્મોનુ નથી, પરંતુ સારા-નરસા ગણવાનું કામ આ બંનેય કર્મોનું છે. સર્વથા પવિત્ર આત્માનું અમુક અંશમાં શુભાશુભપણું મર્યાદિત બને છે.

પ્રિય વ્યક્તિના પગ વિગેરે કોઈ પણ અવયવનો સ્પર્શ થાય, તો પણ રાગી માણસને ગમે છે. તે મોહની ઉત્કટતાને લીધે હોય છે. પરંતુ એ કર્મની શુભતાને લીધે હોતું નથી. આ કર્મોને લીધે મંગળમય આત્માને શુભ અશુભ ગણાવું પડે છે.

**૧૪૪-૧૩. સુસ્વર નામકર્મ**—સાંભળનારને પ્રિય લાગે એવો કુદરતી રીતે જ સ્વર અવાજ કોયલ વિગેરે પ્રાણીનો હોય છે. તે આ કર્મને લીધે હોય છે.

**૧૪૫-૧૪ દુઃસ્વર નામકર્મ**—તેથી વિપરીત-સાંભળનારને પ્રિય ન લાગે તેવો સ્વર ગધેડા વિગેરે પ્રાણીઓનો હોય છે. તે આ દુઃસ્વર નામકર્મને લીધે હોય છે.

પ્રાણીનું શરીર પુદ્દગળોનું બનેલું હોય છે. અને પુદ્દગળમાં અવાજ, શબ્દ કરવાની શક્તિ છે, પરંતુ અમુકનો મીઠો અને અમુકનો સાંભળવો ન ગમે તેવો ખરાબ અવાજ હોય છે. એ નક્કી કરવાનું કામ આ બનેય કર્મનું છે. જો આ બંનેય કર્મો ન હોત તો દરેકનો એક જ જાતનો અવાજ હોત, પરંતુ તેમ હોતો નથી. આ કર્મથી અશબ્દ આત્માને સારો-નરસો અવાજ કાઢનાર થવુ પડે છે ભાષાવર્ગણાનો ઉપયોગ કરતી વખતે આ કર્મ ઉદયમાં આવે છે. તે ઉદય શરીર વિષે હોય છે.

**૧૪૬-૧૫. સુભગ નામકર્મ**—ઉપકાર કર્યા વિના પ્રાણી દરેકને પ્રિય થઇ પડે છે, તે આ કર્મને લીધે હોય છે.

**૧૪૭-૧૬. દુર્ભગ નામકર્મ**—ગમે તેટલા ઉપકાર કરે, માથાના વાળથી પગ લુછે, તો પણ તે પ્રિય લાગે જ નહી, પરંતુ ઉલટો અપ્રિય થાય. તે આ કર્મને લીધે હોય છે.

અભવ્યોને તીર્થંકર ભગવંતો પ્રિય નથી લાગતા તેનુ કારણ તીર્થંકર ભગવંતોને દુર્ભગ નામકર્મ ન સમજવુ. પરંતુ અભવ્યોનું ગાઢમિથ્યાત્વ તેમના ઉપર રુચિ ( સમ્યગ્દર્શન ) થવા દેતું નથી.

આ કર્મ ન હોત, તો કોઇ કોઇને વ્હાલુ કે અપ્રિય ગણાત નહીં. કાગડા કરતાં હંસ પ્રિય લાગે છે. ઘોડા કરતાં ગધેડો અપ્રિય

લાગે છે. ભેંસ કરતાં ગાય પ્રિય લાગે છે. ભૂંડ કરતાં હરણ પ્રિય લાગે છે. તેમાં આ કર્મો કારણભૂત હોય છે.

સર્વને પ્રિય આત્માને આ પ્રમાણે આ કર્મોને લીધે (વધારે) પ્રિય અને અપ્રિય (અલ્પપ્રિય) બનવું પડે છે.

**૧૪૮–૧૭. આદેય નામકર્મ**—કોઈ કોઈ વ્યક્તિને લોકો માન આપે છે અને તેનું ગમે તેવુ વચન માન્ય કરે છે, તે આ કર્મને લીધે.

**૧૪૯–૧૮. અનાદેય નામકર્મ**—યુક્તિયુક્ત અને હિત-કારક વાત પણ લોકો જેની માને નહી, તથા તેના માન–સત્કાર પણ લોકો જાળવે નહીં તે અનાદેય નામકર્મને લીધે હોય છે.

આ કર્મ ન હોત તો એકનું ગમે તેવું વચન માન્ય કરાય છે. બીજાનું યોગ્ય વચન પણ માન્ય થતું નથી, અને માન મળતું નથી. આ બે ભેદ જગત્મા હોત જ નહીં. અથવા સર્વથા આદેય આત્મા આ કર્મને લીધે ક્ષણિક આદેય અનાદેય બને છે.

**૧૫૦–૧૯ યશઃકીર્તિ નામકર્મ**—આ કર્મને લીધે થોડું પણ સારું કામ કરવામાં આવે, છતાં કરનારનો બહાર "જે જે કાર" થઈ પડે છે.

**૧૫૧–૨૦. અયશઃકીર્તિ નામકર્મ**—અને બીજો માણસ ગમે તેવા સારાં કાર્યો કરે, છતાં તેને યશ મળતો નથી, ઉલટો અપજશ ફેલાય છે. શૌર્ય, તપ વિગેરેથી ઉત્પન્ન થયેલા યશનું વર્ણન થાય, તે યશઃકીર્તિ કહેવાય છે, અથવા યશ એટલે સામાન્ય પ્રસિદ્ધિ અને કીર્તિ એટલે ગુણના વર્ણનો થાય, બીરુદાવળીઓ બોલાય, જશ ગવાય, તે. અથવા એક તરફ ફેલાતી કીર્તિ અને સર્વત્ર ફેલાતો યશ. અથવા દાન પુણ્ય કરવાથી ફેલાય તે કીર્તિ અને પરાક્રમથી ફેલાય, તે યશ.

આ બે કર્મો ન હોત તો આ જાતની વિચિત્રતા જગતમાં હોત જ નહીં.

સદા સર્વની પ્રશંસા યોગ્ય આત્મા આ કર્મોને લીધે યશઃકીર્તિવાળો અને અપયશ કીર્તિવાળો ગવાય છે. ગવાય છે.

આ પ્રમાણે નામકર્મની સર્વ પ્રકૃતિઓનું વિવેચન ટુંકામાં કરવામાં આવેલ છે. આ કર્મની ઘણીજ વિવિધતા છે. દરેક પ્રકૃતિના પેટા પ્રકારો અનેક છે, પરંતુ સમજવાની સગવડ માટે અને કર્મગ્રંથના વિષયના નિરૂપણની સગવડ માટે પૂર્વના મહાન્ આચાર્યોએ આ પ્રમાણે ૧૦૩ પ્રકૃતિઓ ગણાવી છે.

આ કર્મની જીવવિપાકી અને પુદ્‌ગલવિપાકી તથા ક્ષેત્રવિપાકી પ્રકૃતિઓની નોંધ નીચે આપવાથી પ્રકૃતિઓની અસર વિષે ખાસ ખ્યાલ આવશે.

| જીવવિપાકી— | પુદ્‌ગલવિપાકી— |
|---|---|
| ૪. ૪ ગતિ નામકર્મ | ૫. ૫ શરીર નામ૦ |
| ૯. ૫ જાતિ નામકર્મ | ૮. ૩ અંગોપાંગ નામ૦ |
| ૧૧. ૨ વિહાયોગતિ નામકર્મ | ૨૩. ૧૫ બંધન નામ૦ |
| ૧૨. ૧ ત્રસ નામકર્મ | ૨૮. ૫ સંઘાતન ના૦ |
| ૧૩. ૧ બાદર નામકર્મ | ૩૪. ૬ સંઘયણ ના૦ |
| ૧૪. ૧ પર્યાપ્તિ નામકર્મ | ૪૦. ૬ સંસ્થાન ના૦ |
| ૧૫. ૧ સ્થાવર નામકર્મ | ૪૫. ૫ વર્ણ ના૦ |
| ૧૬. ૧ સૂક્ષ્મ નામકર્મ | ૪૭. ૨ ગંધ ના૦ |
| ૧૭. ૧ અપર્યાપ્તિ નામકર્મ | ૫૨. ૫ રસ નામ૦ |
| [અનુસંધાન પેજ ૨૨૪ ઉપર] | [અનુસંધાન પેજ ૨૨૪ ઉપર] |

| | |
|---|---|
| ૧૮. ૧ સુસ્વર નામકર્મ | ૬૦. ૮ સ્પર્શનામ કર્મ |
| ૧૯. ૧ દુઃસ્વર નામર્મ | ૬૧. ૧ પરાઘાત ના૦ |
| ૨૦. ૧ સુભગ નામકર્મ | ૬૨. ૧ અગુરુલઘુ ના૦ |
| ૨૧. ૧ દુર્ભગ નામકર્મ | ૬૩. ૧ ઉપઘાત ના૦ |
| ૨૨. ૧ આદેય નામકર્મ | ૬૪. ૧ નિર્માણ ના૦ |
| ૨૩. ૧ અનાદેય નામકર્મ | ૬૫. ૧ આતપ ના૦ |
| ૨૪. ૧ યશઃકીર્તિ નામકર્મ | ૬૬. ૧ ઉદ્યોત નામ૦ |
| ૨૫. ૧ અયશકીર્તિ નામકમ | ૬૭. ૧ સાધારણ ના૦ |
| ૨૬. ૧ તીર્થંકર નામકર્મ | ૬૮. ૧ પ્રત્યેક ના૦ |
| ૨૭. ૧ ઉચ્છ્વાસ નામકર્મ | ૬૯. ૧ સ્થિર ના૦ |
| ક્ષેત્રવિપાકી | ૭૦. ૧ અસ્થિર નામ૦ |
| ૪. ૪ આનુપૂર્વી નામકર્મ | ૭૧. ૧ શુભ ના૦ |
| | ૭૨. ૧ અશુભ ના૦ |

ઉપર નામકર્મની ૧૦૩ પ્રકૃતિઓ ત્રણ વિપાકમા ગણાવી છે. બાકી રહી ૫૫. તેમાંથી ૪ આયુષ કર્મ બાદ કરતાં ૬ કર્મની—સમ્યક્ત્વ અને મિશ્ર મોહનીય વિનાની બાકીની ૪૯ પ્રકૃતિઓ બંધની અપેક્ષાએ **પંચસંગ્રહને મતે** જીવવિપાકી છે. ૨૭+૪૯=૭૬. અને ઉદયની અપેક્ષાએ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીય કર્મ ગણતાં ૭૮ જીવવિપાકી થાય છે જીવમા રહેલા જ્ઞાનાદિક ગુણો ઉપર વિપાક બતાવે, તે જીવવિપાકી ગણાય છે અને પુદ્ગલ એટલે પુદ્ગલો રૂપે કે શરીર ઉપર મુખ્યપણે ફળ બતાવે, તે પુદ્ગલવિપાકી. અમુક જગ્યાએ જ અને અમુક ભવમાજ મુખ્ય પણે ઉદયમાં આવે તે ક્ષેત્રવિપાકી અને ભવવિપાકી કહેવાય છે જો કે દરેક પ્રકૃતિઓ જીવવિપાકી હોય છે, છતાં મુખ્યતાની અપેક્ષાએ પુદ્ગલવિપાકી વિગેરે કહેવાય છે.

## ૭ ગોત્રકર્મ

પ્રાણીઓની જાતિઓમાં ઉચ્ચપણું અને નીચપણું જોવામાં આવે છે, તેનું પ્રેરક ગોત્રકર્મ છે.

હંસ કરતાં કાગડાની લાયકાત ઓછી ગણાય છે. હાથી કરતાં ભૂંડની લાયકાત ઓછી ગણાય છે. આર્ય કરતાં અનાર્યની લાયકાત ઓછી ગણાય છે. આ પ્રમાણે કુદરતમાં સારી લાયકાતવાળા પ્રાણીઓ, અલ્પ લાયકાતવાળા કે વિશેષ નાલાયકીવાળા પ્રાણીઓ વિદ્યમાન છે જ. એ બે પ્રકારના કારણો તરીકે ઉચ્ચગોત્ર અને નીચગોત્ર કર્મ છે. પછી એ બેના પેટાભેદો અનેક છે. ઉચ્ચગોત્ર=ઉંચી લાયકાતવાળા પ્રાણીઓના અનેક પ્રકાર હોય છે, અને નીચગોત્ર=નાલાયકીવાળા પ્રાણીઓના પણ અનેક પ્રકાર હોય છે.

**૧૫૨. ૧. ઉચ્ચગોત્ર કર્મ**—જગતમાં લાયક ગણાતા પ્રાણીઓની જાતિમાં જીવને ઉત્પન્ન કરે, તે ઉચ્ચગોત્ર કર્મ.

**૧૫૩. ૨. નીચ ગોત્રકર્મ**—જગતમા નાલાયકાતવાળા પ્રાણીઓની જાતિમા જીવને ઉત્પન્ન કરનાર કર્મ–નીચ ગોત્રકર્મ.

જાતિ નામકર્મ જગત્માંની કોઈ પણ જાતિમાં જીવને ઉત્પન્ન થવાની સગવડ કરી આપે છે, પરંતુ ઉચ્ચતા અને નીચતાની વ્યવસ્થા કરી આપનાર ગોત્રકર્મ છે. પરમ પવિત્ર આત્મા અમુક હદ સુધી ઉચ્ચ અને નીચ આ કર્મને લીધે ગણાય છે. આત્માની પરમ પવિત્રતા ઉપર આ કર્મ અસર કરે છે. ઉચ્ચતા અને નીચતા આમ કુદરતી છે.

## ૮. અંતરાય કર્મ—

આત્માની સર્વ શક્તિ–સામર્થ્યનો રોધ કરનાર આ કર્મ છે. સર્વનું દાન દેવાની ત્યાગ કરવાની–શક્તિ આત્મામાં છે. સર્વ

મેળવવાની શક્તિ આત્મામાં છે, સર્વના ભોગ અને ઉપભોગ કરવાની શક્તિ આત્મામાં છે, તેમજ આખા લોકાલોકને ગમે તેમ કરી નાંખવાની શક્તિ આત્મામાં છે. પરંતુ આ કર્મ તેમાં વિઘ્ન નાખે છે.

**૧૫૪. ૧. દાનાન્તરાયકર્મ**—જગતના સર્વ પદાર્થોનો ત્યાગ કરવાની–દાન આપવાની શક્તિ આત્મામાં છે, તેમાં આડે આવી આ કર્મ મળેલી વસ્તુઓનું પણ દાન દેવા દેતું નથી.

**૧૫૫. ૨. લાભાન્તરાય કર્મ**—જગતના તમામ પદાર્થો પોતાના બનાવવાની જીવની શક્તિમાં આ કર્મ આડે આવે છે. એટલે જરૂરી ચીજો પણ જીવને મળી શકતી નથી, એક ભવમાં અમુકજ વસ્તુઓ મળે છે.

**૧૫૬. ૩. ભોગાન્તરાય કર્મ**—વિશ્વની સમસ્ત વસ્તુ આત્માને ભોગ્ય છે. તેમાથી અમુક જ વસ્તુઓનો જ ભોગ એક ભવમાં કરી શકાય છે. બીજી વસ્તુઓનો ભોગ નથી કરી શકાતો, તે ભોગાન્તરાય કર્મને લીધે હોય છે. ભોગ એટલે એક વાર જે ભોગવી શકાય તે અન્ન, ફલ, ચંદન વગેરે.

**૧૫૭. ૪. ઉપભોગાન્તરાય કર્મ**—વારંવાર જે ભોગવી શકાય તે વસ્ત્ર, ભૂષણ વગેરે ઉપભોગની વસ્તુ કહેવાય છે, વિશ્વની સમસ્ત વસ્તુ આત્માને ઉપભોગ્ય છે તેનો ઉપભોગ કરવા ન દે, તે ઉપભોગાન્તરાય કર્મ.

**૧૫૮. ૫. વીર્યાન્તરાય કર્મ**—લોકાલોકનેય ફેરવી નાંખવાનું સામર્થ્ય આત્મા ધરાવે છે. તેમાનુ જેટલું સામર્થ્ય આત્મા ઓચ્છું ધરાવી શકે. પૂરેપૂરું સામર્થ્ય ધરાવા ન દે. તે વીર્યાન્તરાય કર્મ.

આ કર્મનો ક્ષય થવાથી આત્મા વિશ્વની સમગ્ર વસ્તુઓનું

દાન દેતો હોવો જોઇએ. વિશ્વની સમગ્ર વસ્તુઓ તેના હવાલામાં હોવી જોઇએ. અને વિશ્વની સમગ્ર ભોગ્ય અને ઉપભોગ્ય સામગ્રીનો તે ભોગ અને ઉપભોગ કરતો હોવો જોઇએ. તેમજ જગતના નિયમને ગમે તેમ ફેરવતો હોવો જોઇએ. અનંત આત્માઓ એકી સાથે તેમ કરવા લાગે, તો જગતમાં કેવી અવ્યવસ્થા ચાલી રહે? તેવી અવ્યવસ્થા ચાલતી નથી, તેથી અંતરાય કર્મના ક્ષયથી ઉપર પ્રમાણે આત્મા વિષે બનતું હોય એમ માની શકાતું નથી. તેથી ઉપરની વ્યાખ્યાઓ યોગ્ય શી રીતે છે? આ પ્રશ્ન છે. તેનો ઉત્તર નીચે પ્રમાણે:—

અનાદિ કાળથી સંસારમાં રખડતો આત્મા કોઈ ભવમાં અમુક વસ્તુઓ મેળવી શકે છે; અમુક ભવમાં અમુક વસ્તુઓ મેળવી શકે છે, એમ આખા ભવચક્રમાં અનંત પૌદ્ગલિક વસ્તુઓ મેળવી શકે છે. એ રીતે તે તે ભવમાં તેને જેટલી વસ્તુઓ મળે છે, તે લાભાન્તરાયના ક્ષયોપશમથી મળે છે, અને તેજ ભવમાં બીજી જે નથી મળી હોતી, તે લાભાન્તરાય કર્મના ઉદયથી મળી નથી હોતી.

લાભાન્તરાયના ક્ષયોપશમથી મળેલી વસ્તુઓનો ભોગ અને ઉપભોગ પણ ત્યારે જ થઇ શકે છે, કે જો ભોગાન્તરાય કર્મ અને ઉપભોગાન્તરાય કર્મનો ક્ષયોપશમ થયો હોય, જો તે બે પ્રકૃતિનો ઉદય હોય, તો વસ્તુઓ હાજર હોય છતાં જીવ તેનો ભોગ કે ઉપભોગ કરી શકતો નથી.

જુદા જુદા ભવોમાં તેને મળેલી ચીજોનો આદિધાર્મિકતા, માર્ગાનુસારિતા, સમ્યક્ત્વ, દેશવિરતિ, તથા વીતરાગતા વિગેરે પ્રાપ્ત થવાથી જુદી જુદી ચીજોનો ત્યાગ કરે છે. સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પહેલાં પણ ઘણા ભવોમાં ઘણી ચીજો મળે છે. તેનોયે ત્યાગ થાય છે, તે સર્વ દાનાન્તરાય કર્મના ક્ષયોપશમથી થાય છે, અને જે જે

ચીજો મળેલી હોય. તેને જીવ છોડી શકતો નથી, તે દાનાન્તરાય કર્મના ઉદયથી આપી શકતો નથી. અહીં આપવું અને છોડવું વ્યક્ત કે અવ્યક્ત ઈરાદાપૂર્વક હોવું જોઈએ. એમ દાનાન્તરાય કર્મનો સંપૂર્ણ ક્ષય થતાં સુધીમાં મળેલી અનંત ચીજો આત્મા ઇરાદાપૂર્વક છોડી ચૂક્યો હોય છે. ભોગ અને ઉપભોગ કરી ચૂક્યો હોય છે. પછી એ ચારેય કર્મો એ રીતે ક્ષય પામી જાય છે. પછી ન તો આત્માને કાંઇ પણ મેળવવાનું રહે છે. ન તો કાંઇપણ ભોગવવાનુ બાકી રહે છે. ન તો કાંઇ પણ ઉપભોગ્ય બાકી રહે છે. અને ન તો કાંઇ પણ છોડવાનું–ત્યાગવાનું–આપવાનું બાકી રહે છે.

એજ પ્રમાણે અનાદિકાળથી આત્મા પોતાના જીવનનો વ્યવહાર ચલાવવાની નાની મોટી દરેક પ્રવૃત્તિમાં સૂક્ષ્મકાયયોગાદિકની પ્રવૃત્તિથી માંડીને મેરુ કંપાવવા સુધીની કે એવી અનેક પ્રવૃત્તિઓમાંથી વીર્ય ફેરવતો ફેરવતો આગળ વધ્યો હોય છે. એટલે તે તે ભવમાં જેટલું જેટલું વીર્ય ફેરવી શકે, તેટલો તેટલો વીર્યાન્તરાય કર્મનો ક્ષયોપશમ સમજવો. અને જેટલું જેટલું વીર્ય ન ફેરવી શકે, જેટલી જેટલી ખામી રહે, જેટલી જેટલી બાબતમાં તે જીવ અશક્ત રહે, તેટલો વીર્યાન્તરાય કર્મનો ઉદય સમજવો. જળચર થાય ત્યારે તરવામાં વીર્ય ફેરવવું પડે, અને એજ પક્ષિ થાય ત્યારે ઉડવામાં વીર્ય ફેરવે, એજ યોદ્ધો થાય ત્યારે લડવામાં, અને તપસ્વી થાય ત્યારે ઉપસર્ગ સહન કરવામાં અને પત્થર હોય ત્યારે ટાઢ તડકો સહન કરવામાં વીર્ય ફેરવી શકે. એ પ્રમાણે અનંત ભવોમાં જુદા જુદા ભવમાં ફરીને અનેક વીર્ય આત્મા ફેરવી લ્યે છે, અને વીર્યાન્તરાય કર્મનો ક્ષય થઇ ગયા પછી તેને ક્યાંય પણ વીર્ય ફેરવવું પડે જ નહીં. વીર્ય–બળ–સામર્થ્ય હોવા છતાં પછી ફેરવવાની જરૂર પડેજ નહીં. દાનશક્તિ છતાં દાન દેવાની જરૂર નહીં. કેમકે–દાન દેવાઈ ગયું. મેળવવાની જરૂર નહીં. કેમકે–મેળવાઇ ગયું છે. ભોગવવાની અને

ઉપભોગની શક્તિ છતાં ભોગવવાની જરૂર નહીં. કેમકે–ભોગવાઇ ગયું ને ઉપભોગવાઇ ગયું છે. વીર્ય ફેરવવાની પણ જરૂર નહીં. કેમકે–તે ફેરવાઇ ગયું. આ રીતે અંતરાય કર્મની પાંચેય પ્રકૃતિઓનો ક્ષય થવાથી સિદ્ધ પરમાત્માઓને કાંઇ પણ કરવાનું રહેતું નથી. એમ સમજાય છે, આ વિષયના વિદ્વાનોએ આ ખાસ વિચારવું.

૧૫૮ કર્મપ્રકૃતિનું સંક્ષિપ્ત સ્વરૂપ સંપૂર્ણ.



# જ્ઞાન-મીમાંસા

## [ જૈન ચૈતન્ય વિજ્ઞાન ]

આ જગતમાં-જડ પદાર્થો અને પ્રાણીરૂપ પદાર્થો એમ બે પ્રકારના પદાર્થો નાનું બાળક પણ સમજી શકે તેવી રીતે-જોવામાં આવે છે. જો કે કેટલાક પ્રાણીઓની ચૈતન્યશક્તિ એટલી બધી ગુપ્ત હોય છે, કે તેને કેટલાક લોકો પ્રાણીઓ કહેવાને સંકોચાય છે. પરંતુ મકાન અને હાથીમાં જડપણું અને ચૈતન્ય ગુણ યુક્ત તરીકેનો જે તફાવત છે, તે વિષે કોઈનોયે બે મત હોવાનો સંભવ નથી.

જોકે-દરેક પ્રાણીઓમાં કેટલીક રીતે ચૈતન્ય સરખું હોવા છતાં પ્રાણીઓની જુદી જુદી જાતિઓમાં ચૈતન્ય જુદી જુદી જાતનું પણ હોય છે. જેમકે:-દરેક પ્રાણીઓને આહાર, ભય, મૈથુન અને નિદ્રા-આરામ લેવાની ઈચ્છા હોય છે, ઉપરાત, પોતાને અનુકૂળ વસ્તુઓ લેવી, પ્રતિકૂળ ફેંકી દેવી, કે તેનાથી દૂર રહેવાની વૃત્તિ, વિગેરે પ્રકારના સામાન્ય ચૈતન્યો દરેક પ્રાણીઓમા સરખા હોય છે. તે જ પ્રમાણે કાળ ભેદે, દેશ ભેદે, પેટાજાતિ ભેદે અને વ્યક્તિ ભેદે જુદા જુદા પણ હોય છે. હાથીના સ્વભાવ-ગુણધર્મ કરતાં કુતરામાં સ્વભાવ-ગુણધર્મ જુદા હોય છે, ગાય કરતાં વીંછીમાં જુદા હોય છે. એટલે કે—

પ્રાણીઓમાં ચૈતન્ય છે, તેની સાબિતી એ છે કેઃ પ્રાણીઓની હીલચાલ કાંઇક નિયમપૂર્વક હોય છે. તેમાં પૂર્વાપરનો કાંઇક વિચાર હોય છેઃ આગળ પાછળના ઇરાદાપૂર્વકની પ્રવૃત્તિઓ કરવામાં આવતી હોય છે. એ ઇરાદાપૂર્વકની પ્રવૃત્તિ ઉપરથી આપણે "અમૂક પદાર્થ જડ છે," અને "અમુક પદાર્થ પ્રાણી છે," એમ નક્કી કરી શકીએ છીએ. જો ઈરાદાપૂર્વકની પ્રવૃત્તિ કરનાર વર્ગ જગત્‌માં આપણને મળી શકતો ન હોત, તો આપણે જડ સૃષ્ટિ અને ચૈતન્યવાળી સૃષ્ટિ એ બે ભાગ પાડી શકત નહીં. એકલી જડ સૃષ્ટિજ હોત.

પ્રાણીની કોઇપણ પ્રવૃત્તિની પાછળ-તે પ્રાણી પોતે સમજી શકે, એવોયે તેનો જે-ઈરાદો ગોઠવાયો હોય છે, તેને જૈન શાસ્ત્રમાં **સાકાર ઉપયોગ** કહેવામાં આવે છે.

અને ઇરાદો હોવા છતાં તે એટલો બધો ગુપ્ત હોય છે, કે પ્રાણી પોતે પણ "તે કઈ જાતનો છે?" તે નક્કી કરી શકે નહીં, તેવા ઇરાદાને **નિરાકાર** ઉપયોગ કહેવામાં આવે છે.

આ રીતે, પ્રાણીની કોઈ પણ પ્રવૃત્તિની પાછળ **સાકાર કે નિરાકાર ઉપયોગનું** બળ હોય છે જ. તેની પ્રવૃત્તિ ઉપરથી, તેની પાછળ અમુક સાકાર કે અમુક નિરાકાર ઉપયોગ હોવાનું, બીજા પ્રાણીઓ પણ વિચાર કરે, તો કંઇક સમજી શકે છે. પશુઓના યુદ્ધમા પરસ્પરના ઇરાદા સમજવાના ઘણા દષ્ટાંતો જાણવા મળે છે. માટે જૈનદર્શનમા પ્રાણીઓમાં રહેલા ઉપયોગને પ્રાણી ઓળખવાનું ખાસ લક્ષણ ગણવામાં આવેલ છે.

જો ઉપયોગ વ્યક્ત ન થતો હોત, તો "આ પ્રાણી છે" કે- "આ જડ પદાર્થ છે" એવુ કાંઈ પણ આપણે નક્કી કરી શકત નહીં.

પ્રાણીમાં જેમ સાકાર અને નિરાકાર છે, તેમજ બીજા પણ ઘણા ગુણો છે. પરંતુ કયા પ્રાણીનો કયો ગુણ કઈ વખતે કેવી જાતનો છે? તે સમજવાને દરેકની શક્તિ નથી હોતી. ખૂબ વિચાર કરી શકે, તે તે સમજી શકે છે. તેમજ, પ્રાણીઓના બીજા ગુણો દરેક વખતે સમજી શકાય તેવા ખુલ્લા હોય, એમ પણ ન બની શકે. પરંતુ કોઈ પણ પ્રાણી કોઈપણ વખતે કાંઈ ને કાંઈ ખાવાની, પીવાની, દોડવાની, કે ચાલવાની, પડયા રહેવાની પ્રવૃત્તિ કરતુંજ હોય છે. એટલે તે પ્રવૃત્તિ ઈરાદાપૂર્વકની અને વ્યવસ્થિત હોય છે. તે તો આપણે જોઈ શકીએ છીએ.

કીડી પાસે ગોળ લાવો, કે તે દોડી આવશે. સળગતી દીવાસળી તેની સામે ધરશો કે તે તેનાથી નાસવા માંડશે, જો કે કાચની લખોટી ગોળ હોવાથી આમ તેમ દડે છે, પરંતુ તેનું દડવું પોતાની સમજપૂર્વક કે વ્યવસ્થાપૂર્વક હોતું નથી.

તેમજ, માણસો દુન્યવી મસાલા, સંચા અને સાધનોથી ઘડીયાળ વિગેરે યંત્રો બનાવી, તેની એવી ગોઠવણ કરે છે, કે તે નિયમિત અને વ્યવસ્થિત ક્રિયા કરતાં માલૂમ પડે છે. પરંતુ તેનું આખું ખોખું માણસે બનાવ્યું હોય છે. એટલે માણસની ઈરાદાપૂર્વકની પ્રવૃત્તિનું પ્રતિબિંબ તેમાં હોય છે, પરંતુ યંત્રોનો પોતાનો કોઈ જાતનો ઈરાદો હોતો નથી. બગડેલું ઘડિયાળ સ્વયં ચાલી શકતું નથી, તેની બનાવટ માણસે પોતાની પાસેના સાધનોમાંથી હથિયારો વડે બનાવેલી હોવાથી તેની પ્રવૃતિ પાછળ માણસનો ઈરાદો ગોઠવાયો હોય છે.

ત્યારે, કોઇ પણ પ્રાણીના શરીરની રચના કોઈ પણ બીજા પ્રાણીની કૃતિ નથી હોતી. તેની બનાવટના સાધનો અને મસાલા પણ દુનિયામાં જોવામાં આવતા નથી. અને કદાચ તેવા મસાલા પૂરા પાડવામાં આવે, તો પણ કોઇપણ માણસ આબેહુબ પ્રાણી

બનાવી શકેલ નથી, બનાવી શકતા નથી, બનાવી શકશે નહી. કુદરતના અગમ્ય સંજોગો અને પદાર્થોની મદદથી પ્રાણીનું શરીર એકાએક રચાય છે, વધે છે, તથા નાશ પામે છે. એક શરીર બીજા કોઈપણ પ્રાણીને જીવવા માટે કામમાં આવતુંજ નથી. દરેક પ્રાણીને પોતાને માટે અલગ અલગ શરીર હોવાનું આપણે જોઈ શકીએ છીએ. બીજો પ્રાણી તે પડયા રહેલા પ્રાણીના શરીરનો ઉપયોગ પોતાને જીવવા માટે કરી શકતો નથી. શરીરની બનાવટના એ મસાલા કયાંથી આવે? કેવી રીતે એકઠા થાય છે? એ વિગેરે ગહન બાબત વિષે આજનું વિજ્ઞાન કાંઈ પણ કહી શકે તેમ નથી. ત્યારે જૈન દર્શન એ બાબત વિગતવાર સાંગોપાંગ વૈજ્ઞાનિક વિચારણા પૂરી પાડે છે.

વાઘના બચ્ચાનું શરીર પીળારંગનું અને કાળા ચટાપટાવાળું હોય છે, તેમ હોવાના **બીજ** તેને તેના માતાપિતા તરફથી મળ્યા હોય છે. પરંતુ તેમાં જે એક જાતનો થોડો ઘણો વધારો ઘટાડો હોય છે, તે તેને તેના માબાપ તરફથી મળ્યો નથી હોતો, અને તે વધારો કરવાના દ્રવ્યો પણ તેમને દુનિયામાથી નથી મળતા કે જેથી પોતાના શરીરમાં નવા દાખલ કરી શકેલ હોય, અથવા દુનિયાના સાધનોથી મોટા પહોળા પટાથી શરીરને રંગી નાંખ્યું હોય, કે–ચટાપટા કરી શકેલ હોય. એજ પ્રમાણે ઝાડોના મૂળમાં પાણી રેડાય છે. જુદા જુદા ઝાડ છતા પાણીની સાથે જમીન તથા વાતાવરણ વિગેરે બીજા કુદરતી સજોગોમાથી તે એવા તત્ત્વો ચૂસે છે, કે તે સઘળા લીબડા વિગેરેપણે પરિણામ પામી મોટા કદાવર લીબડા, આંબા, લીંબુડી વિગેરેના ઝાડ થાય છે. આ ઘટનાઓ ચૈતન્યવાળો આત્મા તેમાં ન હોય તો થઈ શકે જ નહીં.

આપણે જે જે જડ પદાર્થો જોઈએ છીએ, તે પણ પ્રથમ તો કોઈ પણ પ્રાણીનું શરીર હોય છે. કોઈ પણ પ્રાણી પોતાની ઈરાદા-

પૂર્વકની આહારાદિકની પ્રવૃત્તિઓથી જગતમાંથી અમુક અમુક જાતના આહારના અણુઓ ખેંચીને તેને પોતાના શરીરપણે પરિણમાવે છે, અને તેમાંથી આત્મા ચાલી ગયા પછી જ તે શરીરોને કોઈપણ પ્રાણીના શરીર રૂપ બીજી જડ ચીજો સાથે મિશ્રણ કરીને માણસો નવી નવી ચીજો બનાવે છે.

કાચની લખોટી લ્યો. રેતીના જીવોએ રેતીરૂપે પોતાનું શરીર બાંધ્યું. તે પૃથ્વીકાયજીવો રેતીરૂપે જમીનમાંથી બહાર નીકળ્યા, તેમાંના જીવો બીજે ચાલ્યા ગયા. એ રેતીરૂપ શરીરનો રસ કરી કાચ બનાવી તેની લખોટી બનાવી. કપાસના છોડમાંના રૂના જીવે રૂ રૂપે પોતાનું શરીર બાંધ્યું. તેમાંથી તેનો આત્મા ચાલ્યો ગયો. તે રૂના તાંતણા બનાવી કપડાં કર્યાં. જુના કપડાં ખાંડી તેના કાગળ બનાવ્યા. એ જ પ્રમાણે ટાંક બને છે—લોખંડના જીવે ખાણમાં પોતાનું એ જાતનું શરીર બાંધ્યું. તેને ખોદી લાવી માણસે ટાંક બનાવી. સારાંશ કે-જગતમાં જે કોઈ પણ ચીજ દેખાય છે, તે પ્રથમ તો પ્રાણીના શરીર રૂપે હોય છે. પ્રાણીના શરીરરૂપે બંધાવાનું કામ તે તે પ્રાણીની ઈરાદાપૂર્વકની પ્રવૃત્તિથીજ થઈ શકે છે. શરીર બાંધવાની પ્રવૃત્તિ પાછળ પ્રાણીનો વ્યવસ્થિત અને પૂર્વાપરના વિચારપૂર્વકનો જે સ્થૂલ કે સૂક્ષ્મ ઇરાદો=જ્ઞાન પ્રવર્તે છે, તેજ ઉપયોગ. જગતમાં પ્રાણીઓ હોવાની સાબીતી પણ તેજ છે. અથવા કોઇપણ પ્રાણીને ઓળખવાની સચોટ, નિર્દોષ અને સર્વગ્રાહ્ય નિશાની પણ એજ છે. આપણે જે કોઈ પણ જડપદાર્થ જોઈએ છીએ, તે પ્રથમ તો કોઈપણ પ્રાણીનું શરીર હોય છે. માટે યંત્રનો પોતાનો ઈરાદો હોતો નથી, પરંતુ તેની પાછળ માણસનો ઈરાદો કામ કરતો હોય છે. અને પ્રાણીની પ્રવૃત્તિ પાછળ પોતાનો જ ઇરાદો કામ કરતો હોય છે.

આપણે એક પ્રાણીનો વ્યક્તિ વાર અભ્યાસ કરીએ, તો દરેકનો જ્ઞાનોપયોગ કેવી રીતે પ્રવર્તે છે? તે વિષે વિગતવાર અને

વ્યવસ્થિત ઘણું જાણી શકીએ. મધમાખ્ખી મધ કેવી રીતે એકઠું કરે છે? તેનો સ્વભાવ, મુશ્કેલી સામેની શક્તિ, યુક્તિ, હર્ષ અને વિષાદ વિગેરેનું બરાબર પૃથક્કરણ કરીને એક સારો નિબંધ કે પુસ્તક લખી શકાય તેટલું જ્ઞાન મેળવી શકીએ છીએ. એ પ્રમાણે કોઈ પણ પ્રાણી વિષે. માણસ જાતના પ્રાણી વિષે તો આપણે ઘણું જ જાત-અનુભવથી જાણી શકીએ. જેને માટે મોટા મોટા પુસ્તકો દરેક દેશના માણસોએ લખ્યા છે. માણસની જુદી જુદી લાગણીઓ જેટલી વિકસેલી છે, તેટલી બીજા પ્રાણીઓની ઘણી ખરી વિકસેલી નથી હોતી, છતાં બીજા ઘણા પ્રાણીઓની ઘણી લાગણીઓ માણસ સાથે સરખી પણ હોય છે.

પ્રાણીઓની અનેક પ્રકારની વિવિધ લાગણીઓમાં ઉપર જણાવેલ ઉપયોગ નામની મુખ્ય, સર્વ સામાન્ય, સર્વને સમજાય તેવી, અને જે પ્રાણીને ઉપયોગ ઉત્પન્ન થાય તે પ્રાણી પણ કાંઈક પોતાની મેળે સમજી શકે, તેવી લાગણી છે. માટેજ પ્રાણીઓની દરેક લાગણીઓ કરતાં **ઉપયોગ** લાગણીને-પ્રાણીઓની લાગણીનું પૃથક્કરણ કરનારા શાસ્ત્રમાં-મુખ્ય ગણવામાં આવેલ છે.

ઉપયોગને જ્ઞાન પણ કહેવામાં આવે છે. ચૈતન્ય પણ કહેવામાં આવે છે. આ સંબંધી પદ્ધતિસર વિચાર કરવાના શાસ્ત્રને ચૈતન્ય વિજ્ઞાનશાસ્ત્ર કહેવામાં આવે છે. જૈન શાસ્ત્રોમા વિસ્તારથી તથા બીજા શાસ્ત્રોમાં ટુંકામાં પણ તેનો જ્ઞાન શબ્દથી વ્યવહાર કરેલ છે.

જૈનદર્શનના આગમો પૈકી **નંદી સૂત્રમાં** તથા **આવશ્યક નિર્યુક્તિ** વિગેરેમાં વિસ્તારથી જ્ઞાનનો વિચાર આપેલો છે, તેને અનુસરીને તેના ભાષ્યાદિક, ટીકાદિક, તથા બીજા પ્રકરણાદિકમાં પણ ખૂબ વિસ્તાર છે.

વળી, જૈનદર્શનની માન્યતા પ્રમાણે અમુક અપેક્ષાએ જ્ઞાન

જ **પ્રમાણ** અને **પ્રમા** ગણાય છે. અને બીજા દર્શનકારોના મત પ્રમાણે પણ અમુક જ્ઞાનો પ્રમાણ અને અમુક બીજું જ્ઞાન પ્રમા ગણાય છે. એટલે દરેક દર્શનના પ્રમાણશાસ્ત્રો-તર્ક શાસ્ત્રોમાં પણ જ્ઞાનના સંબંધમાં ખુબ વિસ્તારથી વિચાર કરવામાં આવેલો છે, **પ્રમાણમીમાંસા, સ્યાદ્વાદ રત્નાકર,** વિગેરે વિશાળ જૈન ન્યાયના સેંકડો ગ્રંથોમાં આ જ્ઞાનનો જ મુખ્યપણે વિચાર કરવામા આવ્યો હોય છે. સામાન્ય જીવોને સમજવા માટે જૈન શાસ્ત્રમાં ૪-૧૦ અને ૧૬ સંજ્ઞાઓનું વર્ણન સમજાવીને દરેક પ્રાણીઓમાં ચૈતન્ય છે, તેવી સાદી પણ સચોટ સમજ આપવામાં આવી છે.

પરંતુ જ્ઞાનશક્તિ, ઉપયોગ વિગેરેના વિદ્વદ્ગ્રાહ્ય થાય તેવા શાસ્ત્રીય પદ્ધતિસરના વિવેચન માટે પાંચ ભેદ પાડી વર્ણન કરવામાં આવેલ છે.

**મતિ : શ્રુત : અવધિ : મન:પર્યાય : અને કેવળ :** આ પાંચ વિભાગમાં જ તમામે તમામ ચૈતન્ય માત્રાઓનો સમાવેશ કરવામાં આવ્યો હોય તેમ સમજાય છે. વિવેચન પદ્ધતિમાં પણ એ પ્રમાણે જ સમજાય છે. અર્થાત્ આ પાચ શબ્દોમાં જ આખા જ્ઞાનમય ચૈતન્યનો વિચાર કેન્દ્રિત કરવામા આવ્યો છે.

એ પાચ શબ્દોનું જુદા જુદા અનેક દૃષ્ટિબિંદુઓથી વર્ણન કરવામાં આવ્યુ છે. તે તે દૃષ્ટિબિંદુથી વિચારણા કરતી વખતે-તેના જુદા જુદા નામો તથા જુદા જુદા પેટા ભેદો પણ પાડવામાં આવ્યા હોય છે. પરંતુ કઇ વ્યાખ્યા, કયુ વિવેચન, કયા પેટા ભેદો, કયા દૃષ્ટિબિંદુની વિવેચનાને અનુસરીને કરવામાં આવેલ છે? તે અભ્યાસીએ સમજવાનુ હોય છે, જેના મનમાં બરાબર પૃથક્કરણ ન થઇ શકયુ હોય, તેવા અભ્યાસી જ્ઞાનની વિચારણાની વ્યવસ્થા વાચતાં ઘણી રીતે ગુંચવાય છે. બહુ સૂક્ષ્મ અભ્યાસને પરિણામે જ તેનું

બરાબર સૂક્ષ્મ વિચારણાથી પૃથક્કરણ વ્યવસ્થિત સમજ તથા શાસ્ત્રકારોના અભિપ્રાયોનું તાત્પર્ય મેળવી શકાય છે. ખરેખર તે ઘણો જ ગહન અને ઉંડાણ ભરેલો વિષય છે.

ઉપયોગરૂપ જ્ઞાન અને શક્તિરૂપ જ્ઞાનનો વિચાર એ પાંચ શબ્દોને કેન્દ્રમાં રાખીને કરવામા આવ્યો છે. જ્ઞાન અને દર્શન રૂપે વિચાર પણ એ પાચ શબ્દોને કેન્દ્રોમાં રાખીને કરવામા આવ્યો છે. પ્રમાણ–અપ્રમાણ, બોધરૂપ જ્ઞાન–અબોધરૂપ અજ્ઞાન, અધિગમ જ્ઞાન, સ્વાભાવિક જણાતી બુદ્ધિ, સમ્યગ્જ્ઞાન, અનુભવ જ્ઞાન, સાકાર–નિરાકાર જ્ઞાન, સવિકલ્પ–નિર્વિકલ્પ જ્ઞાન, નયજ્ઞાન–દુર્નય જ્ઞાન, પ્રમાણ જ્ઞાન–અપ્રમાણ જ્ઞાન, સ્યાદ્વાદ જ્ઞાન તથા અનેકાન્તવાદજ્ઞાન, એકાન્તવાદ જ્ઞાન, સમ્યક્ અને મિથ્યાજ્ઞાન, યોગીનું જ્ઞાન અને ભોગીનું જ્ઞાન. સિદ્ધનું જ્ઞાન અને સસારીનું જ્ઞાન, છાદ્મસ્થિક જ્ઞાન અને કૈવલિક જ્ઞાન, સ્મરણો, ધારણાઓ, નાના જંતુઓની ચેતના, સ્થાવર જીવોના જ્ઞાનસ્ફૂરણો–સજ્ઞાઓઃ એ વિગેરેની શાસ્ત્રીય સર્વ વિચારણાઓના કેન્દ્રમાં એ પાંચ શબ્દો છે.

કોઇ પણ પ્રાણીની પ્રવૃત્તિની પાછળ રહેલા, બીજા પ્રાણીઓ પણ જાણી શકે–સમજી શકે, તેવા ઈરાદાને આપણે **ઉપયોગ** કહેલ છે પરતુ જેટલી જ્ઞાનશક્તિ તે પ્રાણીમાં ખુલ્લી થઇ હોય, કે ખુલ્લી થઈ શકે તેમ હોય, તેનો જ ઘણે ભાગે તે પ્રાણી **ઉપયોગ** પ્રવર્તાવી શકે છે.

**દાખલા તરીકે**:–જે બાળક પરભાષાના જેટલા શબ્દોનું જ્ઞાન ધરાવતો હોય, તેટલા જ શબ્દો તે વાપરી શકે છે, કે તેટલા જ શબ્દો વિષેના પ્રશ્નોનો જવાબ આપી શકે છે. એક બાળક ૧૦૦) સંસ્કૃત શબ્દો શીખેલો છે. તો તેટલાનો જ તે ઉપયોગ કરી શકે છે. અને તેટલાને લગતા પ્રશ્નોના જ તે જવાબો આપી શકે છે,

તેથી ઉપરાંત તેણે જાણેલ ન હોય, એટલે તેનો ઉપયોગ ન કરી શકે, અને તે વિષે કાંઈ પણ કહી ન શકે.

જો કે તેણે જાણેલા તે ૧૦૦) શબ્દોનો ઉપયોગ તેને દરેક વખતે કરવો પડતો નથી. પરંતુ જુદે જુદે વખતે, જુદા જુદા શબ્દનો ઉપયોગ કરવો પડે છે. જ્યારે તેને પાણીની જરૂર હોય, ત્યારે તે जलम् શબ્દનો ઉપયોગ કરે છે, ત્યારે બાકીના ૯૯ શબ્દોનો તે ઉપયોગ કરતો નથી. તેથી તે ૯૯ શબ્દો તેને આવડતા નથી, એમ નથી. પરંતુ તે ૯૯ શબ્દોનું શક્તિરૂપે તેને જ્ઞાન છે, અને એક जलम् શબ્દનો તે વખતે તે ઉપયોગ કરે છે. માટે તે વખતે તેને એક જ શબ્દનું ઉપયોગ રૂપ જ્ઞાન પ્રવર્તતું હોય છે.

એટલે-જ્ઞાન બે પ્રકારનું સમજી શકીએ છીએ. લબ્ધિ એટલે **શક્તિરૂપ જ્ઞાન** અને ઉપયોગ એટલે **પ્રવૃત્તિરૂપ જ્ઞાન.** જે વસ્તુનું **લબ્ધિરૂપે** પણ જ્ઞાન નથી હોતું, તેનો **ઉપયોગ** પણ પ્રવર્તતો નથી હોતો. અને જેનો ઉપયોગ પ્રવર્તતો હોય છે, તે શિવાયના જે કેટલાક પદાર્થોના જ્ઞાનનો ઉપયોગ ન પ્રવર્તતો હોય, તો પણ તે વિષેના ઘણા જ્ઞાનો તેને શક્તિ રૂપે હોય છે.

વળી, જે બાળક ૧૦૦) શબ્દો શીખી શક્યો છે, તે કાળે કરીને હજારો શબ્દ શીખી શકે છે, એ ઉપરથી તેના આત્મામા સર્વ જાણવાની શક્તિ ભરી છે, એમ અનુમાન કરી શકાય છે. પરંતુ તે બધી શક્તિ કર્મોથી આવરાયેલી છે. જેથી કરીને-ખાસ ભણવાનો પરિશ્રમ કરવાથી સો શબ્દનું આવરણ તે તોડી શક્યો છે; અનુક્રમે એમ આવરણ તોડ્યા વિના હજારો શબ્દો તેને આવડતા નથી. માત્ર ૧૦૦) શબ્દોના આવરણ તોડ્યા છે, માટે ૧૦૦ શબ્દો તેને આવડે છે. હજાર શબ્દોના જ્ઞાનનું આવરણ તોડે તો હજાર શબ્દો આવડી શકે છે. તેટલી જ તેની લબ્ધિ-શક્તિ ખીલી છે.

તેમાં પણ જે વખતે જે શબ્દનો ઉપયોગ મૂકે, તે જ શબ્દ તે વખતે યાદ આવે છે. કેમકે—સો શબ્દો શીખ્યા પછી એ તેના ઉપર ઓછું પણ કર્મોનું આવરણ તો આવી ગયેલું હોય છે. ઉપયોગ મૂકતી વખતે, જ્ઞાન શક્તિ ઉપરનું એ પાતળું આવરણ ફરીથી ખસી જાય છે. જેથી અમુક શબ્દનો ઉપયોગ પ્રવર્તે છે, બીજાનો પ્રવર્તતો નથી. જેનો ઉપયોગ પ્રવર્તે છે, તેનું આવરણ ખસ્યુ હોય છે. જેના ઉપરથી આવરણ ખસ્યું નથી હોતું, તે ઉપયોગો પ્રવર્તતા નથી. માત્ર એકજ ઉપયોગ પ્રવર્તે છે.

અને જ્યારે કોઈ પણ એક શબ્દનો ઉપયોગ પ્રવર્તે છે, ત્યારે જે ઉપયોગ પ્રવર્તતો હોય છે, તે જ તે પ્રવર્તાવનાર જાણતો પણ હોય છે, પરંતુ ત્યારે અને તે જ વખતે જેનો ઉપયોગ પ્રવર્તતો હોય છે, તેજ વખતે તેની સાથે સંબંધ ધરાવતા બીજા ઘણા પદાર્થોને લગતા ન સમજી શકાય તેવા ઉપયોગો પણ પ્રવર્તતા હોય છે. પરંતુ તે કયા કયા છે? અને કેવી રીતે પ્રવર્તે છે? તે ચોક્કસ સ્વરૂપમાં તે પ્રવર્તાવનાર જાણતોયે નથી હોતો, અને કહી શકતો પણ નથી.

**દાખલા તરીકે:**—એક માણસ મુસાફરી કરતાં એક રણમાં જઈ પહોંચ્યો. તડકો તપવા લાગ્યો. તેને પુષ્કળ તૃષા લાગી. તેવે વખતે રણમાં ઝાંઝવાના પાણી દેખીને તૃષા મટાડવા તે ઉતાવળો ઉતાવળો ચાલે છે. તેની ધારણામાં પાણી મેળવવાની ઈચ્છા પ્રબળ હોય છે. તે વખતે પાણી શબ્દ અને તેના જ્ઞાનનો ઉપયોગ સૌથી વિશેષ સતેજ હોય છે. ઝાંઝવાના જળના તરંગો ઉછળતા તે નજર સામે જુએ જ છે. તે વખતે પણ આજુબાજુની ઘણી ચીજો તે જુએ છે, અર્થાત્ તેનોયે ઉપયોગ પ્રવર્તે છે. પરંતુ તે પાણીના ઉપયોગ કરતાં ગૌણ ઉપયોગ હોય છે. બીજી ઘણી ચીજો તેની નજરે ચડે છે—પોતે જે રસ્તા ઉપર ચાલે છે, ત્યાં પણ અનેક ચીજો તેના

પગમાં આવે છે, પરંતુ તેનો ઉપયોગ પ્રવર્તતો તેના ધ્યાનમાં નથી રહેતો. અને જ્યારે તે સમજમાં આવીને એમ ધારે છે કે "મારી સામે જણાતા પાણીના તરંગો ઝાંઝવાના જળ છે, ખરૂં પાણી નથી." ત્યારે તેની તૃષા વધતી જાય છે. અને જલ્દી રણ પસાર કરીને ઉતાવળો દોડી પાણી મેળવવા અધીરો થાય છે. તેમ કરતાં દૂરથી જ્યારે કોઇ પાણીની પરબ તેની સામે નજરે દેખાય છે. ત્યારે આશાના વેગમાં એકદમ જેટલું બળ હોય તેટલો ઉતાવળો ચાલીને જેમ બને તેમ તે પરબ પાસે જઈ પહોંચે છે. પરબની માટલી જ તેની આંખમાં, તેના મનમાં, તેની ઇચ્છામાં, જડાઈ જાય છે, કેન્દ્રિત થઈ જાય છે. તે માટલી કેવી છે? આજુબાજુ કોણ છે? પાનાર કોણ છે? ઉપર છાયા કરનાર ઝાડ કયું છે? તેની પછી શું છે? તેની આજુબાજુ શું છે? એ દરેક પદાર્થો તેની નજર સામે આવે છે, અને તેના સૂક્ષ્મ ઉપયોગ પણ પ્રવર્તે છે, પરંતુ તે એટલા બધા વ્યક્ત—પ્રગટ નથી હોતા, કે જેટલા પાણીની માટલીના અને પાનાર વિષેના ઉપયોગ વ્યક્ત હોય છે.

બસ, વ્યક્ત ઉપયોગ સાકાર કહેવામાં આવે છે. અને અવ્યક્ત ઉપયોગોને નિરાકાર ઉપયોગ કહેવામાં આવે છે. કોઇ પણ એક કામ કરતી વખતે જુદી જુદી વસ્તુને લગતા સાકાર—નિરાકાર—બન્ને ય ઉપયોગ પ્રવર્તે છે, પરંતુ તે બધાય આપણા ખ્યાલમાં નથી હોતા. જેના ઉપયોગો ખ્યાલમાં આવે તેવા પ્રવર્તે છે, તે સાકાર ઉપયોગો કહેવાય છે. અને પ્રવર્તે છતાં ખ્યાલમાં નથી આવતા તે નિરાકાર ઉપયોગો કહેવાય છે. આ પ્રમાણે જગતમાં જુદા જુદા પ્રાણીને જુદે જુદે વખતે પ્રવર્તતા અનંત ઉપયોગોનું વર્ગીકરણ કરી તેનું શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે નીચે પ્રમાણે વિવેચન કરવામા આવેલું છે :—

પ્રાણીઓને વધુમાં વધુ પાંચ ઈંદ્રિય અને છઠ્ઠું મન હોય છે. એ છમાંથી કોઇ પણ એકનીય મદદ વિના કોઈ પણ પ્રાણી કોઈ પણ

વસ્તુનું જ્ઞાન કરી શકતો હોય તેવું આપણે જોઈ શકતા નથી. [આ પ્રસંગે યોગી વિગેરે પુરુષોને આપણે બાદ રાખીને વાત કરીએ છીએ]

માટે, પાંચ ઈન્દ્રિય અને છઠ્ઠા મનની મદદથી જે જે ઉપયોગો પ્રવર્તે છે, તેમના ઉપયોગના જે આકાર પ્રવર્તાવનાર કે બીજો પણ સમજી શકે તેવા સ્પષ્ટ હોય, તે **સાકારોપયોગ ગણાય** છે. અને તે જ ૭ ઈંદ્રિયોથી ઉપયોગ પ્રવર્તે, છતાં-જેનો આકાર સ્પષ્ટ ન થાય, તે **નિરાકાર ઉપયોગ** ગણાય છે.

પાંચ ઈંદ્રિય અને છઠ્ઠા મનથી પ્રવર્તતો ઉપયોગ તે **મતિ-જ્ઞાનનો ઉપયોગ** કહેવાય છે. અને તે જ્ઞાનશક્તિ જે જીવને જેટલી તે **મતિજ્ઞાન લબ્ધિ** કહેવાય છે.

૭ ઇંદ્રિયોની મદદથી પ્રવર્તતા એ મતિજ્ઞાનોપયોગના સાકાર અને નિરાકાર એ બે પ્રકાર પડી શકે છે.

એટલે કે-૭ ઇંદ્રિયની મદદથી થયેલા ઉપયોગમાંના જેટલાનું સ્પષ્ટીકરણ ઉપયોગ મૂકનાર સમજી શકે, તે **સાકાર મતિજ્ઞાનો-પયોગ** અને જેટલાનો ઉપયોગ પ્રવર્ત્યો હોય છતાં મૂકનાર તેનું સ્પષ્ટીકરણ સમજી શક્યો ન હોય, તે **નિરાકાર મતિજ્ઞાનોપયોગ.**

આ નિરાકારોપયોગ એટલે તે એક જાતનું **નિર્વિકલ્પજ્ઞાન** છે. અને સાકારોપયોગ તે **સવિકલ્પજ્ઞાન** છે. બન્નેય ઉપયોગો જ્ઞાનની જ જાતિ છે. પરંતુ સાકાર જ્ઞાન અને નિરાકાર જ્ઞાનનો ભેદ સ્પષ્ટ કરવા માટે સાકારને **જ્ઞાન** શબ્દથી શાસ્ત્રમા બતાવેલ છે, અને નિરાકારને **દર્શન** શબ્દથી શાસ્ત્રમાં વર્ણવેલ છે.

એટલે કે નિરાકારોપયોગના પણ ૭ ઇંદ્રિય પ્રમાણે ૭ ભેદ થાય છે. **દર્શન** એટલે જોવું, એવો વ્યાવહારિક અર્થ પકડીને તેની મુખ્યતાએ ભેદ પાડતાં; આંખને દર્શન એટલે જોવાના કામમાં મુખ્ય

ગણીને–ચક્ષુઃ દર્શન અને અચક્ષુઃ દર્શન એવા બે ભેદ પાડ્યા છે. વાસ્તવિક રીતે–અચક્ષુઃ દર્શન એટલે ચક્ષુઃ શિવાયની મન વિગેરે બાકીની પાંચ ઇંદ્રિયોથી જે નિરાકાર ઉપયોગ પ્રવર્તે, તેને અચક્ષુઃ દર્શન કહેવામાં આવ્યું છે. દર્શન પણ એક પ્રકારનું જ્ઞાન જ છે. આંખ જુવે છે, એટલે નિરાકારોપયોગ પણ કરે છે, એટલે કે જાણે છે, એવો અર્થ કરવામાં હરકત નથી. કાન જુવે છે, સાંભળે છે, એટલે કે જાણે, સાકારોપયોગ પ્રવર્તાવે છે. એમ બધી ઇન્દ્રિયો માટે સમજવું.

સાકારોપયોગ અને નિરાકારોપયોગ વખતે પ્રવર્તતી–શક્તિ કે જે આત્મામા જેટલી અનાવૃત જ્ઞાનશક્તિ હોય છે, તેના પણ ઉપયોગ અવસ્થાના બે ભેદની અપેક્ષાએ બે ભેદ ગણાવવામાં આવ્યા છે. ચક્ષુદર્શન શક્તિ અને અચક્ષુદર્શન શક્તિ અને તે બન્નેયના ઉપયોગ પણ બે. પરતુ તે બન્નેય પ્રકારની દર્શનશક્તિ છે. તેનો તથા ઇંદ્રિયોથી પ્રવર્તતી જ્ઞાનશક્તિઃ તેમજ તેના સાકાર–નિરાકારોપયોગઃ એ સર્વનો સમાવેશ ચૈતન્યવિજ્ઞાનના સંગ્રહની દૃષ્ટિથી–મતિજ્ઞાન શબ્દથી કરવામાં આવેલ છે. પાંચ જ્ઞાનના નામોમાં એ પહેલું નામ છે. તેના ઇંદ્રિયો અને મનથી ઉત્પન્ન થઈ શકે તેવા ઉપયોગો શ્રુતજ્ઞાન થતાં પહેલાંજ પ્રવર્તે છે. જ્ઞાન તથા દર્શનશક્તિ અને તેના સવિકલ્પ તથા નિર્વિકલ્પ ઉપયોગો એ સર્વનો સમાવેશ **મતિજ્ઞાન** શબ્દમાં કરવામાં આવેલો છે. કેમકે–એ સર્વ જ્ઞાન માત્રાઓ તો છે જ.

શ્રુતજ્ઞાનનો તો અર્થ એ છે કે કર્ણેન્દ્રિય દ્વારા સાંભળેલા શબ્દોનું સાકાર મતિજ્ઞાન થયું, તેજ ઉપરથી તે શબ્દોના અર્થોનું મનની મદદથી જ્ઞાન થાય, તે. અથવા બાકીની પાંચ ઇંદ્રિયોથી જે જે પદાર્થોનું સાકાર મતિજ્ઞાન થયું હોય, તેને લગતા શબ્દોનું જ્ઞાન થાય, તે. એ બંનેય **શ્રુતજ્ઞાન** કહેવાય છે. એટલે શ્રુતજ્ઞાન તો

સાકારપણે જ પ્રવર્તે છે. એટલે તેનું દર્શન હોઈ શકતું નથી. માત્ર શ્રુતજ્ઞાનની લબ્ધિ અને તેનો સાકારોપયોગઃ એ બન્નેય હોય છે. તે બન્નેયનો સંગ્રહ **શ્રુતજ્ઞાન** શબ્દથી કરવામાં આવેલો છે. હવે શક્તિસંપન્ન યોગીઓમાં—જેઓને ઇંદ્રિયોની મદદ વિનાજ સાક્ષાત્ આત્માથી અમુક રૂપી પદાર્થોનું સાકારજ્ઞાન થાય છે, તેજ વખતે બીજા અનેક અલ્પ પ્રયોજનવાળા રૂપી પદાર્થોનુ નિરાકાર જ્ઞાન હોય છે. અથવા જેનું સાકારજ્ઞાન થયું હોય, તે પદાર્થનું પણ સાકાર થતાં પહેલાં નિરાકાર જ્ઞાન થઈ જાય તો પણ એ બન્નેય **અવધિજ્ઞાનની જ્ઞાનમાત્રા** જ છે. છતાં નિરાકારતા પૂરતુ તેનું નામ અવધિદર્શનોપયોગ અને સાકાર અંશનું નામ અવધિજ્ઞાનોપયોગ પરિભાષામાં આપેલ છે. સાકારોપયોગનુ મૂળ અવધિજ્ઞાન લબ્ધિ અને નિરાકારોપયોગનું મૂળ અવધિદર્શન લબ્ધિ સમજવી. અવધિજ્ઞાન—દર્શન અને તે બન્નેયના ઉપયોગ, એમ એ ચારેય **અવધિજ્ઞાન શબ્દમાં** સમાવેશ પામે છે.

જે યોગીઓને બીજાના મનના વિચારો સમજવાની શક્તિ પ્રગટ થાય છે, તે શક્તિને પણ એક રીતે અવધિજ્ઞાનનો એક વિશિષ્ટ વિભાગ કહીએ તો ચાલે. એટલે કે મનના અણુઓ પણ રૂપીદ્રવ્યો છે, અને અવધિજ્ઞાની જાણી શકે છે, પરંતુ મનના અણુનું મન બન્યા પછી વિચાર કરતી વખતે જુદા જુદા થયેલા તેના આકારોને ધ્યાનમાં લીધા પછી તેના ઉપરથી અલ્પ કે વધારે અનુમાન કરી વિચારમાં વિચારાતાં પદાર્થોને સમજી લેવાને **ઋજુમતિ** રૂપ મનઃપર્યવ અને **વિપુલમતિ** રૂપ મનઃપર્યવ જ્ઞાન **સાકાર** જ હોય છે. કેમકે અલ્પ અનુમાન શક્તિ પણ એક જાતનો આકાર છે, અને વિશેષ અનુમાનશક્તિ પણ એક જાતનો આકાર છે. એટલે તેના એ અંશમાં નિરાકાર ઉપયોગ પ્રવર્તતો ન હોવાથી તેનું દર્શન પ્રવર્તતું નથી. મનના પરમાણુઓનું મન બન્યા પછી, તેની વિચારણા અનુસાર

ગોઠવાતા આકાર સાક્ષાત્ આત્માથી તેઓ જુએ છે. અને જોતાંજ તે વિષે કેટલાકનું સાકાર જ્ઞાન અને કેટલાકનું નિરાકાર જ્ઞાન થાય જ પરંતુ તેનો સમાવેશ અવધિદર્શન અને અવધિજ્ઞાનમાં થાય છે. એટલે ત્યારપછી પ્રવર્તતા ઓછા કે વિશેષ અનુમાનોના પ્રકારો ઋજુમતિ અને વિપુલમતિ મનઃપર્યવ તરીકે પરિભાષિત કરવામાં આવેલ છે. એટલે તેનું દર્શન નથી હોતું.

અવધિજ્ઞાની જ્યારે દરેક રૂપી પદાર્થોનું સાક્ષાત્ આત્માથી જ્ઞાન કરી શકે છે, એટલે મન પણ રૂપી દ્રવ્ય હોવાથી તેમાં આવી જાય છે, એટલે અવધિજ્ઞાની મનોદ્રવ્યોને પણ સાક્ષાત્ આત્માથી જાણી શકે છે.

પરંતુ, કોઇ જીવોને બીજા રૂપી દ્રવ્યો વિષેનું અવધિજ્ઞાન ન થવા છતાં મતિશ્રુતજ્ઞાન પછી મનઃપર્યવ જ ઉત્પન્ન થઈ જાય છે, એટલે મનોદ્રવ્યજ જોઇ શકે, તેવું વિશિષ્ટ અવધિ થાય છે, અને તેની અલ્પ યા વિશેષ અનુમાનશક્તિ રૂપ મનઃપર્યવ પ્રવર્તે છે, પરંતુ મુખ્યતાની અપેક્ષાએ અવધિજ્ઞાનની અવિવક્ષા કરીને તેને મનની મુખ્યતાને લીધે મનઃપર્યવજ્ઞાન જ કહ્યું હોવાનું સમજાય છે. એટલે અવધિજ્ઞાનીને મન:પર્યાય જ્ઞાન થાય, ત્યારે તેના મનો–દ્રવ્યોના સાકાર અને નિરાકાર ઉપયોગ જેમ અવધિજ્ઞાન અને અવ-ધિદર્શનમાં સમાવેશ પામી જાય છે, અને પોતે તો માત્ર ઋજુ કે વિપુલ સાકારોપયોગ રૂપેજ રહે છે. તેજ પ્રમાણે અવધિ વિના મનઃ-પર્યાય થાય તેને પણ એજ પ્રમાણે માનીને–સાકારોપયોગવાળું જ માત્ર ગણીને “તેને દર્શન નથી હોતું” એમ વિવક્ષા કરીને ઠરાવ્યું જણાય છે.

બહુ સૂક્ષ્મ વિચારણા કરીએ, તો અવધિજ્ઞાનના અસંખ્ય ભેદ-માનો એક ભેદ મનોદ્રવ્યના જ્ઞાન પૂરતો માનવા હરકત જણાતી

નથી. પરંતુ અવધિજ્ઞાનીને તેની ગૌણતા હોવાથી શાસ્ત્રકાર ભગવંતોએ તેની વિવક્ષા ન કરી હોય, એમ સંભવિત લાગે છે. વધારે ખરું શું હશે? તે બહુશ્રુતો પાસેથી સમજવું.

અને, જેને મન શિવાયના બીજા પણ રૂપી પદાર્થોનું જ્ઞાન હોય અને સાથે મનઃપર્યવજ્ઞાન પણ મનના વિચારોનું જાણવાને અનુમાન કરવાની શક્તિરૂપ થયું હોય, તો તેને અવધિ અને મનઃ-પર્યવ બન્નેય જ્ઞાન થયા ગણાય છે. મનના માત્ર આકારો જાણવાના જ્ઞાન સાથે બીજાયે રૂપી પદાર્થોનું જ્ઞાન થાય, પરતુ મનના જાણેલા આકારો ઉપરથી વિશેષ અને ચોક્કસ જાણવા ઋજુ કે વિપુલ અનુમાન શક્તિ ન હોય, તેને માત્ર અવધિજ્ઞાન અને અવધિદર્શન જ ગણાય. એમ ઉપરની વિચારણા ઉપરથી સમજાય છે. જેમ એક અપેક્ષાએ મતિવિશેષ શ્રુત છે, તેમ સંયમપ્રત્યયિક અવધિ-વિશેષ મનઃપર્યવ જ્ઞાન હોય, તો ઉપરની વિચારણા બંધબેસતી આવે છે. પ્રથમ સમયે ઉત્પન્ન થયેલ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જીવની અલ્પમાં અલ્પ જ્ઞાનમાત્રાથી માંડીને કેવળજ્ઞાન સુધીની સર્વજ્ઞાન માત્રાઓ અસંખ્ય પ્રકારની થાય છે. અને અમુક જથ્થામાં અમુક વિશિષ્ટતાવાળી જ્ઞાનમાત્રાઓના સમૂહના મતિજ્ઞાનાદિક નામો પ્રધાનતાની વિવક્ષાએ પાડેલા હોય છે. તે ક્રમથી વિચારતાયે ઉપરની વિચારસરણી બંધ બેસતી આવે ખરી.

આગળ ચાલતાં, એકી સાથે લોકાલોકનું=સર્વ દ્રવ્ય, સર્વ ક્ષેત્ર, સર્વ ભાવ, અને સર્વ કાળનું વિગતવાર જ્ઞાન થાય છે.

તે જ્ઞાન ચૈતન્ય સ્વરૂપે કેવળજ્ઞાન ગણાય છે, પરતુ તે જ્ઞાનમાં દ્રવ્યોનો અને પર્યાયોનો ભાસ પડે છે. દ્રવ્યના ભાસ પૂરતી દર્શન-શક્તિ, અને પર્યાયોના ભાસ પૂરતી જ્ઞાનશક્તિ, એ રીતે તેના સાકાર અને નિરાકાર ઉપયોગો સંભવિ શકે છે. ઉભયશક્તિરૂપ અને ઉભય ઉપયોગરૂપ સર્વજ્ઞાનમાત્રાઓનો સમાવેશ **કેવળજ્ઞાન** રૂપે સામાન્ય

શબ્દમાં કરી લેવામાં આવ્યો છે. એટલે પાંચ જ્ઞાનના નામમાં વપરાયેલ કેવળજ્ઞાન શબ્દનો અર્થ માત્ર સાકારોપયોગ એટલો જ ન કરવો. એમ કરવાથી કશો વિરોધ આવશે નહીં. તથા વિશિષ્ટ ચૈતન્યશક્તિ સ્વરૂપે એકજ છતા ઉપયોગ ભેદથી કેવળદર્શન અને કેવળજ્ઞાન નામ આપવામાં આવેલ હોય અને ઉપયોગ ભેદને લીધે લબ્ધિ પણ બે પ્રકારની વર્ણવવામાં આવી હોય, એટલે તે સર્વનો સમાવેશ **કેવળજ્ઞાન** શબ્દમાં કરી લેવામાં આવેલો જણાય છે.

એટલે **ઇંદ્રિયદર્શન, અવધિદર્શન, કેવળદર્શન,** ઇંદ્રિયદર્શનના બે પ્રકારો ચક્ષુરિન્દ્રિયદર્શન અને અચક્ષુરિન્દ્રિય દર્શન. એમ કહીને ચાર પ્રકારના દર્શન ગણાવ્યા. કોઇ પણ પદાર્થના ભેદો અપેક્ષાવિશેષથી પાડવામાં આવે છે. તેજ પદાર્થના જુદી અપેક્ષાએ જુદી રીતે પણ ભેદો પાડી શકાય છે. હવે મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળઃ એ પાંચ જ્ઞાનો સાકારોપયોગ ગણાય છે. એ પાંચ ભેદો પણ અપેક્ષાભેદથી જ છે. મતિશ્રુતને જુદા જણાવ્યા છે, પરંતુ શ્રુતનો નિરાકાર ઉપયોગ ન હોય. મતિનો જ હોય છે. કેમકે શ્રુત સાકાર રૂપ છે. નિરાકાર મતિના બે ભેદ પાડ્યા. ચક્ષુર્દર્શન અને અચક્ષુર્દર્શન. અવધિ અને મનઃપર્યાયમાં અવધિનો જ નિરાકાર ઉપયોગ હોય છે. અને કેવળનો નિરાકાર ઉપયોગ હોય છે. એમ દર્શનના ચાર ભેદ ગણાવ્યા. ત્રણ અજ્ઞાનોપયોગમાં ત્રણ દર્શન જુદા લેવાના નથી હોતા. કેમકે—એ ભેદ સાકારમાં જ પડે છે.

આ પ્રમાણે સાકાર અને નિરાકાર એ બે પ્રકાર ઉપયોગના બતાવ્યા છે. સાકારોપયોગ બે પ્રકારનો હોય છે, અજ્ઞાન સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ, એટલે મિથ્યાત્વ મોહનીયના ઉદય સહકૃત સાકારોપયોગ તે ત્રણ અજ્ઞાનરૂપ સાકારોપયોગ, અને મિથ્યાત્વ મોહનીય અનુદય સહકૃત સાકારોપયોગ એટલે—

૧ મતિજ્ઞાનાત્મક સાકારોપયોગ

૨ શ્રુતજ્ઞાનાત્મક સાકારોપયોગ

૩ અવધિજ્ઞાનાત્મક સાકારોપયોગ

૪ મિથ્યાત્વમોહનીયોદયસહકૃત મતિજ્ઞાનાત્મક સાકારોપયોગ મતિઅજ્ઞાનોપયોગ

૫ મિથ્યાત્વમોહનીયોદયસહકૃત શ્રુતજ્ઞાનાત્મક સાકારોપયોગ શ્રુતઅજ્ઞાનોપયોગ

૬ મિથ્યાત્વમોહનીયોદયસહકૃત અવધિજ્ઞાનાત્મક સાકારોપયોગ વિભંગજ્ઞાનોપયોગ

૭ મનઃપર્યવજ્ઞાનાત્મક સાકારોપયોગ

૮ કેવળજ્ઞાનાત્મક સાકારોપયોગ

૯
૧૦ { નિરાકાર મતિજ્ઞાનોપયોગ } ચક્ષુર્દર્શનાત્મક નિરાકારોપયોગ ચક્ષુર્દર્શનોપયોગ અચક્ષુર્દર્શનાત્મક નિરાકારોપયોગ અચક્ષુર્દર્શનોપયોગ

૧૧ અવધિદર્શનાત્મક નિરાકારોપયોગ અવધિદર્શનોપયોગ

૧૨ કેવળદર્શનાત્મક નિરાકારોપયોગ કેવળદર્શનોપયોગ

આ પ્રમાણે શક્તિરૂપે પાચ જ્ઞાન વર્ણવ્યા છે, તેથી પાંચ જ્ઞાન છે, પરંતુ તેના ઉપયોગ બાર પ્રકારે પ્રવર્તે છે. મતિજ્ઞાનનો સાકારોપયોગ પ્રવર્તતી વખતે જો સાથે મિથ્યાત્વ મોહનીયનો ઉદય હોય તો તેજ તે વખતે મતિ અજ્ઞાનાત્મક સાકારોપયોગ ગણાય છે, એ પ્રમાણે ઉપયોગ પ્રવર્તતી વખતે કેટલાક પદાર્થો વિષે નિરાકારોપયોગ પ્રવર્તતો જોવામાં આવે છે. તેનું નામ દર્શન છે.

નિરાકારતામાં મિથ્યા કે સમ્યગ્ ઉપયોગ પ્રગટ જણાતો નથી. માટે દર્શનમાં વિપરીત દર્શનના અજ્ઞાનની માફક અદર્શન એવા

ભેદો બતાવવાની જરૂરજ રહેતી નથી. અપેક્ષાએ જોકે મિથ્યાસાકારોપયોગના કારણરૂપ નિરાકારોપયોગ મિથ્યા કહી શકાય, પરંતુ તે નાનીજ વસ્તુ છે. એટલે તેની વિવક્ષા ન કરીએ, તો તેના ભેદો ગણાય નહીં. સમ્યગ્દ્રષ્ટિને ઇંદ્રિયાદિકની વિકલતાને લીધે કોઈપણ વસ્તુ સંબંધિ ભ્રમ થાય, તો તે જ્ઞાનના પેટામાં સમાયેલા સમજવા.

એટલે ખરી રીતે જ્ઞાન, અજ્ઞાન અને દર્શનની વ્યવસ્થા આધીન જણાય છે. જ્ઞાન તો ચૈતન્યશક્તિરૂપે પાંચ જ હોઈ શકે છે. તેમાં નતો દર્શન, નતો અજ્ઞાન હોય છે, એમ સમજાય છે. મતિજ્ઞાનના કે અવધિજ્ઞાનના ઉપયોગ જે કોઈ પદાર્થ વિષે સાકારોપયોગ પ્રવર્તે, ત્યારે તેની સાથેના બીજા પદાર્થો વિષે કે પહેલા જાણેલા તે પદાર્થો વિષે પણ નિરાકારોપયોગ તે વખતે જ પ્રવર્તે છે, તે અનુભવસિદ્ધ છે. અને જેનો નિરાકારોપયોગ પ્રવર્ત્યો હોય છે, તેનોજ વળી કોઈ વખતે વધારે જ્ઞાનવાનનું વધારે ધ્યાન ખેંચાય તો સાકારોપયોગ પ્રવર્તે છે. અર્થાત સાકારોપયોગ અને નિરાકારોપયોગ એ એકજ જ્ઞાનની બે અવસ્થાઓ છે, એટલે ઉપચારથી નિરાકારોપયોગમાં વ્યાપૃત-જ્ઞાનમાત્રાનું નામ દર્શનલબ્ધિ–શક્તિ કહેવાય છે, અને સાકારોપયોગમાં વ્યાપૃત જ્ઞાનાંશનું નામ **જ્ઞાનલબ્ધિ**–શક્તિ કહેવામાં આવે છે, અને જેનો સાકારોપયોગ મિથ્યાત્વોદયસહકૃત હોય છે, તે **અજ્ઞાન** કહેવાય છે. તેની જ જ્ઞાનલબ્ધિને પણ ઉપચારથી અજ્ઞાન કહેવામાં હરકત નથી. અને સૂક્ષ્માર્થની વિવક્ષાએ તેના નિરાકારોપયોગને પણ અદર્શન–મિથ્યાત્વસહકૃતદર્શન કહેવામાં હરકત નથી. આ દષ્ટિથી તત્ત્વાર્થાધિગમ સૂત્રના ભાષ્યમાં "નયાન્તરની અપેક્ષાએ જ્ઞસ્વાભાવ્યાત્ કોઈ પણ જીવ અજ્ઞાન નથી જ." એમ કહ્યું છે. તે ચૈતન્ય સ્વરૂપ જ્ઞાનમાત્રાની અપેક્ષાએ.

એટલે–જ્ઞાન, અજ્ઞાન, દર્શન, સાકાર, અનાકાર, વિશેષ ગ્રાહિત્વ, સામાન્ય ગ્રાહિત્વ વિગેરે ભેદો ઉપયોગની અપેક્ષાએ જણાય

છે. અજ્ઞાન પણ એક જાતનું જ્ઞાન તો છે જ, ચૈતન્ય શક્તિ છે. દર્શન પણ એક જાતનું જ્ઞાન છે. પરંતુ એ બે (અજ્ઞાન અને દર્શન) અવસ્થા સિવાયની જ્ઞાનની અવસ્થા માટે પણ જ્ઞાન શબ્દ મર્યાદિત કરેલો છે. તેમજ સર્વજ્ઞાનમાત્રાઓ રૂપ વ્યાપક અર્થમાં પણ જ્ઞાન શબ્દ વપરાય છે.

આ પ્રમાણે પ્રમાણ વ્યવસ્થા પણ ઉપયોગને આશ્રયીને જણાય છે. કેમકે—જ્ઞાનનો વપરાશ ઉપયોગ મારફત જ થાવ છે.

કોઇ પણ વસ્તુના ખરા ખોટાનો નિર્ણય જ્ઞાનથી જ થાય છે. સ્પષ્ટ—ખરો નિર્ણય કરનારૂં જ્ઞાન પ્રમાણભૂત જ્ઞાન ગણાય છે. અને ખોટો કે અસ્પષ્ટ નિર્ણય કરનારૂં અથવા ખરો નિર્ણય ન કરનારૂં જ્ઞાન અપ્રમાણ ગણાય છે. એટલે નિર્ણય કરવાનું કામ ઉપયોગનું જ છે. ઉપયોગ પ્રવર્ત્યા વિના જ્ઞાનશક્તિ કાઇ પણ નિર્ણય કરી શકતી જ નથી. માટે પ્રમાણ અપ્રમાણ વ્યવસ્થા પણ ઉપયોગને આધારે જ છે. તેમાં પણ સાકારોપયોગ જ ખરો નિર્ણય કરી આપે છે. અનાકારોપયોગ કે અજ્ઞાનાત્મક સાકારોપયોગ ખરો નિર્ણય કરી શકતો નથી. માટે તે બેને પ્રમાણમાં ગણેલ નથી. માટે આ પાચ પ્રકારના સાકારોપયોગ જ પ્રમાણ ગણાય છે. મતિજ્ઞાન, અવધિજ્ઞાન અને કેવલજ્ઞાનની સાથેના નિરાકારોપયોગ પ્રવર્તે છે ખરા, પરતુ તે ખરી વાતનો સ્પષ્ટ નિર્ણય કરી શકતા નથી, માટે તેને પ્રમાણ વ્યવસ્થામાં ગણવામા આવેલા નથી. તેમજ મિથ્યાત્વસહકૃત મતિ, શ્રુત અને અવધિના સાકારોપયોગો પણ નિર્ણય કરે છે ખરા, પરતુ ખોટા નિર્ણય કરે છે, એટલે તેઓ પણ પ્રમાણ નથી, પરંતુ પ્રમાણ વ્યવસ્થાની દૃષ્ટિથી અપ્રમાણ ગણાય છે.

આટલા જ માટે **તત્ત્વાર્થ** સૂત્રમાં ઉપયોગો ૧૨ ગણાવેલા છે પરતુ પ્રમાણ તરીકે મતિશ્રુત પરોક્ષ પ્રમાણરૂપે, અને અવધિ મનઃપર્યાય અને કેવલજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણરૂપે ગણાવેલા છે. પ્રથમ

વિગેરે સ્થળે જ્ઞાનપદની પછી અમુક હેતુસર મૂકવામાં આવેલ છે. કેમકે–સામાન્ય રીતે પાંચ આચારમાં જ્ઞાનાચાર પહેલો મૂકવામાં આવ્યો છે, તે **અધિગ્માત્મક** જ્ઞાનની મુખ્યતાની અપેક્ષાએ છે. કેમકે અધિગમાત્મક જ્ઞાન પછી **સમ્યગ્દર્શન** થાય છે. **"તન્નિસર્ગાદધિગમાદ્વા ૧–૪ [તત્વાર્થસૂત્ર]**, પછી સમ્યગ્જ્ઞાન થાય છે. અને પછી દેશ કે સર્વવિરતિરૂપ સમ્યક્ ચારિત્ર થાય છે. એટલે દર્શન સામાયિક, શ્રુત સામાયિક, દેશવિરતિ સામાયિક, અને સર્વવિરતિ સામાયિક, એ ક્રમમાં વળી વિકાસક્રમની દ્રષ્ટિથી પ્રથમ દર્શનને લઇને ક્રમ બતાવ્યો છે.

પરંતુ પ આચારમાં **અધિગમાત્મકજ્ઞાન**, પછી **દર્શન**, પછી **દેશ અને સર્વચારિત્ર.** અને તપાચાર તથા વીર્યાચાર એ બેને પ્રધાનપણે ચારિત્રાચારના પોષક પ્રધાન અંગ તરીકે જુદા પાડી બતાવ્યા છે. અહીં સર્વત્ર દર્શન શબ્દનો અર્થ સમ્યક્ત્વ કરવાનો છે. નિરાકારોપયોગરૂપ કરવાનો નથી, કેમકે–તેનો સમાવેશ જ્ઞાનમાં–જ્ઞાનાચારમાં થઇ જાય છે. આચારની દૃષ્ટિથી સાકાર–નિરાકારોપયોગ વ્યવસ્થાની બહુ આવશ્યકતા નથી. પરંતુ જ્ઞાનોપયોગની દૃષ્ટિથી એ ભેદોની આવશ્યકતા છે જ. **તત્વાર્થમાં "તત્વાર્થ-શ્રદ્ધાનં સમ્યગ્દર્શનમ્"** ૧–૨ કહીને તેની ઉત્પત્તિના કારણમાં **"તન્નિસર્ગાદધિગમાદ્વા"** ૧–૩ કહેલ છે. એટલે કે સમ્યગ્-દર્શન નિસર્ગથી અને અધિગમથી ઉત્પન્ન થાય છે. પરંતુ જેને સમ્યગ્દર્શન ઉત્પન્ન કરવું હોય, તેને તો મુખ્યતાએ અધિગમનો જ આશ્રય લેવાનો છે. અને તે અધિગમ **સત્સંખ્યાદિ, નિર્દેશ સ્વામિત્વાદિ,** અનુયોગો તથા **પ્રમાણ** અને **નયો** વડે થાય છે. એટલે શાસ્ત્રબોધ, ઉપદેશ, પઠન–પાઠન વિગેરે કરવાથી અધિગમ થાય છે. તે અધિગમ કરવા માટેના સાધન તરીકે તે કરાવનાર ગ્રંથનું નામ પણ **તત્ત્વાર્થાધિગમસૂત્ર** રાખવામાં આવેલું છે.

એટલે કે ગ્રંથના નામમાં **અધિગમ** શબ્દ ગ્રંથકારે ઈરાદાપૂર્વક ગોઠવ્યો છે. એટલે કે-" આ ગ્રંથ તત્ત્વો અને તત્ત્વાર્થોનો અધિગમ કરાવી અધિગમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરાવનાર છે.

પ્રમાણાદિક વડે થયેલા અધિગમ જ્ઞાનથી સમ્યગ્દર્શન થાય, માટે પહેલો જ્ઞાનાચાર બતાવી, તેના **કાલે વિણએ બહુમાણે** વિગેરે અતિચાર લગભગ ભણવા ભણાવવાની વ્યવસ્થાને ઉદ્દેશીને બતાવ્યા છે. જે પ્રાપ્તસમ્યક્ત્વ વિગેરે જીવને સામાન્યપણે લાગુ પડી શકે છે, સારાંશ કે-સમ્યગ્દર્શનનું પહેલું સ્થાન છતાં ક્વચિત સૂત્રોમાં દર્શનને બીજું મૂક્યું હોય છે, તેની અપેક્ષા ઉપર સમજાવી, તે છે. તે ઉપરથી જ્ઞાન શબ્દ પછી જ્યાં જ્યાં દર્શન પદ આવે ત્યાં બધેય "નિરાકાપયોગરૂપ દર્શન જ છે" એમ ન સમજવું. કોઈ વખતે નિરાકારોપયોગરૂપ એટલે દર્શનરૂપ પણ હોય છે, અને કોઈ ઠેકાણે સમ્યગ્દર્શનરૂપ પણ હોય છે. પરંતુ જ્ઞાનપદની પૂર્વ જો દર્શન પદ આવ્યુ હોય, તો પ્રાય: અવશ્ય સમ્યગ્દર્શન જ દર્શન શબ્દથી લેવાય છે. અને જ્ઞાનપદની પછી આવે, તો ઉપર જણાવ્યા પ્રમાણે સમ્યગ્દર્શનનો પણ સંભવ હોય છે, અને નિરાકારોપયોગ અને શક્તિરૂપ દર્શનનો પણ સંભવ હોય છે. માટે આજુબાજુના સંજોગો જોઈને દર્શનશબ્દનો અર્થ કરવો. કર્મગ્રંથમાં-જ્ઞાનાવરણીય દર્શનાવનણીય કર્મોના ક્રમમાં પહેલાં જ્ઞાનો પછી નિરાકારોપયોગ અને તેની શક્તિરૂપ દર્શન અને તેના આવરણો એ પ્રમાણે ક્રમ રાખ્યો છે.

જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મો પણ મુખ્ય રીતે તો ઉપયોગોનું રૂંધન કરે છે. દર્શનોપયોગનુ' રૂંધન કરવા છતાં જે કાંઈ નિરાકારોપયોગ ઉઘાડો હોઈ શકે, તેનુ રૂંધન નિદ્રાપંચક કર્મો કરે છે. એટલે નિદ્રાપંચકથી આત્માનો સાકારોપયોગ તો ખુલ્લો નથી રહેતો પરંતુ નિરાકારોપયોગ પણ પ્રવર્તી શકતો નથી. તે પણ ઘણો જ દબાઈ જાય છે. છતાં તદ્દન ઉપયોગ રહિત આત્મા થઈ

ત્રણના વિપર્યયને અપ્રમાણ તરીકે અર્થથી ગણાવેલા છે. જ્ઞાનાભાવ, સંશય, ભ્રમ, અનધ્યવસાય વિગેરે સ્પષ્ટ અને ખરા નિર્ણયરૂપ ન હોવાથી પ્રમાણ ઠરતા નથી. તેથી તે સર્વ અપ્રમાણ તરીકે સિદ્ધ થાય છે.

પ્રમાણાપ્રમાણ વ્યવસ્થા મુખ્યતાએ ઉપયોગને અને તે પણ સાકારોપયોગને આશ્રયીને છે. એટલે નિરાકારોપયોગને ન પ્રમાણ કે ન અપ્રમાણ તરીકે ગણી શકાય, અથવા ઉપચારથી પ્રમાણભૂત સાકારોપયોગના કારણભૂત નિરાકારોપયોગને પ્રમાણ તરીકે અને અપ્રમાણના નિરાકારોપયોગને અપ્રમાણ તરીકે કોઇ ઠેકાણે જણાવેલ હોય, તેથી તેનો વિરોધ કરવા જેવું નથી. તેજ પ્રમાણે અજ્ઞાનાત્મક સાકારોપયોગના કારણભૂત નિરાકારોપયોગને ઉપચારથી અપ્રમાણ તરીકે જણાવેલ હોય, તો તે પણ અવિરુદ્ધ જણાય છે.

અપ્રમાણના પણ જુદાજુદા અર્થ કરવા પડે છે. પ્રમાણ વિરુદ્ધ અપ્રમાણ, અથવા અનિર્ણયાત્મક કે અવ્યક્ત પ્રમાણ અથવા સંપૂર્ણ પ્રમાણ સ્વરૂપાભાવરૂપ અપ્રમાણ, પ્રમાણાભાવરૂપ અપ્રમાણ, આમ કરવાથી વિપર્યય–ભ્રમ–ઉલટું જ્ઞાન, નિરાકારોપયોગ–અનધ્ય-વસાયરૂપ, અને સંશય એ ત્રણેય અપ્રમાણના ભેદોનો અને પ્રમાણા-ભાવનો સંગ્રહ થઈ જાય છે. પ્રમાણના અત્યન્તાભાવ સિવાયના એ સર્વ પણ એક જાતના ઉપયોગો તો છે જ.

એટલા માટે **શ્રી તત્ત્વાર્થકાર ભગવંતે** જ્ઞાનચૈતન્યશક્તિના પાંચ પ્રકાર બતાવ્યા અને તેના સાકારોપયોગને જ એ પ્રમાણમાં વ્હેંચી નાખેલ છે. અને શેષ ઉપયોગને અજ્ઞાન સ્વરૂપ તથા દર્શન સ્વરૂપ બતાવીને તેને **અર્થાત્** અપ્રમાણ કોટિમાં સમાવી રાખ્યા છે. આ દૃષ્ટિથી નિરાકાર, નિર્વિકલ્પ, દર્શન, અનધ્યવસાય વિગેરે નામથી ગણાતી જ્ઞાનમાત્રાઓને અપ્રમાણ તરીકે ગણાવે તેમાં જૈન તર્કશાસ્ત્રજ્ઞોનું પ્રતિપાદન કેટલેક અંશે સહેતુક પણ છે.

મિથ્યાત્વસહકૃત સાકારોપયોગને જ ધર્મ–આધ્યાત્મિકશાસ્ત્રની પરિભાષામાં અજ્ઞાન ગણાવેલ છે.

मति-श्रुतावधयो विपर्ययश्च १-२५. તત્ત્વાર્થ સૂત્ર. છતાં પ્રમાણશાસ્ત્ર વ્યવહારશાસ્ત્ર હોવાથી સંશય, વિપર્યય અને અનધ્યવસાયરૂપ અજ્ઞાન સ્વરૂપ અપ્રમાણનો સંગ્રહ કરવા માટે મિથ્યાત્વોદયાસહકૃત સાકારોપયોગની જ બે પ્રમાણરૂપે વ્યવસ્થા તત્ત્વાર્થ સૂત્રમાં જ દેખાય છે. અને તે સૂત્ર આગમાનુસારિ હોવાથી પ્રમાણ શિવાયની સર્વ પ્રકારની જ્ઞાનમાત્રા અપ્રમાણ જ એમ અર્થથી **તત્ત્વાર્થકારને** અને **નંદીસૂત્રકાર** વિગેરે પ્રમાણ વિભાગની વ્યવસ્થા વિવેચનારાઓને પણ સમ્મત છે. એટલે કોઈ આચાર્ય મહારાજે દર્શનને અપ્રમાણકોટિમાં લીધેલ હોય, તેથી કોઈ જાતનો આગમ વિરોધ જણાતો નથી.

છતાં, જ્ઞાનપૂજા, જ્ઞાનભક્તિ, જ્ઞાનીની પૂજા, જ્ઞાનીની ભક્તિ વિગેરેમાં સહકૃત દર્શન હોય છે. અને તેના તરફ પણ પૂજ્યતા તથા ભક્તિ દર્શાવવાની ભલામણ હોય છે. તેનુ કારણ એ છે કે–દર્શન પણ જ્ઞાનમાત્રા છે. અને તે આત્માનો ગુણ છે. માટે પૂજ્ય–પૂજકના ભેદોપચારથી પૂજ્ય પણ છે. અને અભેદોપચારથી પણ સ્વાત્મગુણરૂપે પૂજ્ય છે. એટલે **અપ્પડિહયવરનાણદંસણધરાણં** એ વિશેષણમાં દર્શનપદનો પૂજ્ય સ્થાનમાં પ્રયોગ યથાર્થ છે.

આ રીતે પ્રમાણાપ્રમાણ વ્યવસ્થા પણ મુખ્યપણે પ્રયોગાત્મક જ્ઞાનની અપેક્ષાએ છે.

કેટલીક વખત દર્શનપદનો અર્થ સમ્યગદર્શનપરક પણ હોય છે–
सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः १–१.

સમ્યગ્દર્શન શબ્દ જ્ઞાન શબ્દની પહેલો જોઈએ, છતાં **"નાણમ્મિ દંસણમ્મિ"–"નાણે દંસણે ચરિત્તાચરિત્તે–"**

જતો નથી. નિદ્રાપચક્ર વખતેય નિરાકારોપયોગ ઘણો સૂક્ષ્મ તો હોય જ છે. કેમકે એટલો પણ નિરાકારોપયોગ ન રહી શકતો હોય તો આત્મા જડજ બની જાય. પરંતુ જડ બનતો નથી. અતિસૂક્ષ્મ નિરાકારોપયોગ માત્ર ખુલ્લો રહે છે. ગમે તેવી ઘેનની દવા આપીને શરીરે વાઢકાપ કરવામાં આવે, તોપણ આત્મા અત્યલ્પ સ્થિતિમાં પણ જાગ્રત્ જ હોય છે. માટે ઉપયોગોના આવરણની વિવિધતાથી ઉપયોગની વિવિધતા, અને તે ઉપરથી દરેક જીવના જ્ઞાન અને દર્શન શક્તિની વિવિધતા સમજી શકીએ છીએ. પરંતુ એ બન્નેયના ૧૪ આવરણોય ક્ષયોપશમભાવે હોવાથી ગમે તેવા ગાઢ આવરણોમાં પણ અલ્પાધિક અંશે દરેક ક્ષણે ઉપયોગો પ્રવર્તતા હોય છે. તે સૂક્ષ્મ અનુભવથી સમજાશે એટલે આત્મામાં સકલ પદાર્થ જાણવાની શક્તિ હોય છે. પરંતુ કર્મો તેના ઉપર આવરણ કરે છે. જેમકે—અનાદિ નિગોદના જીવને પાણી શબ્દનું જ્ઞાન નથી. કેમકે—તે જ્ઞાન અવરાયું હોય છે. પરંતુ અનાદિકાળથી પાણી શબ્દથી અજ્ઞાત તે જીવને જ્યારે કોઈ પણ વખતે પહેલાં પાણી શબ્દના અને તેના અર્થના આવરણનો ક્ષયોપશમ થાય છે, પાછો એ જીવ નિગોદમાં જાય તો પણ તેના ઉપર ફરીથી આવરણો ફરી વળે છે. છતાં એક વાર જે જ્ઞાન થયું હોય છે, તેનો સંસ્કાર ક્ષયોપશમરૂપે આત્મામાં પડી ગયો હોય છે, તે જતો નથી. ફરી જ્યારે જીવ મનુષ્ય થાય, ત્યારે તેને પાણી વિગેરે જેટલા શબ્દના અને અર્થના જ્ઞાન ઉપરના આવરણોનો ક્ષયોપશમ જાગે, તેટલી તેની જ્ઞાનલબ્ધિ—શક્તિ જાગતી રહે, અને તેનો વપરાશ થાય, ત્યારે તે ભાગનો ઉપયોગ પ્રવર્તે. પાછું આવરણ આવી એ ઉપયોગ તદ્દન નિરાકાર જેવો પણ થતો જાય, અને છેવટે વધુ આવરણ આવવાથી એક વખત વસ્તુ ભૂલાઈ પણ જાય, છતાં ક્ષયોપશમમાં સંસ્કાર તો રહેજ છે.

મતિજ્ઞાનના ૩૪૦ ભેદ, શ્રુતજ્ઞાનના ૧૪ અને ૨૦ ભેદ, અવ-

ધિજ્ઞાનના ૬ ભેદ, મનઃપર્યાયના બે ભેદ, અને કેવળજ્ઞાનનો ૧ ભેદ, એ ૫૧ ભેદો પણ જ્ઞાનમાત્રના ઉપયોગની દૃષ્ટિથી જણાવ્યા હોય તેમ લાગે છે. પરંતુ જો તેમ ન હોત તો ૧ ચક્ષુર્દર્શન ૨ અચક્ષુર્દર્શન ૩ અવધિ દર્શન ૪ કેવળ દર્શન અને ત્રણ અજ્ઞાન એમ ૭ ભેદ ઉમેરાને ૫૮ ભેદ ગણાવ્યા હોત, પરંતુ ૫૮ ભેદ ન ગણાવતાં ૫૧ ગણાવ્યા, તેનું કારણ એમ સમજાય છે, કે—સાકાર અને નિરાકાર બન્નેય પ્રકારના ઉપયોગનો અને મિથ્યાત્વસહિત જ્ઞાનોપયોગનો સમાવેશ ૫૧ ભેદોમાંજ કરી લેવામા આવ્યો છે. કારણ કે—તે પ્રસંગે જ્ઞાન શબ્દનો અર્થ સાકારોપયોગ માત્ર ન લેતાં જ્ઞાનોપયોગ માત્ર લેવાની વિવક્ષા છે. કેમકે—સાકારોપયોગ અને નિરાકારોપયોગ એ બન્નેય વાસ્તવિક રીતે તો જ્ઞાન ગુણ જ છે.

આ ઉપરથી જ્ઞાન અને અજ્ઞાન શબ્દો ગ્રંથોમાં લખેલ હોય છે, ત્યા જ્ઞાન શબ્દે શું લેવુ ? અને અજ્ઞાન શબ્દે શુ લેવુ ? તેનો બહુ જ ગુંચવાડો થાય છે.

૧ જ્ઞાન માત્ર, ઓળખાણ સમજ, એવો અર્થ થાય છે.

૨ જ્ઞાન એટલે ઉંડુ જ્ઞાન એવો પણ અર્થ થાય છે.

૩ જ્ઞાન એટલે પાંડિત્ય.

૪ જ્ઞાન એટલે જ્ઞાનશક્તિ.

૫ જ્ઞાન એટલે સાકારોપયોગ.

૬ જ્ઞાન એટલે પ્રમાણ જ્ઞાન.

૭ જ્ઞાન એટલે અધિગમાત્મકજ્ઞાન.

૮ જ્ઞાન એટલે સમ્યક્ ચારિત્રોત્પાદક સમ્યગ્જ્ઞાન.

૯ જ્ઞાન એટલે સાડા નવ પૂર્વ ઉપરાતનું જ્ઞાન.

૧૦ જ્ઞાન એટલે નિશ્ચયસમ્યગ્જ્ઞાન

૧૧ જ્ઞાન એટલે અનુભવ જ્ઞાન.

૧૨ જ્ઞાન એટલે સંપૂર્ણ જ્ઞાન—કેવળજ્ઞાન.

૧૩ જ્ઞાન એટલે શૈલેશી અવસ્થાનું જ્ઞાન.

૧૪ જ્ઞાન એટલે સિદ્ધોનું જ્ઞાન.

એ જ પ્રમાણે અજ્ઞાન શબ્દના પણ ઉપર જણાવેલા જ્ઞાન શબ્દના અર્થથી વિપરીત અર્થ કરીને જુદા જુદા અર્થમાં વાપરી શકાય છે.

માટે જ્ઞાન–અજ્ઞાન શબ્દથી આજે ઘણાને ગુંચવણ ઉભી થાય છે, અને ઘણી વખત તેમાંથી મોટા વિવાદો પણ ઉભા થાય છે, થયા છે. **યુરોપીયનો ભારતવાસીઓને** અજ્ઞાની કહે છે. તેનું કારણ એ છે કે–તેઓ જે કેળવણી આપે છે, તે ન લીધેલી હોવાને અંગે અજ્ઞાન, એટલે બિનકેળવાયેલા કહે છે. માટે કેળવણી લેવાની જરૂર જણાવે છે, આપણે તેમને આધ્યાત્મિક જ્ઞાન વિનાની કેળવણીવાળા હોવાથી અજ્ઞાન કહીએ છીએ.

ત્યાજ્ય વસ્તુનું જ્ઞાન છતાં તે વસ્તુનો ત્યાગ ન કરવાથી અજ્ઞાની કહેવાય છે.

અમુક વસ્તુથી જે વ્યક્તિ અજાણ હોય, તેને અજ્ઞાન કહેવામાં આવે છે. અમુક વિષયનું પાંડિત્યપૂર્ણ જ્ઞાન ન હોય, તેને તેનું અજ્ઞાન કહેવામાં આવે છે.

જ્ઞાનના દુરુપયોગને અજ્ઞાન કહેવામાં આવે છે. માટે **જ્ઞાનાજ્ઞાન** શબ્દોની કોઇપણ ગ્રંથોમા કે કોઇપણ નિબંધો કે લેખોમાં થયેલી વપરાશ વખતે ખૂબ ખ્યાલ રાખીને અર્થ કરવો. **"જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં કરે કઠિન કર્મનો ક્ષય" "પઢમં નાણં તઓ દયા"** "अन्नाणी किं काही ?" **"અન્નાણ–સમ્મોહ-તમો-હરસ્સ" "જ્ઞાનસ્ય ફલં વિરતિઃ"** એવા વિવિધ અર્થમાં વપરાયેલા જ્ઞાન શબ્દના સેંકડો ઉદાહરણો છે. માટે કયે ઠેકાણે કઈ અપેક્ષાએ જ્ઞાન અથવા અજ્ઞાન શબ્દ વાપરવામાં આવેલ છે? તેની ખાત્રી કરીને તે પ્રમાણે અર્થ કરવો. નહીંતર ઘણો ગુંચવાડો ઉભો થાય છે. ગુંચવાડો થયા પછી, ચર્ચા અને ચર્ચામાંથી મર્ચા (વિખવાદ)

અને કર્યા (લડાઈ) ઉઠે છે. માટે જ **પ્રમાણશાસ્ત્ર** અને **નય-શાસ્ત્રના** ગુરુગમથી જ્ઞાનની આવશ્યકતા રહે છે.

આ પ્રકારે ૫૧ ભેદોમાં–માત્ર શુદ્ધ જ્ઞાનાત્મક ચૈતન્યશક્તિની પ્રધાનતાએ જ્ઞાન શબ્દ લઇને ભેદ પાડેલા જણાય છે. જેમા સમ-જાવવા માટે ઉપયોગની પ્રધાનતા છતાં સાકારોપયોગ નિરાકારોપયોગ જ્ઞાનલબ્ધિ વિગેરેની ભેદવિવક્ષા વિના સામાન્ય રીતે જ્ઞાન શબ્દનો શાસ્ત્રીય વ્યાપક અર્થ લઇને ભેદો પાડેલા છે. માટે ૫૧ ભેદોની વ્યવસ્થા બરાબર છે. પરંતુ તેની બીજાને સમજાવટ ઉપયોગ વિના અશક્ય છે. એટલે ઉપયોગની મુખ્યતાએ સમજાવેલ છે, એમ કહેવામાં હરકત નથી.

આ તત્ત્વ આપણને **તત્ત્વાર્થાધિગમસૂત્ર**ના ૯મા સૂત્રમાં મળે છે. "सम्यग्दर्शन–ज्ञान–चारित्राणि मोक्षमार्गः १–१" પછી "तत्त्वार्थ–श्रद्धानं सम्यग्दर्शनम् १–२" કહીને તેનુ વિવેચન પૂરું કરી સમ્યગ્જ્ઞાન પદની વ્યાખ્યા કરવાનો પ્રસંગ આવ્યો, છતાં मति–श्रुता–वधि–मनःपर्यय–केवलानि ज्ञानम् १–९" કહ્યું. પરંતુ "मति......नि सम्यग्ज्ञानम्" એમ ન કહ્યુ.

કોઇ કહેશે, કે–"પહેલા મૂળ સૂત્રમાં ખરી રીતે તો જ્ઞાન પદ જ છે.'

તેના જવાબમાં કહેવાનુ કે–ભલે જ્ઞાન પદ છે, પરંતુ સૂત્રકારને તો ત્રણેય રત્ન સાથે સમ્યગ્પદનો સંબંધ અભિમત છે, માટે **સમ્યગ્જ્ઞાન** કહેવુ જોઈએ. પરંતુ તેમ ન કહેતા માત્ર **જ્ઞાનમ્** શબ્દ કેમ મૂક્યો છે?

તેમાં ગ્રંથકારનો એ આશય જણાય છે કે–સમ્યગ્જ્ઞાનનું વિવે-ચન પણ જ્ઞાનના વિવેચનને આધિન છે. વ્યાપક સ્વરૂપ બતાવવુ, તે પણ **તત્ત્વાર્થાધિગમ શાસ્ત્રનો** વિષય છે. એ વ્યાપક સ્વરૂપ

બતાવ્યા પછી તેના લબ્ધિ· ઉપયોગઃ સમ્યગ્ઃ અસમ્યગ્ઃ પ્રમાણઃ અપ્રમાણઃ સાકારઃ નિરાકારઃ દર્શનઃ અજ્ઞાનઃ વિગેરે જેટલા પ્રકારો બતાવવા હશે, તેટલા બતાવી શકાશે, આજ દૃષ્ટિથી નિરાકારોપયોગ રૂપ દર્શનગુણનું પણ જ્ઞાન સાથે સાક્ષાત્ સૂત્ર રચીને વિવેચન કરવામાં આવ્યું નથી. માત્ર ઉપયોગમા, ભાવોના ભેદોમાં, કર્મના ભેદોમા, સિદ્ધના ગુણોમાં, તેનું વર્ણન તો આપ્યું છે. એટલે ૯ માથી માડીને ૩૩ મા સૂત્ર સુધીમાં **જ્ઞાન** સામાન્યનું જ વર્ણન છે. જેમાં તમામ પ્રકારની જ્ઞાનમાત્રાઓનો અને સ્વરૂપોનો સમાવેશ થતો હોય છે, માટે ૫૧ ભેદોમા સર્વ પ્રકારના સાકારઃ નિરાકારઃ ઉપયોગઃ પ્રમાણઃ અપ્રમાણઃ જ્ઞાન—અજ્ઞાનઃ સમ્યગ્જ્ઞાનઃ દર્શનઃ જ્ઞાનઃ સંજ્ઞાઃ ચૈતન્યશક્તિઃ વિગેરે સર્વનો સમાવેશ કરવામાં આવેલો છે,

જૈનશાસ્ત્રની પ્રતિપાદન શૈલી ઘણી વિવિધ છે. અનેક અપેક્ષાઓ ધ્યાનમાં રાખીને એકજ વસ્તુનું જુદી જુદી અનેક અને વિલક્ષણ રીતે પ્રતિપાદન કરેલું જોવામા આવે છે. નય, નિક્ષેપ વિગેરેના સંગીન જ્ઞાન વિના આ શૈલીએનો ખ્યાલ પણ આવી શકતો નથી.

**"બહુ ભાંતિ ફેલી જૈન શૈલી" દ્રવ્યગુણ પર્યાયનો રાસ ઢાલ–૬**

આટલી ભૂમિકા પછી ૫૧ ભેદોનું અને તેના પેટા ભેદોનું સંક્ષિપ્ત વર્ણન સૂચિત કરી ઉપસંહાર કરી જ્ઞાનમીમાસા પૂરી કરીશું.

કહેવાય છે કે—"સિંહ મરેલા માણસને મારતો નથી" પરંતુ ભૂખ્યો હોય, અને શીકાર ન મળ્યો હોય તો જીવતા માણસને અવશ્ય મારે છે. "પંજામા સપડાયેલ માણસ જીવે છે કે નહીં!' તે સુંઘીને તથા તેની હીલચાલ, શ્વાસ, અને નાડીના ધબકારા વિગેરે સાંભળીને, નક્કી કરી શકે છે. જો તેને જરા પણ શંકા પડે, તો

તુર્ત જ પંજો ઉંચકે છે. ચાલાક માણસ આવે વખતે જીવવા માટે શરીરની સર્વ ક્રિયાઓ રોકી લે છે. જો કે તદ્દન સૂક્ષ્મ ક્રિયા તો રોકી શકાતી જ નથી નાડીના અને હૃદયના ધબકારા તદ્દન બંધ કરી શકાતા નથી. શ્વાસ તદ્દન બંધ કરી શકાતો નથી. તે ચાલુ હોય છે. છતાં સિંહ જાણી ન શકે, તેવી સ્થિતિમા ચાલુ રાખી શકાય છે. એવી સ્થિતિમાં રાખે તો જ બચાવ થાય તેમ હોય છે.

હૃદયના ધબકારા સૂક્ષ્મ થતા હોય છે, તેની ધ્રુજારીઓની સૂક્ષ્મ અસર વાતાવરણમાં પણ અથડાતી હોય છે. અને સિંહને કાને પણ એ અવાજના બારીક તરંગો અથડાતા હોય છે. પરંતુ બરાબર સાંભળી શકે તેવા ન હોવાથી તે સંભળાયા ન હોવાથી સિંહ તે માણસને મરેલો જાણીને ચાલ્યો જાય છે.

એટલે જ્યારે સિંહને કાને અવાજના ધબકારા અથડાતા હોય છે. ત્યારે તેના શરીરમાં રહેલો આત્મા તે ધબકારાને જાણ્યા વિના રહેતો નથી. જેમકે–જેમ બારી ઉઘડતાની સાથે જ કાચના અરીસામાં બારીકમાં બારીક અને મોટામાં મોટી જે કોઈ વસ્તુ સામે હોય તેનું પ્રતિબિંબ પડયા વિના રહેતું નથી. બારીકમા બારીક રજકણોના પણ પ્રતિબિંબ પડે છે. જો કે તે આપણે જોઈ શકતા નથી. તેજ પ્રમાણે ખુલ્લી અને નિરોગી ઈંદ્રિયો મારફત પોતાના વિષયનું પ્રતિબિંબ આત્મામાં પડતાં જ જ્ઞાન ઉપર પણ તેની અસર થયા વિના રહેતી નથી. અને ઉપયોગ જાગવા માંડે છે. પરંતુ કેટલીક એટલી બધી બારીક અસર હોય છે, કે આપણા ધ્યાનમાં આવતી નથી. એટલે કે વિષય પકડતાં જ જ્ઞાનોપયોગ તો જાગવા માંડે જ છે. એ રીતે ઉપયોગમાં વિષય પકડાય, એટલે વિષય પકડનાર ઉપયોગ, તે જ અવગ્રહ. અવગ્રહ બે પ્રકારનો હોય છે.

## વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ.

સિંહને જ્યાં સુધી ધબકારાનો વ્યંજનાવગ્રહ થાય છે, ત્યાં

સુધી તે માણસને મૃત માને છે, ને તુરત ચાલ્યો જાય છે. પરંતુ જો ધબકારાના અવાજનો અર્થાવગ્રહ થઇ જાય, તો ચાલ્યો જાય નહીં. કેમકે તેથી તેને તે માણસ જીવતો હોવાની ખાત્રી થવા માડે છે.

તેવી જ રીતે આપણે કોઈ પણ સભામાં સુંદર સંગીત સાંભળતા હોઇએ અને તે સાંભળવામાં તલ્લીન હોઇએ, તેવામાં દૂરથી કોઇ માળી ફૂલની છાબડી લઇને જતો હોય, ફૂલની સુગંધના અણુઓ આપણા નાકની અંદરની ઇંદ્રિયને અડકે પણ ખરા પરંતુ આપણને ખ્યાલ ન રહે કે સુગધ આવે છે, તે વખતે વ્યંજનરૂપ સુગંધિ અણુઓનું જ્ઞાન આપણને થતું હોય છે. આપણી જ્ઞાનશક્તિ તે પકડે છે. પરંતુ તે માળી એમને એમ દૂરથી વધુ દૂર ચાલ્યો જાય, તો પછી આપણને સુગધિની ખબર પડતી નથી, કેમકે તેનો વ્યજનાવગ્રહ થઇને અટકી જાય છે. પરંતુ તે માળી નજીક આવતો જાય. આપણી પાસે આવે અને આપણને ફૂલની માળા હાથમાં આપવા માટે પોતાના હાથમાં પકડીને ઉભો રહે, આપણું ધ્યાન સગીત સાંભળવામાં હોય, છતાં મ્હેકતી સુગંધનું જ્ઞાન થતાં જ આપણે તેની સામે જોઈ માળા હાથમાં લઇએ છીએ કેમકે—આપણને સુગંધનું જ્ઞાન થઈ શકે તેટલા જત્થામાં તેના સ્કંધો આપણા નાકને અડી ચૂકયા હોય છે. એટલા જત્થામા નાકની ઇંદ્રિય ઉપર એકઠા થયેલા સુગધના સ્કંધોનું નામ **અર્થ** ગણાય છે, **અર્થ** શબ્દનો અર્થ અહીં ઇંદ્રિયોને—અમુક જત્થામાં—વિષય—પદાર્થ સમજવાનો છે. ઇંદ્રિયો જાણી શકે તેવા જત્થામાં વિષય ઇંદ્રિયને સ્પર્શ કરે તોજ ઇંદ્રિય પોતાનો વિષય જાણી શકે છે. માટે જાણી શકે તેવી સ્થિતિમાં ઇન્દ્રિયની મર્યાદામાં આવેલા વિષયને **અર્થ** કહેવામાં આવે છે.

તે પહેલાની ઓછી સ્થિતિ વખતે તેજ અર્થનું નામ વ્યગ-જન

કહેવાય છે. જ્યાં સુધી સુગંધના સ્કંધોને આપણી નાસિકા–ઇન્દ્રિય બરોબર ન જાણી શકે, છતાં ગંધના સ્કંધો નાકને સ્પર્શતા હતા, ત્યાં સુધી તે વ્યગ્-જન સ્વરૂપમાં હતા

આ જગતમાં શબ્દ, રસ, ગંધ અને જુદા જુદા સ્પર્શને લાયક સ્કંધો ચારેય તરફ ફેલાતા હોય છે જો તેમ ન હોય, તો ચારેય તરફના માણસો એક ઠેકાણે વચ્ચે ગવાતુ ગાયન સાંભળી શકે નહી. સભા વચ્ચેના ફૂલની સુગંધ લઈ શકે નહીં. વચ્ચે પડેલી ખાટી કેરીની ખટાશની ફેલાતી અસરથી દરેકના મોમાથી પાણી છૂટે નહીં, તેમજ વચ્ચે રહેલા અગ્નિનો તાપ સૌને લાગે નહી, શિયાળામાં તળાવ પાસેથી નીકળતા દરેકને વધારે ઠંડી લાગે નહીં.

સારાંશ કે—આ ચારેય ઇદ્રિયોના વિષયના સ્કન્ધો ચારેય તરફ ફેલાતા હોય છે.

સામેથી આંખની કીકીમાં જેનુ પ્રતિબિમ્બ પડે છે, તેને આંખ જાણી શકે છે. જેનું પ્રતિબિમ્બ ન પડે, તે વિષે આખ જાણી શકે નહીં. વસ્તુ કાચની આડે હોય કે પાણીમાં હોય, પરંતુ તે પદાર્થનું પ્રતિબિમ્બ જો આખમાં પડે તો તે આંખ જાણી શકે છે. વસ્તુ સામેજ હોય. પરંતુ તે અંધારામા પડી હોય, કે કોઈ વસ્તુની આડે હોય તો, એટલે આખમા તેનું પ્રતિબિમ્બ ન પડતુ હોય તો, તે વસ્તુને આખ જોઇ શકતી નથી તેમજ પ્રતિબિમ્બ બરાબર પડી શકે તેવી આંખ ન હોય—આખમાં ખામી હોય, ખરાબ થઇ હોય, તો પણ વસ્તુને આખ જાણી શકતી નથી. આંખને સોયની અણી અડકાડો તો તે અણીનો ભાગ આખ દેખી શકતી નથી. કદાચ દૂરનો છેડો દેખી શકે છે. પરંતુ સ્પર્શ કરે છે, તે ભાગ તો આખ જોઇ શકતી જ નથી.

માટે, આંખ દૂરથી જ પોતાના વિષયને પોતામા પડેલા તે

વસ્તુના પ્રતિબિમ્બ મારફત તે વસ્તુને જાણે છે. પરંતુ વસ્તુ કે તેના સ્કન્ધો આંખને અડકતા નથી. કદાચ કોઈ ચીજ ના અડકતી હોય, તો આખ તેને જાણી શકતી નથી. આ નિયમ સમજવો.

તે જ પ્રમાણે, હૃદયના ધબકારાની અસર સિંહના કાનદ્વારા તેના આત્મા સુધી પહોંચવા છતા, અને તેજ વખતે જ્ઞાન પ્રવર્ત્યું—વ્યંજનાવગ્રહોપયોગ થયો હોવા છતાં. "તે કઇ જાતનું જ્ઞાન છે?" તે સિંહ જાણી શકતો નથી. અને માણસને મરેલો માનીને તે ચાલ્યો જાય છે.

જ્ઞાન એટલુ બધું ચંચળ છે, કે–એક અણુ પણ તેની સામે આવે, તો તે જાણવા પ્રયત્ન કર્યા વિના રહેતું જ નથી. તો પછી હૃદયના કેટલાયે બધા ધબકારાના, તથા ભાષાવર્ગણાના અનંત સ્કન્ધો આવવા છતાં, કાન સાથે સ્પર્શવા છતાં, કેમ ન જાણી શકે? જાણી તો શકે છે. પરતુ બહુ જ અલ્પ જાણી શકે છે; તેથી તે જ્ઞાન વ્યવહાર્ય થઇ શકતું નથી.

હવે, જો સિંહને કાને જાણી શકાય તેવો અવાજ અથડાય, તો તે પંજો ઉચક્યા વિના રહે જ નહી. કેમકે–"માણસ જીવતો છે.' એવી તેને ખાત્રી થાય, તો "પંજો ઉચકવાનું કામ કરવાનુ છે" એટલે ઉચકવાના કામમાં પ્રેરક થાય તેટલો જરાક અવાજ સંભળાય કે તુરત પંજો ઉચકે છે, બસ એવો અવાજ તે શબ્દરૂપ અર્થ થયો ગણાય છે. પરંતુ પંજો ઉચક્યા વિના સિંહને ચાલ્યા જવાની પ્રેરણા થાય છે, ત્યા સુધીના અવાજો વ્યંજનરૂપ શબ્દ વિષય કહેવાય છે.

૧ વસ્તુ હોવા છતાં બરાબર ધ્યાનમાં ન આવે, તેવી સ્થિતિનું જ્ઞાન અને તે વસ્તુ ધ્યાનમાં આવે તેવી સ્થિતિનું જ્ઞાન. આવી બે સ્થિતિઓ ઘણી વાર આપણને દરેકને થાય છે.

વસ્તુની—વિષયની પ્રથમ સ્થિતિનું નામ વ્યંજન, અને પછીનુ
સ્થિતિનું નામ અર્થ કહીશું. અર્થ એટલે પોતપોતાની ઇંદ્રિયો સમજી
શકે. તેવી સ્થિતિમાં ઇંદ્રિયો સાથે સબંધ પામેલી વસ્તુ, અને અપૂર્ણ
હાલતમાં ઇંદ્રિયો સાથે સબંધ પામેલી વસ્તુ વ્યગ્જન કહીશું. અર્થ
અને વ્યગ્જનરૂપ પદાર્થોનો સબંધ જયારે ઇંદ્રિયો મારફત આત્મા
સાથે થાય છે કે, તુર્ત આત્માનો જ્ઞાનગુણ જાગ્રત્ થઈને તેને
પહેલવહેલો જાણવાનો પ્રયાસ શરૂ કરે છે. એટલે એ બે જ્ઞાન વસ્તુને
પહેલ-વહેલા પકડનારાં હોવાથી તેનુ નામ **અવગ્રહ** કહેવાય.

બાહ્ય ઇન્દ્રિયો સાથે અંદરની ઇન્દ્રિયો જોડાયેલી હોય છે. અને
અંદરની ઇન્દ્રિયો સાથે આત્મા જોડાયેલ હોય છે. બાહ્ય ઇન્દ્રિયોએ
પકડેલા વ્યંજન કે અર્થની અસર આત્મા ઉપર બાહ્ય અને
અંદરની ઇન્દ્રિયો મારફત થતાં જ જ્ઞાનનો ઉપયોગ શરૂ થઈ જાય
છે. એ જ્ઞાનોપયોગનું જ નામ અવગ્રહ કહેવાય છે. એ અવગ્રહરૂપ
ઉપયોગ વિસ્તરવા માંડે, તે—ઇહા. અને ઇહા વિસ્તરવા માંડે એટલે
જે ઇન્દ્રિય જે વિષયને અવગ્રહ્યો હોય, તે "કઇ ઇન્દ્રિયનો છે ?"
એ નક્કી થઇ જાય કે "શબ્દ, ગંધ, રસ, સ્પર્શ, કે વર્ણ એટલે
શ્રોત્ર, ઘ્રાણ, રસના, સ્પર્શન, કે ચક્ષુઃનો વિષય છે, બીજાનો નથી"
એવી જાતના ઉપયોગસ્વરૂપ એક નિર્ણયાત્મક ઉપયોગ થાય, તે
**અપાય.** અપાય એ સાકારોપયોગ છે. અને ઇહા સુધી નિરાકારોપયોગ
છે. માટે અપેક્ષાએ તેટલો અંશ **દર્શનોપયોગ** પણ કહેવાય છે.

અપાય ઉપયોગ પછી આત્મા વિષયને એ જ સ્વરૂપમાં જાણીને
ટકી રહે, તે ધારણા ગણાય છે. પરંતુ આ ધારણાનુ નામ અવિચ્યુતિ
ધારણા કહેવાય છે. એટલે અપાયોપયોગના વિષય તરીકે જે વસ્તુનું
પ્રતિબિમ્બ જ્ઞાનમા પડેલુ છે. તે લગભગ એવુ ને એવુ —ચ્યુત
થયા વિના—થોડો વખત ટકી રહે છે. પછી તે વસ્તુ કંઈક વધારે
સહેજ સહેજ ભૂલાવા માંડે છે. અને વખત જતાં ઘણું ઘણું ભૂલાઇ

જાય છે. વળી ફરીથી તે વસ્તુ જોવામાં આવે તો પછી તે યાદ આવે છે, એટલે કે સ્મરણ થાય છે. પરંતુ જેની અવિચ્યુતિ ધારણા થયા પછી જે વસ્તુનું જ્ઞાન થયું હોય છે, તે જ્ઞાન જો સર્વથા નાશ પામતુ હોય, તો તે વસ્તુ ફરીથી જોયા વિના તેનું સ્મરણ ન થાય. પરંતુ સ્મરણ થાય છે, માટે તે અવિચ્યુતોપયોગ પૂરો થયા પછી પણ ક્ષયોપશમરૂપે સંસ્કાર ટકી રહે છે. તેને **વાસના ધારણા** કહેવામાં આવે છે. અને વાસનાના બળથી સ્મરણ થાય છે, અને તે પણ કેટલોક વખત ટકી રહે છે, તે **સ્મરણ ધારણા** કહેવાય છે અર્થાત્ ધારણાના ત્રણ પ્રકાર છે. **અવિચ્યુતિઃ વાસનાઃ** અને **સ્મૃતિઃ**

મન અને આંખ શિવાયથી બહારની અને અંદરની ઇંદ્રિયોની મદદ વિના આત્મા વ્યંજનાવગ્રહ કરી શકતો નથી. માટે ઇંદ્રિયો તેનું સાધન છે. તેથી ઇંદ્રિયો પણ વ્યગ્-જન કહેવાય છે. એટલે કે त्रि+अग-ज्ञ+अन करणમાં વિગ્રહ કરવાથી—"જે વડે વસ્તુ પ્રગટ કરી શકાય, જાણી શકાય, તે વ્યંજન, એટલે કે ઇન્દ્રિયો. અને કર્મમાં વિગ્રહ કરવાથી વ્યગ્-જન એટલે અપૂર્ણ અર્થરૂપ વસ્તુ, જેનું સ્વરૂપ ઉપર સમજાવેલું છે, તે એટલે કે જે પ્રગટ કરાય, જેનું જ્ઞાન કરાય, તે વ્યગ્-જન. અને અવગ્રહ એટલે કે પ્રથમ વિષયને પકડનારા જ્ઞાનોપયોગ એટલે શબ્દોનો સામટો અર્થ એ થયો કે—વ્યંજન વડે—એટલે ઇંદ્રિયો વડે, વ્યગ્-જનનો એટલે વિષયનો—અવગ્રહ, એવો શબ્દ થયો. સંસ્કૃત ભાષાના સમાસના નિયમ પ્રમાણે એક જાતના બે શબ્દો એકઠા થાય, તો અર્થ કાયમ રહે છે. પરંતુ તેમાનો એક શબ્દ ઉડી જાય છે એટલે વ્યંજનાવગ્રહ શબ્દ રહે છે, વ્યંજનવડે વ્યંજનનો અવગ્રહ=વ્યંજન વ્યંજનાવગ્રહ=વ્યંજનાવગ્રહ.

વ્યંજનાવગ્રહાદિક અજાણી કે થોડા પરિચયવાળી વસ્તુના ધીરે ધીરે થાય છે. પરંતુ જાણીતી વસ્તુના એકદમ થાય છે. છતાં

ધીરે ધીરે થવામાં પણ વધુમા વધુ વ્યંજનાવગ્રહ થતા ૨ થી ૯ શ્વાસોચ્છ્વાસ, અર્થાવગ્રહ થતાં તો વધુમા વધુ અને ઓચ્છામાં ઓચ્છો એક સમય, તથા બાકીનાઓને અંતર્મુહૂર્ત વખત લાગે છે. માત્ર વાસના સંખ્યાતા અસખ્યાતા ભવો સુધી ટકે છે. તેની સ્મૃતિ સંખ્યાતા અસખ્યાતા ભવોની થઈ ને **જાણી સ્મરણ જ્ઞાન** થાય છે. સ્મૃતિ પણ કેટલાક વખત સુધી ટકી શકે છે.

અવિચ્યુતિ ધારણા થયા પછી જેનું શ્રુતજ્ઞાન કરવું હોય, તેની અવિચ્યુતિ ધારણા, પછી મન સાથે જોડાય છે. અને શ્રુતજ્ઞાન થાય છે. શિક્ષક જ્યારે વિદ્યાર્થીઓને શ્રુતલેખન લખાવે છે, ત્યારે પહેલો શબ્દ જે બોલે છે, તેના વ્યંજનાવગ્રહાદિક થતાં જ શ્રુતજ્ઞાન થાય છે, કે તુરત વિદ્યાર્થી સ્લેટ ઉપર "**મહાવીર** મહાપુરુષ હતા" એ વાક્ય લખવા જતાં પહેલો **મહાવીર** શબ્દ એકદમ લખે છે. આમાં વ્યંજનાવગ્રહ, અર્થાવગ્રહ, ઈહા, અપાય, અવિચ્યુતિ ધારણા એકદમ શ્રોત્ર ઇન્દ્રિય–દ્વારા આત્મામાં થતાં જ આત્મા સાથે જોડાયેલું મન–શબ્દ સાભળવાથી ઉત્પન્ન થયેલા અવિચ્યુતિ ધારણા રૂપ ઉપયોગની સાથે જોડાઇ જાય છે. અને કઇ ઇન્દ્રિયનો વિષય છે? "શ્રોત્રઇન્દ્રિયનો વિષય છે." પછી "કયો શબ્દ છે?" આ વિચારતાંની સાથે જ "મહાવીર શબ્દ છે" એમ નક્કી કરી લે છે. પરંતુ ફરીથી મને "શિક્ષકે લખવાની સૂચના કરી છેઃ" તેના વ્યંજનાવગ્રહાદિક થયા હોય છે. "તે પણ લખવુ પડશે" એવુ મન દ્વારા શ્રુતજ્ઞાન થએલું હોય છે. તેની સાથે "આ મહાવીર શબ્દ સંભળાયો છે, અને તે લખવો પડશે" એવુ જોડાણ થતા જ મન મગજ મારફત હાથના જ્ઞાનતંતુઓને સમાચાર પહોચાડે છે કે–તુરત "**મહાવીર**" શબ્દ લખવાની રીત પ્રથમ આત્મા સમજેલો છે, તે રીતનુ સ્મરણ થતા જ તે રીત પ્રમાણે લિપિની પદ્ધતિ અનુસાર પાટી ઉપર "**મહાવીર**" શબ્દ લખે છે. અને

"તે ખરો છે?" એમ આંખથી જોતાંની સાથે જ મન નક્કી કરી લે છે. આટલા ટુંકા વખતમાં મન, ઇંદ્રિયો, જ્ઞાનતંતુઓ, બહારની અને અંદરની ઇન્દ્રિયો, વ્યંજનાવગ્રહ, અર્થાવગ્રહ, ઈહા, અપાય, ધારણા, વાસના, સ્મૃતિ, વિગેરે કંઈક પ્રકારના જ્ઞાન પ્રવર્તવાથી મહાવીર શબ્દ પાટી ઉપર લખી શકાય છે. પરંતુ તેમાં મન કેટલી વાર જોડાય છે? કઈ કઈ ઇન્દ્રિયોના અવગ્રહાદિક પ્રવર્તે છે? નાના મોટા કયા જ્ઞાનો થાય છે? પરસ્પર કેવી રીતે જોડાય છે? કેટલી જાતના સ્મરણો થાય છે? એ વિગેરે એટલા બધા અને સૂક્ષ્મ પ્રવર્તે છે, કે આપણે તેનું પૃથક્કરણ કરી શકતા નથી. એટલે જ્ઞાનના પ્રવર્તનો કેટલા બધા સૂક્ષ્મ છે? અને તેમાં મદદ કરનારા બાહ્ય અને અંદરની ઈન્દ્રિયો, જ્ઞાનતંતુઓ, મન વિગેરેની ક્રિયાઓ કેટલી સૂક્ષ્મ છે? તેમજ તે દરેકના જોડાણો કેવી રીતે થાય છે? તથા દરેક પોતપોતાનું કામ સરળતાથી ઝપાટાબંધ અને ગુંચવાડા વિના કેવી રીતે કરી શકતા હશે? આપણે તે જાણી શકતા નથી. એ બધી યાંત્રિક ગોઠવણો કેવી વિચિત્ર હશે? વક્તા વ્યાખ્યાન સડસડાટ સંભળાવ્યે જાય, શ્રોતાઓ સાંભળ્યે જાય, અને તેનાથી થતી વિવિધ લાગણીઓ અનુભવ્યે જાય, ક્ષણવાર હસે, રૂવે, ક્રોધમાં આવે, આશ્ચર્ય પામે. કંટાળે, રસમાં તલ્લીન થાય, આ બધી હીલચાલ વખતે અંદર કેવા કેવા આંદોલનો ચાલતા હશે? તે જ્ઞાની શિવાય કોઈ પણ કહી શકે નહીં. આ બધો સૂક્ષ્મ વિચાર વ્યવસ્થિત રીતે અને તે પણ યોગ્ય પારિભાષિક શબ્દો સાથે જૈન શાસ્ત્રોમાં કરવામાં આવેલો છે, તેવો આજ સુધી બીજા કોઈએ કરેલો નથી. એટલે મતિજ્ઞાન થવા છતાં શ્રુતજ્ઞાન ન થાય તો પછીનો વ્યવહાર આત્મા કરી શકે જ નહીં.

આમાં એટલું વિશેષ સમજવાનું છે કે—બધા શ્રોતા સરખી રીતે સાંભળી કે સમજી શકતા નથી. જેની જેવી શક્તિ, તે પ્રમાણે તે સમજી શકે છે. એટલે શ્રોતાઓને પણ **બહુઃ અબહુઃ** વિગેરે

વિગેરે પ્રકારે જ્ઞાન કરવાની શક્તિ હોય છે. તે તે પ્રકારે તેઓ જ્ઞાન કરી શકે છે. દરેકનું સામર્થ્ય સરખું નથી હોતું તેથી બહુ વિગેરે ભેદોની અપેક્ષાએ દરેક વ્યંજનાવગ્રહાદિકના ૧૨ ભેદ કરતા મતિ-જ્ઞાનના ૩૩૬ ભેદો થાય છે. જે વસ્તુ આપણે પહેલેથી ઓળખતા હોઈએ, એટલે કે અમુક શબ્દનો અમુક અર્થ થાય છે, અને અમુક પદાર્થને માટે અમુક શબ્દ છે, એ જાતનું બાળક અવસ્થાથી મોટી ઉમર સુધી જ્ઞાન થયુ હોય છે. તે ઉપરથી જ્યારે જ્યારે તે શબ્દ સાંભળવામાં આવે, અને તેનું જ્ઞાન થાય, અથવા તે વસ્તુ જોવામાં-આવે અને તેના શબ્દનું જ્ઞાન થાય, તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહે-વાય નાનું બાળક સૌથી પહેલું પોતાની માને ઓળખે છે, અને તેને માટે જ્યારથી "મા" શબ્દ બોલે છે. સૌથી પહેલુ જ્યારે તે માને ઓળખવા શીખ્યું, ત્યારપછી જેટલી વાર જુવે, તેટલીવાર મા શબ્દનો શબ્દ પ્રયોગ કરે, દરેક તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહેવાય. એટલે વ્યંજનાવગ્રહાદિક ૩૩૬ ભેદ શ્રુતનિશ્રિત મતિજ્ઞાનનાં ગણાય.

શબ્દ અને પદાર્થના "અનાદિકાળના લોકસિદ્ધ સંકેતોના પ્રથમ થયેલા શ્રુતજ્ઞાનની મદદથી પછીના જે મતિજ્ઞાન પ્રવર્તે, તે શ્રુત-નિશ્રિત મતિજ્ઞાન અને જેનું એવી રીતે પહેલાં શ્રુતજ્ઞાન ન થયું હોય, અને મતિજ્ઞાન પ્રવર્તે તે અશ્રુતનિશ્રિત મતિજ્ઞાન. આવુ જ્ઞાન તીવ્ર અનુમાન શક્તિ અને કુદરતી તીવ્ર બુદ્ધિથી થાય છે. કેટલાય માણસો થોડામાં ઘણું સમજી જાય છે, અથવા વસ્તુ સમજવાને કાંઈ પણ સાધન ન હોવા છતાં મન પોતાની કલ્પના અને તર્ક બુદ્ધિથી આશ્ચર્યકારક વસ્તુ અને હકીકત ઉભી કરે છે (તેમાં પ્રથમ કોઈ પાસેથી તેને જાણવાની સગવડ નથી મળી હોતી.) આવા મતિ-જ્ઞાનના ચાર પ્રકાર છે **ઔત્પાતિકી, વૈનયિકી, પારિણામિકી** અને **કર્મજા** બુદ્ધિ. આમા પણ વ્યંજનાવગ્રહાદિક પ્રવર્તે છે, પણ તેને ગણતરીમાં લીધા નથી. આ ચાર બુદ્ધિના **નંદી** સુત્રમા ઘણા

દાખલાઓ અને કથાઓ આપી છે. પરંતુ વિસ્તાર બહુ થાય, તેથી અહીં આપેલ નથી. મતિજ્ઞાન ઉપર ગતિ વિગેરે વીશ માર્ગણાઓ ઘટાવીને તેનો ઘણો જ વિસ્તાર સમજવા જેવો, વિશેષાવશ્યકાદિક બીજા ગ્રંથોમાં છે,

આત્માના અસંખ્ય પ્રદેશો હોય છે, પ્રદેશે પ્રદેશે અનંત અનત જ્ઞાનાંશો હોય છે. તેનું આવરણ–અનંત અનંત પરમાણુઓના સ્કંધોની બનેલી અનંત અનત કાર્મણ વર્ગણાના બનેલા કર્મોએ કરેલું હોય છે. એટલા બધા કર્મ અણુઓ ન હોય તો જ્ઞાનનું આવરણ થઈ શકે નહી. સ્હેજ કર્મનું આવરણ ખસે કે આત્મ-પ્રદેશનો જ્ઞાનાંશ ખુલ્લો થઈ જાય જ. અને વિષય સામે આવે કે ઉપયોગ પ્રવર્ત્યા વિના ન રહે. ઉપયોગ પણ આ રીતે અનંત પ્રકારના પ્રવર્તી શકે છે. કાચ જેવી લીસી ચીજને સામાન્ય ચીકાસ ચોંટતી નથી. પરંતુ બહુ જ બારીક અણુઓની બનેલી ગાઢ ચીકાસ જ તેને ચોટે છે. કાચ ઉપર રજ પણ બહુજ બારીક હોય, તે જ ટકી શકે છે. તે પ્રમાણે આત્માના સૂક્ષ્મ પ્રદેશો અને તેમાની શક્તિ-ઓનું આવરણ કરવાને ઘણા પરમાણુઓના સમૂહરૂપ સૂક્ષ્મ વર્ગણા-ઓના બનેલા કર્મો જ અસરકારક આવરણ કરી શકે છે આવરણ કરવા માટે આટલા બધા કર્મપરમાણુઓને રોકાવું પડે છે, તે ઉપરથી આત્માની શક્તિનું પણ અગાધ માપ ધ્યાનમાં આવી શકે છે. એક એક પ્રદેશમા અનત જ્ઞાન–દર્શન–ચારિત્ર–વીર્ય વિગેરેના અનત અનંત અંશો હોય છે. એક એક અંશ માટે એક એક પરમાણુ અને અનત અંશોના સમૂહ માટે એક એક વર્ગણા, એવી રીતે આખા પ્રદેશના સમગ્ર ગુણોમાંના ઘણા ખરા ગુણોના આવરણ માટે અનંત અનત કાર્મણ વર્ગણાની જરૂર પડે છે, તે સ્વાભાવિક છે.

## ૨ શ્રુતજ્ઞાન

કોઈ પણ અજાણ્યો શબ્દ સાંભળવામાં આવે છે, ત્યારે આપણે

તેનો અર્થ સમજી શકતા નથી, અથવા કોઈ અજાણી ચીજ જોવામાં સુંઘવામાં, સ્પર્શવામાં કે ચાખવામા આવે, ત્યારે આપણે તેનું નામ નથી જાણતા હોતા. દાખલા તરીકે–કોઈ બીજા દેશનો માણસ આપણી પાસે પોતાની ભાષાનો કોઇપણ શબ્દ બોલે, આપણે તે શબ્દ સાંભળીએ, ત્યાં સુધી મતિજ્ઞાન થાય છે. પરન્તુ આપણે તે શબ્દનો અર્થ સમજતા ન હોવાથી તેના અર્થનો–વસ્તુનો ખ્યાલ કરી શકતા નથી. અર્થાત્ આપણને તેનું શ્રુતજ્ઞાન થતુ નથી. તેવી જ રીતે કોઈ જોવા લાયક સ્થળમાં કે કોઈ વેપારીની દુકાને કોઈ અજાણી ચીજ આપણે જોઈએ ત્યારે, એ ચીજને જોઈએ એટલે આપણને તેનું આંખથી મતિજ્ઞાન થાય છે. પરંતુ તેનુ નામ ન જાણતા હોવાથી આપણને તેનુ શ્રુતજ્ઞાન થઇ શકતું નથી, પરંતુ આપણી જાણીતી ચીજનું આપણને મતિજ્ઞાન થતાંની સાથે જ શ્રુતજ્ઞાન થાય છે. જેમકે–ગાય જોતાંની સાથે–"ગાય આવી" એમ એ પિંડને માટે ગાય શબ્દ તરત જ જોડીને બોલી ઉઠીએ છીએ તથા કોઇ કહે કે– "ગાય લાવો," કે તરત બીજી કોઇ ચીજને ન અડકતા આપણે ગાયને જ હાજર કરીએ છીએ. કેમકે– ગાય જોવા ઉપરથી આપણને તેનુ નામ "ગાય" યાદ આવે છે, અને ગાય નામ સાંભળવા ઉપરથી આપણે ગાયને જ પકડી લાવીએ છીએ.

આ પ્રમાણે, વસ્તુને જોયા વિના, શબ્દ ઉપરથી વસ્તુ સમજી લઇએ છીએ, તેવી જ રીતે, કોઈ પણ માણસ નામ બોલ્યો ન હોય, છતાં વસ્તુને જોઇને આપણને તેના નામનો ખ્યાલ આવે છે. તે બન્નેય શ્રુતજ્ઞાન ગણાય છે. અર્થાત્ શબ્દ એટલે વાચક, તે ઉપરથી વસ્તુ વાચકવાચ્ય, તેનુ આપોઆપ ભાન થાય, અથવા વાચ્ય એટલે વસ્તુ, તે જોઈને તેનુ નામ–વાચક પદ યાદ આવે છે, તે બન્નેય શ્રુતજ્ઞાન કહેવાય છે, હવે બરાબર સમજાયું હશે કે–**મતિજ્ઞાન થયા પછી વાચ્ય અને વાચક સંબંધપૂર્વક જે જ્ઞાન થાય, તે શ્રુતજ્ઞાન કહેવાય છે.**

જગતમાં અનંત પદાર્થો છે, પરંતુ તે દરેકના શબ્દો હોતા નથી. અભિલાપ્ય=એટલે શબ્દોવાળા પદાર્થો. અને શબ્દો વગરના પદાર્થો જેને માટે જગતમાં કોઈ શબ્દ જ નથી હોતા, તે અનભિલાપ્ય પદાર્થો કહેવાય છે. અર્થાત્ સર્વ પદાર્થોનો અનંતમો ભાગ જ અભિલાપ્ય=શબ્દોથી બોલી શકાય તેવો છે એટલે મતિ-જ્ઞાન થવા છતાં જેના શબ્દો હોય, કે આપણે જાણતા હોઈએ, તેનુ જ શ્રુતજ્ઞાન થઈ શકે છે. વળી, અભિલાપ્યનો પણ અનંતમો ભાગ જ દ્વાદશાગીમા ગુથેલો છે. અર્થાત્ જેટલાનુ મતિજ્ઞાન થાય, તે સર્વ વસ્તુઓનું શ્રુતજ્ઞાન થાય છે માટે, સર્વ વસ્તુઓનું શ્રુતજ્ઞાન થાય જ, એમ નથી. એટલે શ્રુતજ્ઞાન મતિજ્ઞાન થયા પછી જ થાય છે. મતિજ્ઞાન જેનું થાય, તેનું જ શ્રુતજ્ઞાન થાય છે. આ પ્રમાણે દરેક પ્રાણીમાત્ર પોતપોતાના જીવનવ્યવહારની જરૂરી ચીજો ઓળખી લે છે, એટલે તેમને મતિ પછી શ્રુત થાય છે. જેમકે—કીડી સામે ગોળ મુકી રાખીએ ત્યારે ગોળના રસના કે ગધના અણુઓ એ કીડીના મોમાં કે નાકમા પેસતાં જ તેનું મતિજ્ઞાન તેને થઈ જાય છે. પરતુ તે ગોળનું નામ જાણતી નથી. છતાં તે મારે ખાવા લાયક ચીજ છે. એવો ઓઘ—સામાન્ય નિર્ણય કરીને તેના તરફ દોડી આવે છે. "મારે ખાવા લાયક ચીજ છે.' એવું જે ભાન તેને થાય છે, તે શ્રુતજ્ઞાન છે. તે જ પ્રમાણે કીડી ચાલી જતી હોય, અને તેની સામે સળગતો અંગારો ધરી રાખીએ, તો તુરત તે પાછી ફરી જશે. કેમકે—અગ્નિનો ઉનો સ્પર્શ તેના શરીરે અડતા જ તેને ગરમીનું મતિજ્ઞાન થઇ જાય છે. અને "મને હરકત કરનાર છે" એમ શ્રુતજ્ઞાન થતા જ તે નાસવા માડે છે.

એ જ પ્રમાણે ઝાડ પાણી અને ખાતરમાંથી પોતાને જરૂરી રસકસ સ્પર્શ થતાંની સાથે જ ચૂસવા લાગે છે, તે એમ સમજીને કે 'આ વસ્તુઓ અમારે કામની છે!' સમજીને તે લે છે, અને

નકામી વસ્તુઓથી દૂર રહે છે. એટલે સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રાણીને મતિ અને શ્રુતજ્ઞાન થાય છે. જેનું મતિજ્ઞાન થાય, તેનું જો શ્રુતજ્ઞાન ન થાય, તો તેમાં તે પ્રાણીની પ્રવૃત્તિ કે નિવૃત્તિ ન થાય. પ્રવૃત્તિ કે નિવૃત્તિ થાય છે, માટે જ મતિ અને શ્રુતજ્ઞાન થાય છે, એમ અનુમાનથી સાબિત થાય છે.

આ પ્રમાણે તીર્થંકર પરમાત્માઓ પોતાના કેવલજ્ઞાનથી લોકાલોકની ત્રણ કાળની સર્વ વસ્તુઓનું જ્ઞાન કરે છે. તે જ્ઞાન એક સમયે સમગ્ર વસ્તુઓનું જ્ઞાન કરે છે. પરંતુ પ્રસંગાનુરૂપ પ્રશ્નથી કે જિજ્ઞાસુઓના સાક્ષાત્ પ્રશ્નો થવાથી જવાબરૂપે, ઉપદેશરૂપે અને ખુલાસારૂપે જે બોલે, તે વાક્યો ગણધર ભગવંતો સાંભળે છે. શબ્દો સાંભળતાં જ–તે શબ્દોનુ મતિજ્ઞાન થતાં જ –તેઓની બીજ–બુદ્ધિ અનુસાર–પ્રભુજીના કથનનો ભાવાર્થ સમજી જાય છે. એટલે કે તેમને તે શબ્દો ઉપરથી શ્રુતજ્ઞાન થાય છે.

તે શ્રુતજ્ઞાન થવા ઉપરથી સૂત્રો રચે છે, તે સૂત્રો રચાય છે, તે સૂત્રો સાથે સબંધ ધરાવતા તદનુસાર પંચાંગી અને પ્રકીર્ણક ગ્રંથો રચાય છે. તે સર્વ પણ શ્રુતજ્ઞાન કહેવાય છે. એટલે કે–જે શ્રુતજ્ઞાન એટલે તીર્થંકર પ્રભુનો મોક્ષલક્ષી ઉપદેશ શ્રુત થયા–સાંભળ્યા પછી થયેલા શ્રુતજ્ઞાન ઉપરથી રચાયેલા શાસ્ત્રો પણ શ્રુતજ્ઞાન કહેવાય છે. અને તે પણ સીધું યા આડકતરું મોક્ષલક્ષી હોવાથી સમ્યક્શ્રુત અથવા શ્રુતજ્ઞાન કહેવાય છે. અને બીજું જે મોક્ષલક્ષી ન હોય, તથા મોક્ષલક્ષી હોવામા ખામીવાળુ હોય, તે સર્વ શ્રુતજ્ઞાન હોવા છતાં શ્રુત અજ્ઞાન કહેવાય છે. અર્થાત્ સમ્યગ્દર્શન સહકૃત મતિ-શ્રુતજ્ઞાન મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કહેવાય છે, અને મિથ્યાત્વોદય સહકૃત હોય, તો તે બન્નેય અજ્ઞાન કહેવાય છે. પરંતુ સ્વરૂપથી તે બન્નેય દરેક જીવોને મતિ અને શ્રુત બોધરૂપ હોય છે.

ભગવંતના વાકયો દ્રવ્ય શ્રુત કહેવાય છે. ગણધર ભગવંતો તે સાંભળે, અને તેને બોધરૂપ શ્રુતજ્ઞાન થાય છે, તે ભાવશ્રુત કહેવાય છે તે ઉપરથી રચાયેલા સૂત્રો દ્રવ્યશ્રુત કહેવાય છે. પરંતુ સૂત્રની અપેક્ષાએ ભાવશ્રુત કહેવાય છે. એ સૂત્રો લખાય તો તે દ્રવ્ય કે સ્થાપના સૂત્ર કહેવાય છે. પરંતુ તે સર્વને દ્રવ્ય શ્રુતજ્ઞાન કહેવામાં હરકત નથી. વ્યંજનાક્ષર અને સંજ્ઞાક્ષર પણ દ્રવ્યશ્રુત છે. લબ્ધ્યક્ષર ભાવશ્રુત છે.

આ ઉપરથી શ્રુતજ્ઞાન એટલે શાસ્ત્રો, એવો પણ અર્થ કરી શકાય છે. જીવોને શ્રુત થાય છે, તેનુ પણ માપ અને સ્વરૂપ આ શ્રુતના અક્ષર તથા તેના પર્યાયો વડે સમજાવેલ છે.

દ્વાદશાંગશ્રુતના ભેદો અને તેનો વિસ્તાર સાથેના કોઠામાં આપેલો છે.

## બાકીના ત્રણ જ્ઞાન

મતિ અને શ્રુતજ્ઞાન શિવાયના જે જ્ઞાન સાક્ષાત્ આત્મા પોતે સીધે સીધા કરે છે, તેમાં ઇંદ્રિયો વિગેરે કોઈની મદદ લેવાની જરૂર પડતી નથી, તે પ્રત્યક્ષ પ્રમાણરૂપ જ્ઞાનો કહેવાય છે.

કેવલજ્ઞાન સર્વદ્રવ્ય અને સર્વ પર્યાયોનું જ્ઞાન કરે છે, ત્યારે મનઃપર્યાય માત્ર મનોવર્ગણાના પુદ્ગલ દ્રવ્યોનુ અઢીદ્વીપમાંના સંજ્ઞિ-પંચેંદ્રિયજીવોએ પોતાનું મન બનાવેલું હોય છે. તે મનોદ્રવ્યરૂપમનના વિચાર કરતી વખતે થયેલા આકારો જાણે અને તે ઉપરથી ઓછુ વધતું અનુમાન કરી શકે. તે આકારોને અક્ષરોની માફક એવી રીતે જાણે કે તેના ઉપરથી ઓચ્છુ અનુમાન કરી શકે, તે ઋજુમતિ મનઃપર્યાય જ્ઞાન. અને વિશેષ અનુમાન કરી શકાય તેવી રીતે અક્ષ-રોની માફક, આકારો જાણે તે વિપુલમતિ મનઃપર્યાય કહેવાય છે. મનઃપર્યાયજ્ઞાન દ્રવ્ય નથી જાણતુ, પરંતુ મનના પર્યાય જાણે છે, પર્યાય એટલે વિશેષ જાણે છે. જેથી તેને દર્શન હોતું નથી.

પરંતુ મનોદ્રવ્ય અને બીજા તમામ પુદ્ગલ દ્રવ્યોને જાણી શકે તે અવધિજ્ઞાન કહેવાય છે.

અવધિજ્ઞાનના સંબંધમાં મૂળ ૭ ભેદો છે. પરંતુ ૧૪ દ્વારો સાથે ઘટાવીને સમજવામાં ઘણો વિસ્તાર થાય છે, તેમાં ઘણું સમજવાનું હોવાથી, તેમજ સૂક્ષ્મ સમજવાનું હોવાથી, અહીં આપેલ નથી. પરંતુ **વિશેષાવશ્યક ભાષ્ય** વિગેરે ગ્રંથોમાંથી વિસ્તારથી સમજી લેવુ

| | મતિજ્ઞાન | શ્રુતજ્ઞાન | અવધિજ્ઞાન | મનઃપર્યાય જ્ઞાન | કેવળજ્ઞાન |
|---|---|---|---|---|---|
| દ્રવ્ય | સર્વ | સર્વ | સર્વરૂપિ દ્રવ્ય | મનોદ્રવ્ય | સર્વ |
| પર્યાય-ભાવ | કેટલાક | કેટલાક | રૂપી દ્રવ્યના<br>તમામ પર્યાય | ચિંતનાનુગત<br>પર્યાય | સર્વ |
| ક્ષેત્ર | સર્વ | સર્વ | અસંખ્યેય લોકા<br>કાશ પ્રમાણ ખંડો<br>જેટલું | અઢીઅંગુલ વિશેષ<br>અઢીદ્વીપ | સર્વ |
| કાળ | સર્વ | સર્વ | અસંખ્યાત ઉત્સ-<br>ર્પિણીઅવસર્પિણી | પલ્યોપમના અસં-<br>ખ્યાતમા ભાગ<br>પ્રમાણ અતીત અના-<br>ગત કાળ | સર્વ |

**પાંચ જ્ઞાનનું વિસ્તારથી વિશેષ વર્ણન બીજા શ્રી નંદિસૂત્ર વિગેરે ગ્રન્થોમાં વિસ્તારથી છે.**

**પ્રથમ કર્મગ્રન્થનો પ્રદીપક સંપૂર્ણ.**

# કર્મસ્તવ કર્મગ્રન્થ :

## કર્મના વર્ણનપૂર્વક શ્રી મહાવીરસ્વામિના સ્તવનનું મંગળાચરણ.

तह थुणिमो वीर-जिणं जह गुण-ठाणेसु सयल-कम्माइं ॥
बंधुदओदीरणया-सत्ता-पत्ताणि खविआणि ॥ १ ॥

**શબ્દાર્થ** :—**તહ**=તેમ; **થુણિમો**=સ્તવીશું; **વીર-જિણં**=મહાવીરસ્વામીને; **જહ**=જેમ, **ગુણ-ઠાણેસુ**=ગુણઠાણાઓને વિષે; **સયલ**=સઘળાં; **કમ્માઇં**=કર્મોને; **સયલ-કમ્માઇં**=સઘળા કર્મો; **બંધ**=બંધ; **ઉદય**=ઉદય; **ઉદીરણયા**=ઉદીરણા; **સત્તા**=સત્તાને; **પત્તાણિ**=પ્રાપ્ત થયેલા. **બંધુદઓદીરણયા-સત્તા-પત્તાણિ**=બંધ-ઉદય-ઉદીરણા અને સત્તાના સ્થાનમાં પ્રાપ્ત થયેલા. **ખવિઆણિ**-ખપાવ્યાછે.૧

**શબ્દાર્થ:**

**જે પ્રકારે શ્રી મહાવીર દેવે ગુણઠાણાઓને વિષે બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાના સ્થાનમાં પ્રાપ્ત**

**થયેલા સઘળાં કર્મોને ખપાવ્યાં છે, તે પ્રકારે શ્રી મહાવીર દેવને અમે સ્તવીએ છીએ. ॥ ૧ ॥**

**વિશેષાર્થ**—તે પ્રકારે-અમે **શ્રી મહાવીર** જિન પ્રત્યે સ્તવીએ છીએ-સ્તવીશું, કે જે પ્રકારે-શ્રી **મહાવીરદેવે** મિથ્યાત્વાદિક ગુણઠાણાને વિષે અનુક્રમે બંધઃ ઉદયઃ ઉદીરણાઃ તથા સત્તાઃને પ્રાપ્ત થયેલા સકલ કર્મોને ખપાવ્યાં છે (ક્ષય કર્યાં છે.) ॥ ૧ ॥

## ચૌદ ગુણસ્થાનકો—

**मिच्छे सासण मीसे अविरय देसे पमत्त अपमत्ते ॥**
**निअट्टि—अनिअट्टि सुहुमुवसम-खीण-स-जोगि-अ-जोगि गुणा ॥ २ ॥**

**શબ્દાર્થ:**—**મિચ્છે**=મિથ્યાત્વ ગુણસ્થાનક; **સાસણ**=સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ; **મીસે**=મિશ્ર—સમ્યગ્મિથ્યાદૃષ્ટિ; **અવિરય**=અવિરત સમ્યગ્દૃષ્ટિ; **દેસે**=દેશવિરતિ; **પમત્ત**=પમત્ત સંયત; **અપમત્તે**=અપ્રમત્ત સંયત; **નિઅટ્ટિ**=નિવૃત્તિ-અપૂર્વકરણ; **અનિઅટ્ટિ**=અનિવૃત્તિ—બાદર—સંપરાય; **સુહુમ**=સૂક્ષ્મસંપરાય; **ઉવસમ**=ઉપશાંત મોહવીતરાગ, **ખીણ**=ક્ષીણમોહ વીતરાગ; **સ-જોગિ**=સયોગિ કેવલી, **અ-જોગિ**=અયોગિ કેવલી; **ગુણા**=ગુણસ્થાનકો (છે). ॥ ૨ ॥

## ગાથાર્થ :

**મિથ્યાત્વઃ સાસ્વાદનઃ મિશ્રઃ અવિરતઃ દેશવિરતઃ પ્રમત્તઃ અપ્રમત્તઃ નિવૃત્તિઃ અનિવૃત્તિઃ સૂક્ષ્મઃ ઉપ-**

દર્શનાવરણીયઃ નાણુ=પાંચ જ્ઞાનાવરણીયઃ વિગ્ઘ=પાંચ અંતરાયનોઃ અંતો=અંત (થાય)-૩૦

ગાથાર્થઃ

સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકે એકસો બે, લોભનો અંત થવાથી ક્ષીણમોહ ગુણસ્થાનકના દ્વિચરિમ સમયે એકસો એક, અને બે નિદ્રાનો ક્ષય થવાથી છેલ્લે સમયે નવાણું. ચાર દર્શનાવરણીય તથા જ્ઞાનાવરણીય અને અંતરાયનો ક્ષય થવાથી—૩૦

વિશેષાર્થઃ—દશમે સૂક્ષ્મસંપરાય ગુણઠાણે ૧૯૨ની સત્તા રહે.

ત્યાર પછી, સંજ્વલન લોભને ક્ષયે બારમા ક્ષીણમોહના છેલ્લા થકી આગળના સમયે એકસો એકની સત્તા હોય

ક્ષપકશ્રેણિવાળો દશમાંથી બારમે જ જાય, પણ અગ્યારમું ગુણઠાણું ફરસે નહીં.

ત્યાર પછી-બે નિદ્રાને ક્ષયે નવાણું પ્રકૃતિ બારમા ગુણઠાણાને છેલ્લે સમયે સત્તાએ હોય.

ત્યાર પછી—ચાર દર્શનાવરણીય, પાંચ જ્ઞાનાવરણીય અને પાંચ અંતરાય, એ ચૌદ પ્રકૃતિનો અંત થાય, ત્યારે—॥૩૦॥

૧૩ મે અને ૧૪ મે ગુણસ્થાનકે સત્તા—

पणसीइ स-जोगि-अ-जोगि दु-चरिमे देव-खगई-गंध-दुगं ।
फासट्ठ- वन्न—रस—तणु—बंधण—संघाय—पण—निमिणं—॥३१॥

संघयण–अथिर–संठाण–छक्क अगुरुलहु–चउ अपज्जत्तं ।
सायं व असायं वा परि–त्तुवंग-तिग–सु–सर–निअं ॥३२॥
बिसयरिखओ अ चरिमे तेरस मणुअतसतिग–जसाइज्जं ।
सुभग–जिणुच्च–पणिंदिअ साया-ऽसाएगयर-छेओ-॥३३॥

**શબ્દાર્થ** :—**પણસીઇ**=પંચાશી: **સજોગિ**=સયોગિ ગુણઠાણે: **દુ–ચરિમે**=છેલ્લાનાં પહેલાં સમયે: **દેવ**=દેવ: **ખગઇ**=વિહાયોગતિ અને **ગંધ–દુગં**=ગંધ દ્વિક: **ફાસટ્ઠ**= આઠ સ્પર્શ: **વન્ન**=વર્ણ: **રસ**:=રસ: **તણુ**=શરીર: **બંધણ**= બંધન: **સંઘાય**=સંઘાતન: **પણ**=પાંચ: **નિમ્મિણં**=નિર્માણ નામ:–૩૧

**સંઘયણ**=સંઘયણ: **અથિર**=અસ્થિર: **સંઠાણછક્ક**= સંસ્થાન: એ ત્રણ ષટ્ક: **અગુરુલહુ**=અગુરુલઘુ: **ચઉ**=ચાર: **અપજ્જત્તં**=અપર્યાપ્ત નામ: **સાયં**=સાતા વેદનીય: **વ**= અથવા: **અસાયં**=અસાતા વેદનીય: **વા**=અથવા: **પરિત્ત**= પ્રત્યેક: **ઉવંગ–તિગ**=ઉપાંગ ત્રિક; **સુસર**=સુસ્વર નામ: **નિઅં**=નીચ ગોત્ર:–૩૨

**બિયસરિ**=બહોતેરનો: **ખઓ**=ક્ષય (હોય) **ચરિમે**- છેલ્લે સમયે: **તેરસ**=તેર: **મણુઅ–તસ–તિગ**=મનુષ્ય અને: ત્રસ ત્રિક: **જસ**=યશનામ: **આઇજ્જં**=આદેયનામ: **સુભગ**= સૌભાગ્ય નામ: **જિણ**=જિનનામ: **ઉચ્ચ**=ઉચ્ચૈર્ગોત્ર: **પણિં-દિય**=પચેન્દ્રિયજાતિનો: **સાયં**=સાતા વેદનીય: **અસાયં**= અસાતા વેદનીય: **એગયર**=એ બેમાંથી કોઈ પણ એકનો: **છેઓ**=છેદ (થાય):–૩૩

ગાથાર્થઃ—

પંચ્યાશી સયોગિ ગુણસ્થાનકે, અયોગિ ગુણસ્થાનકના દ્વિચરિમ સમયે-દેવઃ વિહાયોગતિઃ અને ગંધદ્વિકઃ, આઠ સ્પર્શ, વર્ણોઃ રસોઃ શરીરોઃ બંધનોઃ અને સંઘાતનોઃના પાંચ, નિર્માણ—૩૧

સંઘયણઃ અસ્થિરઃ અને સંસ્થાનઃનું ષટ્ક, અગુરુલઘુચતુષ્ક, અપર્યાપ્ત, સાતા અથવા અસાતા, પ્રત્યેકઃ અને ઉપાંગઃ ત્રિક, સુસ્વરઃ નીચગોત્ર-૩૨

બોંતેરનો ક્ષય થવાથી-છેલ્લે સમયે તેર,

મનુષ્યઃ અને ત્રસઃત્રિક, યશ અને આદેયઃ, સૌભાગ્ય, જિન, ઉચ્ચગોત્ર, પંચેન્દ્રિય, સાતાઃ અથવા અસાતાઃ બેમાંથી એકનો ક્ષય-૩૩

વિશેષાર્થઃ-સયોગિ ગુણઠાણે પંચ્યાશી પ્રકૃતિની સત્તા હોય. તે અયોગિ ગુણઠાણાના છેલ્લા સમય થકી આગળના સમય લગે ૮૫ પંચાશીની સત્તા હોય.

તે પછી-દેવગતિ ૧, દેવાનુપૂર્વી ૨, શુભ વિહાયોગતિ ૧, અશુભ વિહાયોગતિ ૨, બે ગંધ ૨, આઠ ફેરસ ૮, પાંચ વર્ણ ૫, પાંચ રસ ૫, પાંચ શરીર ૫, પાંચ બંધન ૫, પાંચ સંઘાતન ૫, નિમ્માણ નામ ૧, છ સંઘયણ ૬. અસ્થિર ૧, અશુભ ૨. દુર્ભગ ૩, દુઃસ્વર ૪, અનાદેય ૫, અયશ ૬, એ અસ્થિરષટ્ક ૬, છ સંસ્થાન ૬, અગુરુલઘુ ૧,

ઉપઘાત ૨, પરાઘાત ૩, ઉચ્છ્વાસ ૪ એ ચાર, અપર્યાપ્ત નામ ૧.

સાતા વેદનીયઃ, અસાતા વેદનીયઃ એ બે માંહેથી એક

પ્રત્યેક ૧, સ્થિર ૨, શુભ ૩, એ ત્રણ; ઔદારિકોપાંગ ૧. વૈક્રિયોપાંગ ૨, આહારકોપાંગ ૩, સુસ્વર નામ ૧, નિચૈર્ગોત્ર ૧.

પંચાશી માંહેથી એ બ્હોંતેરનો ક્ષય કરે, ત્યારે અયોગિ ગુણઠાણાને છેલ્લે સમયે તેર પ્રકૃતિની સત્તા રહે.

તે તેર કહે છે—મનુષ્યગતિ ૧, મનુષ્યાનુપૂર્વી ૨. મનુષ્યાયુ ૩, ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩. યશનામ ૧, આદેય નામ ૧, સુભગ નામ ૧; જિનનામ ૧, ઉચ્ચૈર્ગોત્ર ૧, પંચેંદ્રિય જાતિ ૧, સાતાઃ અસાતાઃ માંહેલી એક ૧.

એવં તેર પ્રકૃતિ છેલ્લે સમયે ક્ષય કરે ॥૩૧-૩૨-૩૩॥

મતાન્તરઃ અને સત્તા પ્રકરણનો તથા ગ્રંથનો ઉપસંહારઃ—

नर-अणुपुव्वि—विणा वा बारस चरिम-समयंमि जो खविउं ।
पत्तो सिद्धिं देविंद—वंदिअं नमह तं वीरं ॥ ३४ ॥

—सत्ता समत्ता ॥

શબ્દાર્થઃ——નર-અણુપુવ્વિ=મનુષ્યાનુપૂર્વીઃ વિણા=વિનાઃ વાઃ—અથવાઃ બારસ=બાર પ્રકૃતિઃ ચરિમસમયંમિ=છેલ્લે સમયેઃ જો=જે ખવિઉ—ખપાવીનેઃ પત્તો=પામ્યા

**સિદ્ધિં**=સિદ્ધિગતિને: **દેવિંદ-વંદિઅં**=દેવેન્દ્રસૂરિએ અથવા દેવેંદ્રોએ: નમસ્કાર કરાયેલ: **નમહ**—નમસ્કાર કરો; **તં**—તે; **વીરં**=**મહાવીર** પ્રભુને: ૩૪.

## ગાથાર્થ:—

**અથવા-મનુષ્યાનુપૂર્વી વિના બાર પ્રકૃતિઓ છેલ્લે સમયે ક્ષય કરીને દેવેન્દ્રસૂરિએ અથવા દેવેન્દ્રોએ વંદન કરાયેલ જે મોક્ષમાં જઈ પહોંચ્યા છે, તે મહાવીર પરમાત્માને નમસ્કાર કરો. ૩૪.**

## સત્તા સમાપ્ત.

**વિશેષાર્થ:**—ઇહાં, મતાંતર કહે છે—

અથવા **મનુષ્યની આનુપૂર્વી** વિના બાર પ્રકૃતિ છેલ્લે સમયે ક્ષય કરીને સીઝે.

એહનો અભિપ્રાય કહીએ છીએ—

**મનુષ્યાનુપૂર્વીની** સત્તા **અયોગિને દ્વિચરમ** સમયેજ **મનુષ્યગતિ** માંહે **સ્તિબુકસંક્રમે** કરીને ક્ષય કરે, ત્યારે તેહના દળિયાં છેલ્લે સમયે ન રહે. અને બાર પ્રકૃતિનો સ્વજાતીય વિના સ્તિબુક સંક્રમ **નથી.** તે માટે—તેહનાં દળિયાં ચૌદમા **અયોગી** ગુણસ્થાનકના ચરિમ સમયે પણ સત્તામાં પ્રાપ્ત હોય, તે માટે એ યુક્ત છે.

વળી, જેહનો ઉદય પૂર્વેથી જ ટળ્યો હોય, તેહની સત્તા દ્વિચરિમ સમયેજ જાય. **ચારે આનુપૂર્વી ક્ષેત્રવિપાકી** છે, તેથી તેહનો ઉદય ભવની અંતરાલ ગતિએ જ હોય, ભવ-

સ્થને ન હોય. તે માટે—ઉદયના અભાવ થકી અયોગિને દ્વિચરિમ સમયે ૭૩નો ક્ષય કરે, અને છેલ્લે સમયે ૧૨નો ક્ષય થાય. इति मतान्तरम्.

એ બાર પ્રકૃતિનો ક્ષય કરીને **સિદ્ધિપદ** (મોક્ષપદ) પ્રત્યે જે ભગવંત પામ્યા, તે—દેવેંદ્ર કહેતાં ચોસઠ ઇંદ્ર વંદિત; તથા **દેવેન્દ્રસૂરિએ** વંદિતઃ એવા **શ્રી મહાવીરદેવ,** તે પ્રત્યે વાંદો—હે ભવ્યજનો! તમે કાયાવડે પ્રણમો.

એ પ્રકારે **શ્રી મહાવીરની** સ્તુતિ કરી. ॥૩૪॥

એ પ્રકારે **કર્મસ્તવને** વિષે સત્તાનો અધિકાર સંપૂર્ણ થયો.

॥ इति सत्ताधिकारः ॥

श्रीमत्कर्म्मग्रन्थे, स्तबुकार्थो वृत्तितः सुगमरीत्या ।
बुध-जीवविजय-विहितःकर्म्मस्तव-नामकस्य पूर्त्तिमगात् ॥१॥

॥ इति कर्मस्तव—द्वितीय—कर्मग्रन्थः ॥



## સત્તા-યંત્રકમ્

| ૧૪ | ગુણઠાણે સત્તા | મૂળપ્રકૃતિ | ઉત્તરપ્રકૃતિ | ઉપશમશ્રેણી | ક્ષપકશ્રેણી | જ્ઞાનાવરણ | દર્શનાવરણ | વેદનીય | મોહનીય | આયુકર્મ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાયકર્મ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | આઘે | ૮ | ૧૪૮ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વે | ૮ | ૧૪૮ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદને | ૮ | ૧૪૭ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૦ | ૨ | ૫ |
| ૩ | મિશ્રે | ૮ | ૧૪૭ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૨ | ૨ | ૫ |
| ૪ | અવિરત | ૮ | ૧૪૮ | *૧૪૮/૧૪૧ | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ૮૪૧/૨૨૨ | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૫ | દેશવિરતે | ૮ | ૧૪૮ | ,, | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ,, | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્તસંયત | ૮ | ૧૪૮ | ,, | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ,, | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૭ | અપ્રમત્તસંયતે | ૮ | ૧૪૮ | ,, | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ,, | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૮ | અપૂર્વકરણે | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૪૨/૧૩૯ [1] | ૧૩૮ | ૫ | ૯ | ૨ | ૮૪૦/૨૨૨ | ૨/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૯ | અનિવૃત્તિ કરણના ભાગ ૧ | ૮ | ૧૪૮/૧૪૨ | ,, | ૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૧ [2] | ૨/૧ | ૯૩ | ૨ | ૫ |
| | ૨ | | | ૦ | ૧૨૨ | ૫ | ૯/૬ | ૨ | ૨૧ | | ૯૩/૮૦ | ૨ | ૫ |
| | ૩ | | | ૦ | ૧૧૪ | ૫ | , | ૨ | ૧૩ | ,, | ,, | ૨ | ૫ |
| | ૪ | | | ૦ | ૧૧૩ | ૫ | , | ૨ | ૧૨ | ,, | ,, | ૨ | ૫ |
| | ૫ | | | ૦ | ૧૧૨ | ૫ | , | ૨ | ૧૧ | ,, | ,, | ૨ | ૫ |
| | ૬ | | | ૦ | ૧૦૬ | ૫ | , | ૨ | ૫ | ,, | , | ૨ | ૫ |
| | ૭ | | | ૦ | ૧૦૫ | ૫ | ,, | ૨ | ૪ | . | ,, | ૨ | ૫ |
| | ૮ | | | ૦ | ૧૦૪ | ૫ | ,, | ૨ | ૩ | ,, | ,, | ૨ | ૫ |
| | ૯ | | | ૦ | ૧૦૩ | ૫ | ,, | ૨ | ૨ | ,, | ,, | ૨ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મ સંપરાયે | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૪૨/૧૩૯ | ૧૦૨ | ૫ | ૯/૬ | ૨ | ૮૪૧/૨૨૨૨ | ૨/૧ | ૯૩/૮૦ | ૨ | ૫ |
| ૧૧ | ઉપશાંતમોહે | ૮ | ૧૪૮/૧૪૨ | ,, | | ૫ | ૯/૬ | ૨ | ૮૪૦/૨૨૨ | ૨/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહે | ૭ | ૧૦૧/૯૯ | ,, | ૧૦૧/૯૯ | ૫ | ૬/૪ | ૨ | ૦ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| ૧૩ | સયોગિકેવલી | ૪ | ૮૫ | ૦ | ૮૫ | ૦ | ૦ | ૨ | ૦ | ૧ ૧ | ૮૦ | ૨ | ૦ |
| ૧૪ | અયોગિકેવલીએ | ૪ | [illegible] | ૦ | [illegible] | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૮૦/૯ | ૨/૧ | ૦ |

* તદ્ભવ મોક્ષગામી અનંતાનુબંધી વિસંયોજક ઉપશમશ્રેણી માંડનાર ક્ષાયોપશમિક સમકિતને ૧૪૧ ની સત્તા ઘટે

૧ તદ્ભવ મોક્ષે નહિ જનાર ઉપશમ શ્રેણીવાળા ક્ષાયિક સમકિતીને ઘટે.

૨ નવમા ગુણસ્થાનમા મોહનીયના એ નવે અંક ૨૮-૨૪-૨૧ સહિત જાણવા.

ॐ

# આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિના બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા કયા કયા અને કેટલા ગુણઠાણા સુધી હોય તેની સરળ સમજનું કોષ્ટક.

| ઉત્તર પ્રકૃતિની સર્વ સંખ્યાનો ક્રમ | ઉત્તર પ્ર૦ની ભિન્નભિન્ન સં૦નો ક્રમ | ૮ મૂળ કર્મનાં તથા ૧૪૮ ઉત્તરપ્રકૃતિના અનુક્રમે નામ | કેટલા ગુણઠાણા સુધી બંધ હોય | કેટલા ગુણઠાણા સુધી ઉદય હોય | કેટલા ગુણઠાણા સુધી ઉદીરણા હોય | કેટલા ગુણઠાણા સુધી સત્તા હોય |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| | | **જ્ઞાનાવરણીય ૫** | | | | |
| જ્ઞાનાવરણીય ૧ | ૧ | મતિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૨ | ૨ | શ્રુતજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૩ | ૩ | અવધિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૪ | ૪ | મનઃપર્યવજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૫ | ૫ | કેવળજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | | **દર્શનાવરણીય-૯** | | | | |
| દર્શનાવરણીય ૬ | ૧ | ચક્ષુદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૭ | ૨ | અચક્ષુદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૮ | ૩ | અવધિદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૯ | ૪ | કેવળદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૦ | ૫ | નિદ્રા | ૮<br>૧ | ૧૨ સમય ન્યૂન | આવલિકા સમયાધિક ન્યૂન | ૧૨ સ૦ ન્યૂન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૬ | નિદ્રા નિદ્રા | ૨ | ૬ | ૬ | ૯/૧ |
| ૧૨ | ૭ | પ્રચલા | ૯/૧ | ૧૨. સમય ન્યૂન | ૧૨ સમયાધિક આવલિકા ન્યૂન | ૧૨ સમય ન્યૂન |
| ૧૩ | ૮ | પ્રચલા પ્રચલા | ૨ | ૬ | ૬ | ૯/૧ |
| ૧૪ | ૯ | થીણદ્ધિ | ૨ | ૬ | ૬ | ૯/૧ |

## વેદનીય-૨

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| [illegible] ૧૫ | ૧ | શાતા વેદનીય | ૧૩ | ૧૪ | ૬ | ૧૪ |
| ૧૬ | ૨ | અશાતા વેદનીય | ૬ | ૧૪ | ૬ | ૧૪ |

## મોહનીય-૨૮

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૧ | સમ્યક્ત્વ મોહનીય } | [illegible] | ૪થી ૭ | ૪ થી ૭ | ૧૧–૭ |
| ૧૮ | ૨ | મિશ્ર મોહનીય } | [illegible] | ૩ જો | ૩ જો | ૧૧–૭ |
| ૧૯ | ૩ | મિથ્યાત્વ મોહનીય | ૧ | ૧ | ૧ | ૧૧–૭ |
| ૨૦ | ૪ | અનંતાનુબંધી ક્રોધ | ૨ | ૨ | ૨ | ૧૧–૭ |
| ૨૧ | ૫ | અનંતાનુબંધી માન | ૨ | ૨ | ૨ | ૧૧–૭ |
| ૨૨ | ૬ | અનંતાનુબંધી માયા | ૨ | ૨ | ૨ | ૧૧–૭ |
| ૨૩ | ૭ | અનંતાનુબંધી લોભ | ૨ | ૨ | ૨ | ૧૧–૭ |
| ૨૪ | ૮ | અપ્રત્યાખ્યાની ક્રોધ | ૪ | ૪ | ૪ | ૧૧–૯/૨ |
| ૨૫ | ૯ | ,, માન | ૪ | ૪ | ૪ | ,, |
| ૨૬ | ૧૦ | ,, માયા | ૪ | ૪ | ૪ | ,, |
| ૨૭ | ૧૧ | ,, લોભ | ૪ | ૪ | ૪ | ,, |
| ૨૮ | ૧૨ | પ્રત્યાખ્યાની ક્રોધ | ૫ | ૫ | ૫ | ,, |
| ૨૯ | ૧૩ | ,, માન | ૫ | ૫ | ૫ | ,, |
| ૩૦ | ૧૪ | ,, માયા | ૫ | ૫ | ૫ | ,, |
| ૩૧ | ૧૫ | ,, લોભ | ૫ | ૫ | ૫ | ,, |
| ૩૨ | ૧૬ | સંજ્વલન ક્રોધ | ૯/૭ | ૯ | ૯ | ૧૧–૯/૭ |
| ૩૩ | ૧૭ | , માન | ૯/૭ | ૯ | ૯ | ૧૧–૯/૮ |

મોહનીય કર્મ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૪ | ૧૮ | સંજ્વલન માયા | ૯/૪ | ૯ | ૯ | ૧૧-૯/૮ |
| ૩૫ | ૧૯ | ,, લોભ | ૯/૫ | ૧૦ | ૧૦ | ૧૧-૧૦ |
| ૩૬ | ૨૦ | હાસ્ય નોકષાય | ૮/૭ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૩૭ | ૨૧ | રતિ ,, | ૮/૭ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૩૮ | ૨૨ | અરતિ ,, | ૬ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૩૯ | ૨૩ | શોક ,, | ૬ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૪૦ | ૨૪ | ભય ,, | ૮/૭ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૪૧ | ૨૫ | જુગુપ્સા ,, | ૮/૭ | ૮ | ૮ | ૧૧-૯/૫ |
| ૪૨ | ૨૬ | પુરૂષવેદ ,, | ૯/૧ | ૯ | ૯ | ૧૧-૯/૬ |
| ૪૩ | ૨૭ | સ્ત્રીવેદ ,, | ૨ | ૯ | ૯ | ૧૧-૯/૪ |
| ૪૪ | ૨૮ | નપુંસકવેદ ,, | ૧ | ૯ | ૯ | ૧૧-૯/૩ |

## આયુઃકર્મ-૪

આયુ કર્મ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૫ | ૧ | દેવાયુ | * ૧થી ૭ | ૪ | ૪ | ૧૧-૭ |
| ૪૬ | ૨ | મનુષ્યાયુ | * ૪ | ૧૪ | ૬ | ૧૪ |
| ૪૭ | ૩ | તિર્યંચાયુ | ૨ | ૫ | ૫ | ૭ |
| ૪૮ | ૪ | નરકાયુ | ૧ | ૪ | ૪ | ૭ |

## નામકર્મની ૯૩-૧૦૩

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪૯ | ૧ | મનુષ્યગતિ નામકર્મ | ૪ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૫૦ | ૨ | તિર્યંચગતિ નામકર્મ | ૨ | ૫ | ૫ | ૧૧-૯/૧ |
| ૫૧ | ૩ | દેવ ,, ,, | ૯/૬ | ૪ | ૪ | ૧૪* |
| ૫૨ | ૪ | નરક ,, ,, | ૧ | ૪ | ૪ | ૧૧-૯/૧ |
| ૫૩ | ૫ | ×એકેંદ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૧૧-૯/૧ |
| ૫૪ | ૬ | બેઇંદ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૧૧-૯/૧ |
| ૫૫ | ૭ | તેઈંદ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૧૧-૯/૧ |

* ત્રીજે ગુણઠાણે એકે આયુષનો બંધ હોય નહિ, માટે ૩જા વિના.

× એકેંદ્રિય તથા વિકલેંદ્રિયને માત્ર પહેલુ અને બીજું એ બે જ ગુણઠાણાં હોય.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૬ | ૮ | ચઉરિંદ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૧૧—* |
| ૫૭ | ૯ | પંચેદ્રિય ,, ,, | ૮મા | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૫૮ | ૧૦ | ઔદારિક શરીર ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૫૯ | ૧૧ | વૈક્રિય ,, ,, | ૮મા | ૪ | ૪ | ૧૪ |
| ૬૦ | ૧૨ | આહારક ,, ,, | ૮મા | છઠ્ઠુ | છઠ્ઠુ | ૧૪ |
| ૬૧ | ૧૩ | તૈજસ ,, ,, | ૮મા | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૨ | ૧૪ | કાર્મણ ,, ,, | ૮મા | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૩ | ૧૫ | ઔદારિક અંગોપાગ ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૪ | ૧૬ | વૈક્રિય ,, ,, | ૮મા | ૪ | ૪ | ૧૪ |
| ૬૫ | ૧૭ | આહારક ,, ,, | ૮મા | છઠ્ઠુ | છઠ્ઠુ | ૧૪ |
| ૬૬ | ૧૮ | ઔદારિક બંધન નામકર્મ | આ સર્વનો બંધ સ્વશરીર તુલ્ય છે | સ્વશરીર તુલ્ય | સ્વશરીર તુલ્ય. | ૧૪ |
| ૬૭ | ૧૯ | વૈક્રિય ,, ,, | | | | ૧૪ |
| ૬૮ | ૨૦ | આહારક ,, ,, | | | | ૧૪ |
| ૬૯ | ૨૧ | તૈજસ ,, ,, | | | | ૧૪ |
| ૭૦ | ૨૨ | કાર્મણ ,, ,, | | | | ૧૪ |
| ૭૧ | ૨૩ | ઔદારિકસંઘાતન નામકર્મ | | | | ૧૪ |
| ૭૨ | ૨૪ | વૈક્રિય ,, ,, | | | | ૧૪ |
| ૭૩ | ૨૫ | આહારક ,, ,, | | છઠ્ઠુ | છઠ્ઠુ | ૧૪ |
| ૭૪ | ૨૬ | તૈજસ ,, ,, | | | | ૧૪ |
| ૭૫ | ૨૭ | કાર્મણ ,, ,, | | | | ૧૪ |
| ૭૬ | ૨૮ | વજ્રઋષભનારાચ સંઘયણ | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૭૭ | ૨૯ | ઋષભ નારાચ ,, | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૮ | ૩૦ | નારાચ ,, | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૯ | ૩૧ | અર્ધનારાચ ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૦ | ૩૨ | કીલિકા ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૧ | ૩૩ | છેવઠું ,, | ૧ | ૭ | ૭ | ૧૪ |
| ૮૨ | ૩૪ | સમચતુરસ્ર સંસ્થાન | ૮મા | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૩ | ૩૫ | ન્યગ્રોધ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૪ | ૩૬ | સાદી ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૫ | ૩૭ | વામન ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૬ | ૩૮ | કુબ્જ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૭ | ૩૯ | હુંડક ,, | ૧ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૮ | ૪૦ | કૃષ્ણ વર્ણનામકર્મ | ૮મા | ૧૩ | ૧૩ | ૧૪ |

* નામકર્મની જે પ્રકૃતિઓની સત્તા ૧૪મા સુધી કહી છે તેમાથી મનુષ્યગતિ–પચેન્દ્રિયજાતિ ત્રસ, બાદર–પર્યાપ્ત સુભગ-આદેય યશઃ તીર્થંકરનામકર્મ-સિવાયની ૭૧ પ્રકૃતિઓની–સત્તા ૧૪ માના દ્વિચરમ સમય સુધી હોય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮૯ | ૪૧ | નીલ વર્ણ નામકર્મ | આ સર્વે ૮ માના ૬ઠ્ઠા ભાગ સુધી | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૦ | ૪૨ | લોહિત ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૧ | ૪૩ | હારિદ્ર ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૨ | ૪૪ | શ્વેત ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૩ | ૪૫ | સુરભિ ગંધ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૪ | ૪૬ | દુરભિ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૫ | ૪૭ | તિક્ત રસ નામકર્મ | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૬ | ૪૮ | કટુક ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૭ | ૪૯ | કષાય ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૮ | ૫૦ | આમ્લ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૯ | ૫૧ | મધુર ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૦ | ૫૨ | કર્કશ સ્પર્શ ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૧ | ૫૩ | મૃદુ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૨ | ૫૪ | ગુરુ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૩ | ૫૫ | લઘુ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૪ | ૫૬ | શીત ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૫ | ૫૭ | ઉષ્ણ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૬ | ૫૮ | સ્નિગ્ધ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૭ | ૫૯ | રૂક્ષ ,, ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૮ | ૬૦ | નરકાનુપૂર્વી નામકર્મ ,, | ૧ | ૧-૪ | ૧-૪ | ૭/૧ |
| ૧૦૯ | ૬૧ | તિર્યંચાનુપૂર્વી ,, | ૨ | ૧-૨-૪ | ૧-૨-૪ | ૭/૧ |
| ૧૧૦ | ૬૨ | મનુષ્યાનુપૂર્વી ,, | ૪ | ૧-૨-૪ | ૧-૨-૪ | ૧૪ |
| ૧૧૧ | ૬૩ | દેવાનુપૂર્વી ,, | ભાગ | ૧-૨-૪ | ૧-૨-૪ | ૧૪ |
| ૧૧૨ | ૬૪ | શુભવિહાયોગતિ ,, | ભાગ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૩ | ૬૫ | અશુભ ,, ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૪ | ૬૬ | પરાઘાત નામકર્મ | ભાગ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૫ | ૬૭ | ઉશ્વાસ ,, | ભાગ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૬ | ૬૮ | આતપ ,, | ૧ | ૧ | ૧ | ૭/૧ |
| ૧૧૭ | ૬૯ | ઉદ્યોત ,, | ૨ | ૫ | ૫ | ૮/૧ |
| ૧૧૮ | ૭૦ | અગુરૂલઘુ નામકર્મ | ભાગ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૯ | ૭૧ | તીર્થંકર ,, | ૮ના ૬ | ૧૩-૧૪ | ૧૩સુ | ૧૪ |
| ૧૨૦ | ૭૨ | નિર્માણ ,, | ,,ભાગ | ૧૩ | ૧૪ | ૧૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૧ | ૭૩ | ઉપઘાત ,, | ૮ ના ૬ઠ્ઠા ભાગ સુધી | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૨ | ૭૪ | ત્રસનામકર્મ ,, | | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૩ | ૭૫ | બાદર ,, | | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૪ | ૭૬ | પર્યાપ્ત ,, | | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૫ | ૭૭ | પ્રત્યેક ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૬ | ૭૮ | સ્થિર ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૭ | ૭૯ | શુભ ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૮ | ૮૦ | સૌભાગ્ય ,, | | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૯ | ૮૧ | સુસ્વર ,, | | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૦ | ૮૨ | આદેયનામકર્મ ,, | | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૧ | ૮૩ | યશકીર્તિ ,, | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૨ | ૮૪ | સ્થાવર નામકર્મ | ૧ | ૨ | ૨ | ૯ ૧ |
| ૧૩૩ | ૮૫ | સૂક્ષ્મ ,, | ૧ | ૧ | ૧ | ૯ ૧ |
| ૧૩૪ | ૮૬ | અપર્યાપ્ત ,, | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ૧૩૫ | ૮૭ | સાધારણ ,, | ૧ | ૧ | ૧ | ૯ ૧ |
| ૧૩૬ | ૮૮ | અસ્થિર ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૭ | ૮૯ | અશુભ ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૮ | ૯૦ | દૌર્ભાગ્ય ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૩૯ | ૯૧ | દુઃસ્વર ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૪૦ | ૯૨ | અનાદેય ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૪૧ | ૯૩ | અપયશ ,, | ૬ | ૪ | ૪ | ૧૪ |

## ગોત્રકર્મ—૨

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૨ | ૧ | ઉચ્ચ ગોત્ર | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૪૩ | ૨ | નીચ ગોત્ર | ૨ | ૫ | ૫ | ૧૪ |

અંતરાયકર્મ—૫

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૪ | ૧ | દાનાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૫ | ૨ | લાભાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૬ | ૩ | ભોગાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૭ | ૪ | ઉપભોગાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૮ | ૫ | વીર્યાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |

આ યંત્રોમાં ઉપશમ તથા ક્ષપક એમ બે શ્રેણિની વિવક્ષા લેવામાં આવી છે.

---

# ૨. કર્મસ્તવ.

## પ્રદીપક :

૧ આ બીજા કર્મગ્રન્થનું નામ **કર્મસ્તવ** છે, તેનું કારણ એ છે, કે—ગ્રન્થકાર આચાર્ય મહારાજશ્રીએ ભગવાન્ **મહાવીર** દેવની સ્તુતિ કરતા હોય, સ્તવન કરતા હોય, એ રીતે પ્રાચીન કર્મસ્તવને અનુસરીને આ ગ્રન્થની રચના કરી છે. અને સાથે સાથે ભગવાનના જીવનનો સ્તુત્ય વિષય—કર્મનો બંધઃ ઉદયઃ ઉદીરણાઃ સત્તાઃ ના સ્થાનોમાંથી ભગવાન્ કેવી રીતે પસાર થયા હતા?—તે રાખેલ છે અને સાથે સાથે ગુણસ્થાનકો ઉપર બંધઃ ઉદયઃ ઉદીરણાઃ અને સત્તાઃ ઘટાવી બતાવેલ છે. પહેલી જ ગાથામાં—

तह थुणिमो वीरजिणं०१. अजोगि अणुदीरगो भयवं०—३४ जो खविउं पत्तो सिद्धिं.....

नमह तं वीरं ३४ વિગેરે પદોમાં આ ગ્રન્થનું સ્તવનપણું રાખ્યે ગયા છે.

## ગાથા ૧ લી.

**બન્ધ**–જે આકાશપ્રદેશ ઉપર જે આત્માના જે પ્રદેશો રહેલા હોય, તે આત્મપ્રદેશો ત્યાંજ રહેલી કાર્મણ વર્ગણાઓને યોગ અને અધ્યવસાયોના બળથી ખેંચીને પોતાની સાથે દૂધ અને પાણીની માફક મેળવે, તે **બંધ**, અને એ રીતે બંધાયેલી કાર્મણ વર્ગણા જ્યારથી બંધાય અને જ્યાં સુધી છુટે નહીં, ત્યાં સુધી **કર્મ** કહેવાય.

**ઉદય**–જે કર્મની જેટલી સ્થિતિ બંધાઇ હોય, તે પ્રમાણે, અથવા **અપવર્તનાદિક** કરણોએ કરીને ઓચ્છી થઇ ગઇ હોય, કે વધી હોય, તે પ્રમાણે બરાબર વખતસર કર્મનું ઉદયાવલિકામાં પ્રવેશ થઈને વેદન થવુ, તે **ઉદય.**

**ઉદીરણા**–ઉદયકાળ પ્રાપ્ત થયા વિના જ જીવના તે કાળના સામર્થ્ય વિશેષના બળથી કર્મોને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવીને પરાણે ઉદયમાં લાવવા, તે **ઉદીરણા.**

**સત્તા**–કાર્મણ વર્ગણાએ બંધ પામીને તે તે કર્મ તરીકેનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું હોય છે અથવા સંક્રમાદિકે કરીને તે તે કર્મ તરીકેનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું હોય છે, એમ જે કર્મનુ જે વખતે જે સ્વરૂપ પ્રાપ્ત થયું હોય, તે સ્વરૂપે જ અવસ્થાન–કાયમ ટકી રહેવું તે **સત્તા.**

**દાખલા તરીકે**–૧ મનુષ્ય ગતિ: અને મનુષ્યાપૂર્વી:એ બે કર્મ બંધાયા હોય તો તે બન્નેયે બંધથી પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું ગણાય. અને બંન્નેય તે સ્વરૂપે જ્યાં સુધી રહે ત્યાં સુધી તે બન્નેયની સત્તા ગણાય.

૨. હવે બંધ થયા પછી, જો મનુષ્યાનુપૂર્વી સ્વજાતિમાં-એટલે મનુષ્યગતિકર્મમાં સંક્રમી જાય, તો આનુપૂર્વી કર્મનું સ્વરૂપ મટી ગયુ. અને મનુષ્ય ગતિમાં તેનો સંક્રમ થવાથી મનુષ્યગતિ કર્મે

બંધથી અને સંક્રમથી પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું ગણાય. એટલે મનુષ્યગતિ નામકર્મની એકની જ સત્તા ગણાય.

તથા–**મિથ્યાત્વ મોહનીયે** બંધથી સત્તા પ્રાપ્ત કરી હોવા છતા તેમાંથી રસ ઓછો થઈ જવાથી તેના અર્ધ રસવાળા અને નીરસ પ્રાયઃ એમ બે ભાગ પડવાથી બંધ ન થવા છતાં **મિશ્રમોહનીય** અને **સમ્યકત્વ મોહનીયની** સત્તા માનવામાં આવે છે. કેમકે–એ બે પ્રકૃતિઓએ બંધ વિના પોતાનુ સ્વરૂપ પ્રાપ્ત કરીને પોતાની વિદ્યમાનતા સિદ્ધ કરી સત્તા પ્રાપ્ત કરી છે.

## ગાથા ૨ જી

## ચૌદ ગુણસ્થાનકો.

આ ગાથામાં ૧૪ ગુણસ્થાનકના નામો આપવામા આવ્યા છે. અને વિવેચનમાં તેનું ટૂંકામાં સ્વરૂપ સમજાવ્યું છે.

## ગુણસ્થાનકોની વ્યવસ્થા.

જગત્માં અનંત જીવો છે. તે દરેક જીવો એક સરખા જોવામાં આવતા નથી. ઇંદ્રિયોના વિભાગથી, વેદના વિભાગથી, જ્ઞાનશક્તિ, ઉપયોગ શક્તિ, લેશ્યા વિગેરેથી, જુદી જુદી રીતે શાસ્ત્રમાં જીવોના ભેદો પાડી બતાવ્યા છે. અને જગત્માં દેખાય પણ છે.

પરંતુ, આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિથી જે ભાગ પાડવામાં આવ્યા છે, તે આ ગુણસ્થાનકોની વ્યવસ્થાથી બરાબર વ્યવસ્થિત સમજાવી શકાય છે.

૧. સામાન્ય રીતે–જીવના ૧ મિથ્યાત્વીઃ અને સમ્યક્ત્વ ધારીઃ એ બે પ્રકારો પાડવામાં આવે છે, એટલે કે–કેટલાક જીવો ગાઢ અજ્ઞાન અને વિરુદ્ધ સમજના હોય છે. કેટલાક સમજદાર એટલે યોગ્ય લક્ષ્ય અને આદર્શને અનુસરીને જીવન ચલાવતા હોય છે.

સમ્યક્ત્વધારીઓમાં ત્રણ પ્રકાર પડી જાય છે. ૧ સમ્યક્ત્વથી પડતી વખતે સ્વલ્પ સમ્યક્ત્વવત, ૨ અર્ધ સમ્યક્ત્વવંત–અર્ધ મિથ્યાત્વવત અને ૩ વિશુદ્ધ સમ્યક્ત્વવંત.

એટલે ૧ મિથ્યાત્વ. ૨ સાસ્વાદન. ૩ મિશ્ર. અને ૪ સમ્યક્ત્વવંત ગુણસ્થાનકો. એમ ચાર વિભાગ ગુણસ્થાનકોના થયા.

હવે સમ્યક્ત્વવંતમાં નીચે પ્રમાણે ભેદો પડે છે.

૧ સમ્યક્ત્વ છતાં ચારિત્ર રહિત. એટલે અવિરતિ. (૪ થું)

૨ સમ્યક્ત્વ છતાં ચારિત્ર સહિત.

સમ્યક્ત્વ છતાં ચારિત્ર સહિતના બે પ્રકાર પડે છે.

૧ દેશથી ચારિત્રવંત. (૫ મુ) ૨ સર્વથી ચારિત્રવંત.

સર્વથી ચારિત્રવંતના બે પ્રકાર પડે છે.

૧ પ્રમાદ સાથે સર્વ ચારિત્રવત (૬ ઠું) ૨ અપ્રમાદ સાથે ચારિત્રવંત. અપ્રમાદ સાથે સર્વ ચારિત્રના બે પ્રકાર પડે છે.

૧ કેવળી અવસ્થા ૨ છદ્મસ્થાવસ્થા.

કેવળજ્ઞાન સાથેના અપ્રમત્ત ચારિત્રના બે પ્રકાર પડે છે—

૧ મન વચન કાયાના યોગ સાથે અપ્રમત્ત ભાવે રહેલા સર્વથી ચારિત્રવંત કેવળી સયોગી સર્વ ચાત્રરિવત (૧૩ મુ ગુ૦)

૨ મન વચન કાયાના યોગો વિના અપ્રમત્તભાવે રહેલા સર્વથી ચારિત્રવંત કેવળજ્ઞાની અયોગી કેવલી અપ્રમત્ત સર્વ ચારિત્રવત (૧૪ મુ ગુ૦)

છદ્મસ્થ-અપ્રમત્ત સર્વથી ચારિત્રવતના બે પ્રકાર પડે છે.

૧ શ્રેણિ ન માંડનાર–યથાપ્રવૃત્ત કરણવાળા (૭ મુ.) ૨ અને શ્રેણિ માંડનાર–અપૂર્વકરણી.

યથાપ્રવૃત્ત કરણવાળા—૭ મું ગુણસ્થાનક

અપૂર્વકરણીમાં—૮ માથી ગુણસ્થાનકો.

અપૂર્વકરણમાં—બે પ્રકાર પડે છે.

૧ નિવૃત્તિ—સ્વીકારનારા જીવો કે જેઓના અધ્યવસાયોની વિષમતા હોય છે. (૮મું ગુ૦)

૨ અનિવૃત્તિ—સ્વીકારનાર જીવોના અધ્યવસાયોમાં સરખાપણું હોય છે. (૯ મું ગુ૦) અનિવૃત્તિમાં બે પ્રકાર પડે છે—

૧ સકષાયી—સમોહી                ૨ અકષાયી—નિર્મોહી

સકષાયિના બે પ્રકાર.

૧ બાદરકષાયી (૯ મું ગુણસ્થાનક)                ૨ સૂક્ષ્મકષાયી (૧૦ મું ગુણસ્થાનક)

અકષાયીના બે પ્રકાર—

૧ ઉપશાંતમોહી (૧૧સું. ગુણસ્થાન) ૨ ક્ષીણમોહી (૧૨ મું ગુ૦)

ક્ષીણમોહીના બે પ્રકાર—

૧ છદ્મસ્થ વીતરાગ                ૨ કેવળી વીતરાગ

કેવળી વીતરાગના બે પ્રકાર—

૧ સયોગી                ૨ અયોગી

૨ બીજી રીતે નીચે પ્રમાણે ગુણસ્થાનકોના વિભાગો પડી શકે છે.

૧ અયોગિ (૧૪ મુ) ૨ સયોગિ (૧૩ મા સુધી)

૨ સયોગિના બે પ્રકાર—

૧ કેવળી                ૨ છદ્મસ્થ

૩ છદ્મસ્થ સયોગિના બે પ્રકાર પડી શકે છે.

૧ વીતરાગ (૧૧–૧૨ મું ગુ૦)   ૨ સરાગ (૧થી૧૦)

૪ વીતરાગ છદ્મસ્થના બે પ્રકાર પડી શકે છે.

૧ ઉપશાંત મોહી (૧૧ મું) ૨ ક્ષીણમોહી (૧૨ મું)

૫ સરાગી છદ્મસ્થના બે પ્રકાર પડી શકે છે.

૧ સૂક્ષ્મકષાયી ૨ બાદરકષાયી

૬ બાદર કષાયીના બે પ્રકાર છે—

૧ મિથ્યાત્વી ૨ સમ્યક્ત્વી

૭ સમ્યક્ત્વી બાદર કષાયીના ત્રણ પ્રકાર છે.

૧ સાસ્વાદન—સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વ તરફ જતો.

૨ મિશ્ર ૩ સમ્યક્ત્વી.

૮ અથવા બાદર કષાયીના બે ભેદ છે.

૧ અવિરતિ. ૨ સવિરતિ

૯ અવિરતિના ૪ ભેદ છે.

૧ મિથ્યાત્વ યુક્ત ૨ સાસ્વાદનયુક્ત.
૩ મિશ્રયુક્ત ૪ સમ્યક્ત્વ સહિત.

૧૦ સમ્યક્ત્વ સહિત બાદરકષાયી સવિરતિના બે ભેદ છે.
૧ દેશવિરતિ ૨ સર્વવિરતિ.

અથવા સમ્યકત્વી બાદર કષાયીના બે પ્રકાર છે.
૧ અવિરતિ (૪થું ગુણસ્થાનક) ૨ સવિરતિ (પાંચમાંથી)

૧૧ સવિરતિના બે પ્રકાર છે—
૧ દેશવિરતિ (પાચમુ) ૨ સર્વ વિરતિ (૬ ઠ્ઠા થી)

૧૨ સર્વવિરતિ બાદર કષાયીના બે પ્રકાર છે.
૧ પ્રમત્ત (૬ ઠું,) ૨ અપ્રમત્ત (૭ માથી)

૧૩ અપ્રમત્ત બાદર કષાયિ સર્વવિરતિના બે પ્રકાર છે.

૧ યથાપ્રવૃત્તિ કરણ [પૂર્વકરણ] (૭ મું.)

૨ અપૂર્વકરણ (આઠમાથી)

૧૪ અપૂર્વકરણ બાદર કષાયી સર્વવિરતિવંત બે પ્રકારના છે.

૧ નિવૃત્તિ (૮ મું.)  ૨ અનિવૃત્તિ (૯ મું)

આ રીતે તથા બીજી પણ અનેક રીતે ભેદો પાડી શકાય છે—

| | |
|---|---|
| પ્રમત્ત (૧ થી ૭ સુધી) | પૂર્વકરણ (૧ થી ૭ સુધી) |
| અપ્રમત્ત (૭થી ૧૪મા સુધી) | અપૂર્વકરણ (૮ મું કે ૮થી૧૪ સુધી) |
| નિવૃત્ત (૧ થી ૮ સુધી) | બાદરકષાય (૧ થી ૯મા સુધી) |
| અનિવૃત્ત (૯ થી ૧૪ સુધી) | સૂક્ષ્મકષાય (૧૦ મું જ) |
| | સરાગ (૧ થી ૧૦ મા સુધી) |
| છદ્મસ્થ (૧ થી ૧૨ સુધી) | વીતરાગ (૧૧ થી ૧૪ સુધી) |
| કૈવલિક (૧૩ થી ૧૪ સુધી) | |
| અવિરત (૧ થી ૪ સુધી) | મિથ્યાત્વયુક્ત (૧ લું) |
| સવિરત (૫ થી ૧૪ સુધી) | મિથ્યાત્વરહિત (૨ થી ૧૪ સુધી) |
| સયોગી (૧ થી ૧૩) | સર્વવિરતિ (૬ થી ૧૪મા સુધી) |
| અયોગી (૧૪ મું જ) | અલ્પવિરતિ (૫ મું). |

વિગેરે રીતે વિદ્યાર્થીઓને ગુણસ્થાનકોની ગોઠવણની ખુબી સમજાવવી.

આ રીતે વિવિધ આધ્યાત્મિક યોગ્યતાવાળા જીવોને સંકલનાબદ્ધ ચૌદ સ્થાનોમાં વ્હેંચી નાંખેલ છે, આમ ચૌદ ગુણસ્થાનકોનો ક્રમ કેટલો ખુબી ભરેલો છે? અને તેની ગોઠવણમાં કેટલી બુદ્ધિમત્તા છે? તે સમજાશેઃ બાળજીવોને સમજાવવા ગુણસ્થાનકોનું સ્વરૂપ સમજાવનાર ચિત્ર નીચે પ્રમાણે દોરી શકાયઃ—

૧ પહેલા પગથીએ રહેલા નિગોદથી માંડીને–ભવ્ય, અભવ્ય, પંચેન્દ્રિય સુધીના અનંત અનત જીવરાશિઓ દર્શાવી શકાય. ગાઢ અજ્ઞાન. મૂર્ચ્છાવસ્થામાં પડેલા મહાકામી, ક્રોધી, માની, માયી, લોભી, લુટારા, હિંસક, શિકારી, મદિરા પિનારા, તોફાની, લુચ્ચા, બદમાશ, માખીઓ, કીડાઓ, જતુઓ, પશુઓ, પક્ષિઓ વગેરેથી ખદબદતું બતાવી શકાય.

૨ બીજા પગથિયા ઉપર તેમાંના કોઈક પ્રકાશવાળા જીવો બતાવી શકાય. મિષ્ટ ભોજનનુ વમન કરતા કરતાં તેનો સ્વાદ લેનારનું પ્રતિક મૂકી શકાય.

૩ ત્રીજે પગથિયે–અર્ધ મિથ્યાત્વીઃ અને અર્ધ સમ્યકત્વ-સહિતઃ એવા જીવોને બતાવી શકાય. અર્થાત્ એક તરફ મિથ્યાત્વની સામગ્રી અને એક તરફ જિનમદિર વિગેરે સમ્યકત્વની સામગ્રી બતાવી, બન્નેય તરફ ઉદાસીન રૂપે ચીતરી શકાય. અને સામે દૃષ્ટાંત તરીકે અન્ન ઉપર રુચિ કે અરુચિ ન ધરાવતા નાળીયરદ્વીપના મનુષ્યો ચીતરી શકાય

૪ ચોથે પગથિયે—જિનમદિરઃ જૈન મુનિઓઃ જૈન આગમો જૈન શાસનઃ વિગેરે તરફ આદર રાખવા છતાં, તેને માટે ભોગ આપવા છતાં, રગ, રાગ, મોજમજાહમાં પડેલા અને ખાસ ત્યાગ-વૃત્તિ ન સેવી શકનારા જીવો બતાવી શકાય

૫ પાચમે પગથિયે—જૈનશાસન વિગેરેનો આદર અને આરાધના કરી રહેલા બાર વ્રતધારી શ્રાવકો, પ્રતિમા વહન કરતા શ્રાવકો બતાવી શકાય.

૬ છઠ્ઠે પગથિયે—મુનિ મહારાજાઓ, ધ્યાનમાં, આત્મસાધનાસાં ધાર્મિક અનુષ્ઠાનોમાં લાગેલા હોવા છતા, સ્હેજ ઝોકાં ખાતાં કે વાતચીત કરતા પ્રમાદમાં પડેલા બતાવી શકાય.

૭ મે પગથિયે—તેજ મુનિ મહારાજાઓ ધ્યાનમાં જાગ્રત્, પરિષહ સહન કરવા છતાં, અપ્રમત્ત ભાવે રહેલા બતાવી શકાય. છઠ્ઠા સાતમા વચ્ચે આવ–જા કરતાં હોય.

૮ મે પગથિયે—૮મું પૂરૂં થતાં અને નવમાની શરૂઆતમાં બે નિસરણી ગોઠવી શકાય. એક ૧૧ મા સુધી, અને એક બારમા સુધી. તે બેમાંની કોઈપણ એક નિસરણી ઉપર ચડતાં પહેલાં પાચ અપૂર્વ ઘટનાઓ કરી તે ઉપર ચડવાની તૈયારી કરતા મુનિ મહાત્માઓ બતાવી શકાય.

૯ મે પગથિયે—બે નિસરણીના જુદા જુદા પગથિયા બતાવી શકાય જે જે પ્રકૃતિઓનો નવમાના જે જે ભાગે ઉપશમ કે ક્ષય થાય તેને લગતા અધ્યવસાયસ્થાનકોરૂપી પગથિયા ગોઠવી શકાય.

એક મુનિ મહારાજ ઉપશમશ્રેણી ઉપર ચડતા હોય. અને એક ક્ષપકશ્રેણી ઉપર ચડતા હોય એમ બતાવી શકાય.

૧૦ મે પગથિયે—બન્નેયને સ્હેજ લોભનો ઉદય હોય, તેવા ભાવયુક્ત બતાવી શકાય.

૧૧ મે પગથિયે—ચડેલા તદ્દન ઉપશમભાવમાં લીન બતાવી શકાય. અને ઠેઠ ઉપરને પગથિયેથી સંયમસ્થાનરૂપી દોરી હાથમાંથી છુટી જવાથી અને મોહનીયરૂપી પિત્તનો ઉછાળો આવવાથી ચકરી આવતી હોય, તેમ બતાવી પડતા બતાવી શકાય.

૧૨ મે પગથિયે—સડસડાટ ચડતા હોય, અને મોહનીય કર્મોની રેત અને મેલ નીચે ખર્યે જતા હોય, તેમ તેમ હલકા થવાથી ઉપર ચડી જાય. અને તદ્દન મોહનીય વિનાના હોવાથી તદ્દન આનંદી અને ઉજ્જવળ આત્માવાળા બતાવી શકાય.

૧૩ મે પગથિયે—સમવસરણમાં બેઠેલા, કેવળજ્ઞાન પ્રભાવથી દીપતા, લોકાલોકમાં પ્રકાશ પાડતા, ભવ્ય લોક તેને પૂજતો હોય,

બાર પર્ષદામાં દેશના આપતા હોય, અને શાસન પ્રવર્તાવતા હોય, મોહ ચોર ભાગતો હોય, મિથ્યાત્વમોહ મોઢું સંતાડતો હોય, અને કેવળીભગવાન્ પોતે દુનિયામાંથી ભાગવાની તૈયારી કરતા હોય. તેવી ઘટના બતાવી શકાય.

૧૪ મે પગથિયે—પદ્માસને બેઠેલા મુનિઓ નિષ્પ્રકંપ ધ્યાનમાં લીન હોય, શરીરના બે ભાગ જેટલા ભાગમાં ઘન આત્મા ગોઠવાતો હોય, અને શરીરમાથી છુટો પડી ઉપર જવાની તૈયારી કરતો હોય તેમ બતાવી શકાય.

છેવટે ૧૫ મા પગથિયા ઉપર મોક્ષમંદિરમાં આત્મ–સુખમાં મગ્ન થઇ બિરાજમાન હોય, તેમ બતાવી શકાય.

આ પ્રમાણે ચૌદ પગથિયાં ચડીને મોક્ષરૂપી મંદિરમાં આત્મા બિરાજમાન બતાવીને ચૌદ ગુણસ્થાનકોનો વિકાસક્રમ બાળ જીવોને સમજાવી શકાય.

વિવેચનમાં ટુંકામાં બતાવવામાં આવેલ ચૌદ ગુણસ્થાનકના સ્વરૂપમાં આવતા કઠિન શબ્દોના અર્થ તથા સમજવા જેવી હકીકતો નીચે પ્રમાણે આપી અભ્યાસીઓને સરળતા કરી આપી છે

**૧. શુદ્ધિનો પ્રકર્ષ, અશુદ્ધિનો અપકર્ષ, અશુદ્ધિનો પ્રકર્ષ, શુદ્ધિનો અપકર્ષ** પ્રકર્ષ–વધારો, અપકર્ષ–ઘટાડો, ઓચ્છાશ.

૨. પ્રતિપત્તિ–સ્વીકાર, સમજ. "સર્વ જીવોને અક્ષરનો અનંતમો ભાગ હમ્મેશાં ઉઘાડો હોય છે. જો તે પણ અવરાઈ જાય, તો જીવ અજીવપણુ પામી જાય." (તેમ તો કદી બની શકે જ નહી)

**યથાર્થમતિ**–ખરું જ્ઞાન. પૃચ્છક–પ્રશ્ન કરનાર.

"સૂત્રાર્થના એક પદની પણ અશ્રદ્ધા રાખે તો મિથ્યાદષ્ટિ સમજવો."

"સૂત્રમા બતાવેલ એક પદ કે અક્ષરને જે અસદ્દહતો હોય બાકી બધું સદ્દહતો હોય, તો પણ **જમાલિની** પેઠે મિથ્યાદષ્ટિ સમજવો, કેમકે—વાસ્તવિક રીતે પ્રભુના વચનમા અવિશ્વાસ થવાથી તે મિથ્યાદષ્ટિ ગણાય."

પુદ્ગલ પરાવર્તનનું સ્વરૂપ **નવતત્ત્વમાં** ટુંકામાં આપેલ છે. વિશેષ **પાંચમા કર્મગ્રન્થમાં** આવશે.

## બીજું ગુણસ્થાનક.

**નદી ઘોલના**—નદીમાં અથડાવું. **અનાભોગપણું**—ઇરાદા વિના. **યથાપ્રવૃત્તિકરણ** નામનું સમકિત પામતાં પહેલાંનું કરણ—આત્માને પ્રયત્ન વિશેષ. ઘન—ઘણા અત્યંત. **દુર્ભેદ્ય**—ન ભેદાય તેવી **ગાંઠ**; અત્યન્ત તીવ્ર રસવાળું મિથ્યાત્વ મોહનીય કર્મ.

"જ્યાં સુધી ગાંઠ છે, ત્યાં સુધી પહેલું, તેનો ભેદ કરે, ત્યારે બીજું, અને જેની પછી તુરત જ સમ્યકત્વ પ્રાપ્ત કરી લેવાય છે, તે વખતે ત્રીજું—**અનિવૃત્તિકરણ** હોય છે."

ઉપશમ સમકિત પામવાનો ક્રમ—

૧ અનાદિ મિથ્યાદષ્ટિ ભવ્ય જીવ—જે સમકિત પામવાનો હોય, તે ત્રણ કરણ કરે છે.

૧ **યથાપ્રવૃત્તિકરણ.** ૨. **અપૂર્વકરણ.** ૩. **અનિવૃત્તિકરણ**

**યથાપ્રવૃત્તિકરણ**—આયુ : સિવાયના સાત કર્મની—પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ન્યુન એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ રાખે છે. અર્થાત્ ઘણી સ્થિતિ ઓછી કરી નાખે છે. છતાં મિથ્યાત્વ મોહનીય કર્મના તીવ્ર રસ રૂપી ગાંઠ હોય છે, તે રસ કદી ઓછો

થયો નથી હોતો. માટે તે ગાંઠ ભેદવી જોઇએ: મિથ્યાત્વનો રસ ઓચ્છો થયા વિના સમ્યક્ત્વ જેવી વિશુદ્ધ અવસ્થા શી રીતે પામી શકાય? માટે ઘણી વાર યથાપ્રવૃત્તિકરણ કરવાથી કાંઈક વિશુદ્ધ થયેલો આત્મા તે રસને પણ ઓચ્છો કરી શકે છે. તેનું નામ ગ્રંથિ-ભેદ કહેવાય છે. તે ગ્રંથિભેદ જે અધ્યવસાયોના બળથી થાય છે, તેનું નામ **અપૂર્વકરણ** કહેવાય છે. અંતર્મુહૂર્ત કાળ પ્રમાણના **અપૂર્વકરણના** બળથી રસ ઓચ્છો થવાથી પછી તે કર્મનું બળ નબળું પડવા માડે છે. આ રસની ગાંઠ ભેદવાનું પહેલ વહેલું થવાથી તે કરનાર વિશુદ્ધ અધ્યવસાયો રૂપ આત્માના સામર્થ્યનું નામ **અપૂર્વકરણ** કહેવામાં આવ્યું છે.

અપૂર્વકરણ પૂરું થયા પછી—અંતર્મુહૂર્ત વખત સુધીનું **અનિવૃત્તિકરણ** તરત જ શરૂ થાય છે. તે પૂરું થતાં જ ઉપશમ સમકિત પ્રાપ્ત થાય છે. તેનો વિધિ નીચે પ્રમાણે છે:—

**અનિવૃત્તિકરણનો** સંખ્યાતમો ભાગ બાકી રહ્યા પછી, **અંતરકરણની** ક્રિયા શરૂ થાય છે. અને એ **અંતરકરણની** ક્રિયા પૂરી થતાં જ **અંતરકરણને** પહેલે સમયે **ઉપશમ સમકિત** પ્રાપ્ત થાય છે. તે આ રીતે—

**અનિવૃત્તિ** કરણના સંખ્યાત ભાગો વ્યતીત થયા પછી, એક સંખ્યાતમો છેલ્લો ભાગ બાકી રહે, ત્યારે **અનિવૃત્તિ** કરણમાં જ રહેલો આત્મા—છેલ્લો સંખ્યાતમો ભાગ છોડીને તેની પછીના જે અંતર્મુહૂર્ત સુધીમાં મિથ્યાત્વ મોહનીય કર્મના પુદ્ગલો ઉદયમાં આવવાના છે, તેને ઉપશમાવવા માટે—ગાબડું પાડવા માટે—**અંતરકરણ** કરે છે. એટલે સ્વાભાવિક રીતે જ મિથ્યાત્વના ત્રણ ભાગ પડી જાય છે.

૧. છેલ્લા સંખ્યાતમા ભાગ વખતે અને અંતરકરણ પહેલા

પણ અંતરકરણ કરવાની ક્રિયા થતી વખતે ભોગવવાની અંતર્મુહૂર્તની સ્થિતિના દળીયા અને તેની સ્થિતિ.

૨. **અંતરકરણના** દળિયા અને તેની સ્થિતિ. ૩ **અંતરકરણ** પછી ભોગવવાના દળિયા અને તેની સ્થિતિ.

તેમાં–પહેલી સ્થિતિને અંતરકરણની **ઉપરની સ્થિતિ**, અને ત્રીજી સ્થિતિને અંતરકરણની **હેઠેની સ્થિતિ** એવી સંજ્ઞા પાડવાથી સમજવામાં અનુકૂળતા રહેશે.

છેલ્લા સંખ્યાતમા ભાગનો પણ વખત અંતર્મુહૂર્તનો જ છે. અને તે વખતે ભોગવવાની એટલે **અંતરકરણની** ઉપરની સ્થિતિ પણ અંતર્મુહૂર્તની છે, અને **અંતરકરણ** પછી ભોગવવાની એટલે કે અંતરકરણની હેઠેની સ્થિતિનો કાળ ઘણો છે.

જ્યારે આત્મા ઉપરની સ્થિતિમાં રહેલો હોય છે, ત્યારે તેને ઉદયમાં મિથ્યાત્વ મોહનીય તો હોય છે જ, પરંતુ તેનો ઉદય ચાલુ હોય છે. અને તે ઉપરની સ્થિતિ ભોગવવાનો વખત તે **અંતરકરણ** કરવાની ક્રિયાનો વખત છે. ત્યારે તેમા નીચે પ્રમાણેની ઘટનાઓ બને છે :-

૧. **અંતરકરણના** એટલે કે બીજા કે બીજા ભાગના દળિયાઓને પહેલી સ્થિતિ–ઉપરની સ્થિતિના–દળિયામાં અને હેઠેની–ત્રીજી સ્થિતિના દળિયામાં નાંખે છે. એમ કરીને તે દળિકોને ખલાસ કરીને તેટલા ભાગને સાફ–તદ્દન સાફ કરવાનું કામ કરે છે.

૨. સાથે સાથે ઉપરની પહેલી સ્થિતિમાં રહેલા આત્માને મિથ્યાત્વ મોહનીયનો ઉદય ચાલુ હોય છે, તેની ઉદયાવલિકાઓમાં પહેલી સ્થિતિના દળિયાની ઉદીરણા કરીને, અને હેઠલી સ્થિતિના દળિયાની પણ ઉદીરણા કરીને નાંખ્યે જાય છે, અને ખપાવ્યે જાય

છે, ઉપરની સ્થિતિનાં દળીયાની ઉદીરણાને **ઉદીરણા** કહેવામાં આવે છે, અને હેઠલી સ્થિતિના દળિયાની ઉદીરણાને **આગાલ** એવું જુદું નામ આપવામાં આવેલું છે.

૩. એમ કરતાં કરતાં–ઉપરની સ્થિતિ ભોગવતાં ભોગવતાં–બે **ઉદયાવલિકા** બાકી રહે–ત્યારે **આગાલ** બંધ પડે છે. અને એક ઉદયાવલિકા બાકી રહે, ત્યારે ઉદીરણા પણ બંધ પડે છે.

૪. માત્ર છેલ્લી ઉદયાવલિકા ચાલુ હોય ત્યારે તો માત્ર મિથ્યાત્વ મોહનીયનો ઉદય જ ચાલુ હોય છે, તે વખતે **અંતરકરણ કરીને** જે દળિયા ઉપરની અને હેઠેની સ્થિતિમાં નાંખીને ઉપશમાવ્યા છે, તેના સત્તામાં જ ત્રણ પુંજ–શુદ્ધઃ અર્ધ શુદ્ધઃ અને અશુદ્ધ એમ ત્રણ પુંજ થવાની શરૂઆત થાય છે.

૫. અને છેલ્લી ઉદયાવલિકા પૂરી થતાંની સાથે જ, **અંતરકરણ કરવાની** ક્રિયા પૂરી થતાંની સાથે જ **ઉપશમ સમકિત** પ્રાપ્ત થાય છે, કેમકે–તે વખતે ભોગવવા યોગ્ય મિથ્યાત્વના કર્મદલિકોને ઉઠાવીને ઉપરની અને હેઠેની સ્થિતિમાં નાંખી, પછી દબાવી–ઉપશમાવી દીધા હતા, એટલે મિથ્યાત્વના ઉદયમાં **ગાબડું–આંતરું –અંતર** પડી ગયું, જેથી મિથ્યાત્વ મોહનીયનો ઉદય ન હોવાથી તેણે જેને દબાવ્યો હતો, તે **સમકિતગુણ** પ્રગટ થઇ ગયો, પરંતુ તે **સમકિતગુણ** પ્રગટ થતી વખતે દબાવનાર કર્મોનો **ક્ષય** તો નથી થયો, પરંતુ **ઉપશમ** થયો છે, માટે તે **સમકિતનું નામ ઉપશમ સમકિત** કહેવાય છે.

આ સ્થળે ઘણું જ જાણવા જેવું અને સમજવા જેવું છે, પરંતુ ઘણું સૂક્ષ્મ હોવાથી, તે અહીં લખતા નથી. પરંતુ જીજ્ઞાસુઓએ **કર્મપ્રકૃતિના ઉપશમના** કરણમાંથી જાણી લેવું.

ત્રણ પુંજ થયા પછી, ઉપશાંત હોવા છતાં સત્તામાં પણ તેમાં

**ગુણસંક્રમ** ચાલે છે. અને મિથ્યાત્વમાંથી શુદ્ધિના બળે મિશ્ર અને સમ્યક્ પુંજોમાં વધારો થયે જાય છે.

હવે-**ઉપશમસમકિતનો** એટલે કે **અંતરકરણનો** અંતર-મુહૂર્તનો વખત પૂરો થવા આવતાં નીચે પ્રમાણેની ઘટનાઓ બને છે.

**અંતરકરણ** પૂરું થાય એટલે પછી તો **ઉપશમ સમકિત** ટકી શકે જ નહીં, કેમકે તેટલા વખતનું જ મિથ્યાત્વના ઉદયમાં ગાબડું પડયું હતું, પછી તો મિથ્યાત્વનો ઉદય પાછો ચાલુ થવો જ જોઈએ. પરંતુ સત્તામાંયે મિથ્યાત્વ કેવળ રહ્યું નથી. તેને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખ્યું છે. શુદ્ધઃ અર્ધશુદ્ધઃ અને અશુદ્ધઃ એ ત્રણ ભાગમાં મિથ્યાત્વ વ્હેંચાયું છે.

મિથ્યાત્વના શુદ્ધ થયેલા દલિકોનું નામ **સમ્યક્ત્વ** મોહનીય છે અર્ધ શુદ્ધનું નામ **મિશ્ર મોહનીય** છે, અને અશુદ્ધનું નામ **મિથ્યાત્વ મોહનીય** છે. આ વાત યાદ રાખવી.

૧. હવે જો, **અંતરકરણ પૂરું થતાં જ સમ્યક્ત્વ મોહનીય કર્મનો પુંજ ઉદયમાં** આવે, તો ઉદયમાં આવીને નાશ પામ્યે-ક્ષય પામ્યે જાય અને બાકીની પ્રકૃતિઓનો ઉપશમ રહે છે. એટલે ઉપશમ સમ્યક્ત્વ પછી **ક્ષાયોપશમિક સમ્યક્ત્વ** થાય છે.

૨. અને જો મિશ્ર મોહનીય કર્મનો પુંજ ઉદયમાં આવે તો ઉપશમ સમકિત પછી અતર્મુહૂર્ત સુધી **મિશ્ર સમકિત** થાય છે. અને પછી **ક્ષયોપશમ સમકિત** કે મિથ્યાત્વ **પ્રાપ્ત થાય** છે.

૩. જો ત્રીજો એટલે અશુદ્ધ એટલે મિથ્યાત્વ મોહનીય પુંજ ઉદયમાં આવે, તો અંતરકરણ પૂરું થતાં પહેલાં, વધારેમાં વધારે

૭ આવલિકા સુધી **સાસ્વાદન સમ્યક્ત્વ** રહે છે. અને પછી **મિથ્યાત્વ** ગુણઠાણું પ્રાપ્ત થાય છે.

અહીં મતાંતરો ઘણા છે. "પહેલું ક્ષયોપશમ સમકિત થાય" એવો મત છે. "અપૂર્વકરણ વખતે જ ઉપશમસમકિત થાય એવો પણ મત છે." "ઉપશમસમકિત પછી ત્રીજો અશુદ્ધ પુંજ જ ઉદયમાં આવે, અને સાસ્વાદન જ થાય અને પછી મિથ્યાત્વે જાય" વિગેરે મતાન્તરો વિશેષ ગ્રંથોમાથી જાણવા.

સમકિત મોહનીયનો પુંજ ઉદયમા હોય, ત્યારે ક્ષાયોપશમિક હોય, પરંતુ સંક્રમણ થતાં થતાં મિથ્યાત્વનાં મિશ્રમાં, અને મિશ્રમાંથી સમ્યક્ત્વમાં આવીને તે ક્ષય થઇ જાય, ત્યારે સમકિત મોહનીયના ઉદયાવલિકામા પ્રવિષ્ટ છેલ્લા દળના વેદન વખતે **વેદક-સમકિત** હોય. કેમકે—તે વખતે કોઈ પણ કર્મ ઉપશમતાં નથી, તેમ જ વેદાઇને તદ્દન ક્ષય પણ પામ્યુ નથી. પરંતુ, અલ્પ પણ વેદાય છે. માટે એક સમયનું **વેદક સમ્યક્ત્વ** ગણાય છે.

એ વેદાઈ ગયા પછી, તુરત જ **ક્ષાયિક સમકિત** પ્રાપ્ત થાય છે. કેમકે—દર્શન મોહનીયના તમામ કર્મોનો તદ્દન ક્ષય થયા પછી જ તે ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે સમ્યક્ત્વોની ઉત્પત્તિનુ ટુંક સ્વરૂપ બીજા કર્મ-ગ્રંથની શરૂઆતમાં સમજવું ખાસ જરૂરી છે, તેથી ટુંકામાં સમજાવ્યું છે.

**૩ જું ગુણસ્થાનક—**

**મદનકોદ્રવ**—મીણો ચડાવે તેવા છડેલા કોદ્રા. ત્રીજે ગુણસ્થાનકે જન્મ મરણ ન થાય. નવું આયુષ્ય ન બંધાય.

૪ થું ગુણસ્થાનક—

૧ ન જાણે, ન આદરે, ન પાળે, ૨ ન જાણે, ન આદરે, પાળે, ૩ ન જાણે, આદરે, ન પાળે, ૪ ન જાણે, આદરે, પાળે, ૫ જાણે, ન આદરે, ન પાળે, ૬ જાણે, ન આદરે, પાળે, ૭ જાણે, આદરે, ન પાળે, ૮ જાણે, આદરે, પાળે.

પ્રથમના ૪ **ભાંગે મિથ્યાત્વી** હોય, ત્રણ **ભાંગે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ** હોય, અને છેલ્લા ભાગે **વિરતિવાળો** હોય. આ ગુણ સ્થાનકે જન્મ, મરણ, આયુષ્યબંધ, પરભવગમન વિગેરે હોય.

**૫ મું દેશવિરતિ ગુણસ્થાનક—**

આ ગુણસ્થાને વર્તનાર જીવ થોડો પણ ત્યાગ આદરથી કરે છે, નવકારશીના પ્રત્યાખ્યાનથી માંડીને યાવત્ સમ્યક્ત્વમૂલ–બાર વ્રત અને એકંદર શ્રાવકને શક્ય પંચ આચારના પાલનમાંથી ઓચ્છામાં ઓચ્છુ એકાદ વ્રત કે એકાદ આચારનુ પાલન તો કરે જ, તે પણ **દેશવિરતિ** ગણાય છે. આ ગુણસ્થાનક મનુષ્યો અને તિર્યંચોને જ હોય છે. **સ્વયંભૂરમણ** સમુદ્રના મત્સ્યો જિનપ્રતિમા અને જિન–મુનિના આકારના બીજા મત્સ્યોને જોઇને **જાતિસ્મરણ** પામીને સમ્યક્ત્વ તથા દેશવિરતિનો મનથી સ્વીકાર કરે છે, તેથી તેઓને પણ **દેશવિરતિનો** સંભવ હોય છે.

૬ ઠું ગુણસ્થાનક—

પાંચ પ્રમાદ–મદ્ય, વિષય, કષાય, નિદ્રા, વિકથા, એ પાંચેય, તથા પાંચમાંનો કોઇ પણ એક પણ પ્રમાદ કહેવાય છે, તે હોવા સાથે જેમાં સર્વવિરતિ ચારિત્ર હોય, તે **પ્રમત્ત સર્વવિરતિ** ગુણસ્થાનક કહેવાય છે. ચઉદ પૂર્વધરો આ ગુણસ્થાનકે આહારક લબ્ધિ ફોરવે છે.

૭ મું ગુણસ્થાનક—

છટ્ઠા અને આ ગુણસ્થાનકમાં માત્ર એટલો જ ફરક છે, કે આ

ગુણસ્થાનકે પ્રમાદ જરા પણ ન હોય, એટલે વ્રતમાં મોટા અતિચારાદિકનો સંભવ ન હોય, અને છઠ્ઠું ગુણસ્થાનક પ્રમાદયુક્ત હોવાથી અહિંસા, સત્ય, અદત્તાદાનનો ત્યાગ, અબ્રહ્મત્યાગ, અને અપરિગ્રહ વ્રતાદિમાં અતિચારનો સંભવ થાય છે. આ બન્નેય ગુણઠાણા સળંગ દરેક વખતે નથી હોતા. પરંતુ અંતર્મુહૂર્ત અંતર્મુહૂર્ત ફરતા રહે છે, એટલે કે—એક અંતર્મુહૂર્ત છઠ્ઠું, પછી અંતર્મુહૂર્ત સાતમું ગુણસ્થાનક હોય. એમ ઉત્કૃષ્ટ દેશઉણ પૂર્વ ક્રોડ વર્ષ સુધી હોય છે. અહી એમ કહી શકાય કે—છેલ્લા અને પહેલા તીર્થંકર ભગવંતના વારામાં પ્રમાદબાહુલ્ય હોવાથી પાચ મહાવ્રતી ધર્મ સપ્રતિક્રમણ અને પર્યુષણાદિ કલ્પો નિયત રાખવા પડ્યા છે. અને શેષ તીર્થંકર ભગવંતોના વખતમાં પ્રમાદની ન્યૂનતા હોવાથી ચાર મહાવ્રતમાં ધર્મનો સમાવેશ, તથા પ્રતિક્રમણાદિક કલ્પો કારણે આચરવાના હોય છે. અપ્રમાદ ભાવના બધા અંતર્મુહૂર્તો મળીને એક અંતર્મુહૂર્ત જેટલી જ અપ્રમત્તદશા થાય છે.

### ૮ મું ગુણસ્થાનક—

અંતર્મુહૂર્તમાં છઠ્ઠું, અંતર્મુહૂર્ત સાતમું ગુણસ્થાનક ફરતા રહે છે. પરંતુ ૬ ઠ્ઠા તથા સાતમા ગુણસ્થાનકોના સ્પર્શથી તથાપ્રકારની વિશુદ્ધિ મેળવીને જેઓ **ઉપશમ** કે **ક્ષપકશ્રેણિ** માંડવાના હોય છે, તેઓને ૮ મા ગુણસ્થાનક ઉપર ચડવું પડે છે, બન્નેય શ્રેણિનો આરંભ યદ્યપિ ૯ માથી જ થાય છે, પરંતુ તેનો પાયો, ભૂમિકા ૮ મામાં રચાય છે. ૮ મુ ગુણસ્થાનક બન્નેય શ્રેણિની ભૂમિકા રચવા માટે છે. અને ૯ મા ગુણસ્થાનકથી શ્રેણિઓ બરાબર શરૂ છે. ૧૦ મુ ગુણસ્થાનક ૯ માના એક વિશિષ્ટ ભાગ તરીકે જ ગણી શકાય. તેમાં માત્ર સૂક્ષ્મ લોભનો જ ઉદય હોય છે. અગ્યારમું ગુણસ્થાનક ઉપશમશ્રેણિના પરિણામરૂપ ફળ છે. અને બારમું ગુણસ્થાનક ક્ષપકશ્રેણિના પરિણામરૂપ ફળ છે. ૧૩ મું બારમાના

ફળરૂપ છે. અને ૧૪ મુ મોક્ષાવસ્થાની તૈયારીની પ્રાથમિક ભૂમિકારૂપ છે. ૮ માંથી વિશિષ્ટ યોગી તરીકેની આત્માની અવસ્થા શરૂ થાય છે.

અર્થાત્‌—ઔપશમિક કે ક્ષાયિક ભાવરૂપ વિશિષ્ટ ફળ ઉત્પન્ન કરવા માટે ઉપશમના અને ક્ષપણા કરવી પડે છે.

તે કરવાને પણ ત્રણ કરણ કરવા પડે છે. **યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ** અને **અનિવૃત્તિકરણ.** તેમાંનું યથાપ્રવૃત્તિકરણરૂપ સાતમું ગુણસ્થાનક છે. અને અપૂર્વકરણરૂપ આઠમું ગુણસ્થાનક છે. અને અનિવૃત્તિકરણરૂપ નવમું ગુણસ્થાનક છે. અને કેટલીક અતરકરણ ક્રિયાઓ નવમા ગુણસ્થાનકમાં જ સંખ્યાત ભાગ પછી શરૂ થાય છે. એવા ચારિત્ર મોહનીય કર્મની પ્રકૃતિવાર ૨૧ અંતરકરણો થાય છે. અને જ્યારે માત્ર સૂક્ષ્મ લોભના અંશો ઉપશમાવવાના કે ખપાવવાના બાકી રહે છે, ત્યારે તેટલા વખત પૂરતું ૧૦ મું ગુણસ્થાનક કહેવાય છે. પછી ઉપશાતમોહરૂપ અગ્યારમું અને ક્ષીણમોહરૂપ બારમું ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે.

આઠમા ગુણસ્થાનકમાં—ત્રણેય કાળના જેટલા ચડનારા હોય, તે દરેક જીવોના અધ્યવસાયો જુદા જુદા હોય છે. તે પ્રમાણે નવમામા નથી હોતા, પરંતુ ત્રણેય કાળના જીવોના અમુક સમયમાં અધ્યવસાય સ્થાનો સરખા જ હોય છે. પ્રથમના સમયો કરતાં પછી પછીના સમયોના અધ્યવસાય સ્થાનો તો દરેકના વિશેષ વિશેષ શુદ્ધ હોય છે.

આઠમા ગુણસ્થાનકમાં—ભૂમિકા તૈયાર કરવા માટે—**સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ** અને **અપૂર્વ સ્થિતિબંધ** થાય છે. એટલે કે—તેથી કર્મોની સ્થિતિ, રસ અને પ્રદેશો ઘટાડે છે. નવો બંધ ઓચ્છો કરે છે. અને ગુણશ્રેણી કરીને ઉદી-

રણા પણ વધારે કરે છે. તથા ગુણસંક્રમ કરીને પ્રકૃતિઓના દળીયા ઘણા ઓચ્છા કરી નાંખે છે. અને જે સ્થિતિ બાંધે છે, તે ઘણીજ ઓછી બાધે છે, જે પહેલાં આટલી ઓચ્છી કોઇવાર નહોતી બાંધી માટે અપૂર્વસ્થિતિબંધ કહેવાય છે. આ પાંચ પ્રકારની વિધિનો સૂક્ષ્મ વિચાર કર્મપ્રકૃતિ વિગેરેમાંથી જાણવો કેમકે સૂક્ષ્મ હોવાથી અહી બતાવેલ નથી.

### ૯ મું ગુણસ્થાનક—

અનિવૃત્તિ ગુણસ્થાનકમાં અધ્યવસાય સરખા હોય છે, અને આઠમામાં સરખા નથી હોતા, માટે તે નિવૃત્તિ ગુણસ્થાનકમાં મોહનીયની ઉપશમના કે ક્ષપણા કરતાં કરતાં બીજા અનેક કર્મોની બતાવેલ ક્રમ પ્રમાણે ઉપશમના કે ક્ષપણા પણ કરે છે. છેલ્લે સંજ્વલનના ચાર કષાયો ખપાવતી વખતે અશ્વકરણાદ્ધાદિ ત્રણ વિશિષ્ટ પ્રયાસો કરે છે. અને તે માટે કષાયોના સ્થૂલ અને સૂક્ષ્મ વિભાગો કરે છે. ૯ મા સુધીમાં ક્રોધ માન માયાના સ્થૂલ અને સૂક્ષ્મ ટુકડા ઉપશમાવી કે ખપાવી નાંખે છે.

### ૧૦ મું ગુણસ્થાનક—

માત્ર લોભના સૂક્ષ્મ અંશો દશમા ગુણસ્થાનકે ઉદયમા ચાલુ હોય છે. તેટલા પૂરતું જ એક સમય કે વધારેમાં વધારે અંતર્મુહૂર્તનું દશમું ગુણસ્થાનક હોય છે, માટે તેનું નામ સૂક્ષ્મ સંપરાય ગુણ સ્થાનક કહેવાય છે. આ ગુણસ્થાનકને સ્પર્શનારા પણ બે જાતના જીવો હોય છે, ઉપશમશ્રેણિ ઉપર અથવા ક્ષપકશ્રેણિ ઉપર ચડતા વિશુદ્ધ અને ઉપશમશ્રેણિથી પડતા સંક્લિષ્ટ.

### ૧૧ મું ગુણસ્થાનક—

આ ગુણસ્થાનકમાં મોહનીયકર્મની તો માત્ર ઉપશમના જ હોય છે. અંતર્મુહૂર્ત પુરૂં થતાંજ ઉપશમ પામેલ કર્મો ઉદયમાં

આવવાની તૈયારી કરે છે. અને તુરત જ અધ્યવસાય ત્યાંથી નીચે ઉતરવા માંડે છે. એટલે અનુક્રમે ૧૦ મે ૯ મે ૮ મે થઇને વખતે ૭–૬–૫–૪–૨–૧ પણ પહોંચી જાય છે. અને આયુષ્યનો ક્ષય થયે પડે તો ૪ થે આવીને અનુત્તર વિમાનમાં પણ ઉત્પન્ન થાય છે.

**૧૨ મું ગુણસ્થાનક—**

મોહનીય કર્મનો સર્વથા ક્ષય થયા પછી જ આ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. એમ મૂળભૂત મોહનીય કર્મનો નાશ થયા પછી બીજા કર્મોનાં મૂળ કંપી ઉઠે છે. અને અંતર્મુહૂર્તમાજ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ બાકીનાં ત્રણ ઘાતી કર્મોનો ક્ષય થઇ જાય છે, ને તુરત કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે.

**૧૩ મું ગુણસ્થાનક—**

કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ એટલે ૧૩ મું ગુણસ્થાનક પ્રાપ્ત થયું જ ગણવાનું, તે ગુણસ્થાનકે વધારેમાં વધારે કાંઈક ન્યૂન ક્રોડ પૂર્વ સુધી કેવળી ભગવાન વિચરી શકે છે, તેમાંના તીર્થંકર ભગવાન હોય, તે તીર્થ સ્થાપે છે અને દેશના આપીને તીર્થ પ્રવર્તાવે પણ છે હવે, કોઇ કેવળી ભગવંતને જો આયુષ્યકર્મ કરતાં બાકીના ૩ **અઘાતી** કર્મો વધારે હોય, તો તેને ખપાવવા એટલે આયુષ્ય જેટલા કરવા, ૧૩ માના છેલ્લા અંતર્મુહૂર્ત પહેલાં તે આઠ સમયનો કેવળી **સમુદ્ઘાત** કરીને કર્મો ખપાવી આયુષ્ય કર્મ જેટલા રાખે છે, પરંતુ જેને આયુષ્ય પૂરુ થતાં જ બધાં કર્મ ખપી જઈ શકે તેટલા સરખા હોય, તેમને સમુદ્ઘાત કરવાની જરુર પડતી નથી. સમૃદ્ઘાતનું સ્વરૂપ સમજવું.

પછી છેલ્લું અંતર્મુહૂર્ત બાકી રહે છે, ત્યારે દરેક કેવળી **આયોજીકરણ** કરે છે. એ આયોજી કરણમાં શુક્લ ધ્યાનની ઉજ્વળતાના બળથી યોગના સ્થૂલ અને સૂક્ષ્મ ટુકડા કરે છે, અને તેનો

રોધ કરે છે. છેવટે તમામ યોગોનો રોધ થઇ જાય છે, અને છેવટે સૂક્ષ્મ કાયયોગનો પણ રોધ ચાલુ હોય છે, ત્યારે ૧૪મુ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. રોધ કરવાની વિધિ જાણવા જેવી છતાં સૂક્ષ્મ હોવાથી અહીં લખી નથી.

### ૧૪ મું ગુણસ્થાનક—

આ ગુણસ્થાનમાં મોક્ષમાં જવા માટે સંસારમાંથી ઉપડી જવાની તૈયારી થાય છે. શુક્લધ્યાનના ૪ થા પાયાથી સૂક્ષ્મ કાયયોગનું રુંધન થતાં જ આત્મા શરીરમાં ઘન અને સ્થિર બની જાય છે. પ્રથમ આત્મા આખા શરીરમાં વ્યાપ્ત હતો તેમાંથી પોલાણના ભાગો પૂરાઈ જતાં ⅓ ભાગ ઘટીને ⅔ ભાગનો ઘન રહે છેઃ સત્તામાં અને ઉદયમાંની પ્રકૃતિઓ ખપી જાય છે. સૂક્ષ્મકાયયોગ રુંધતી વખતે શરીરથી આત્માને છુટો પાડીને લેવાનું ઘણું ખરું મહા કામ પતી ગયું હોય છે. બાકીના કર્મોનો ક્ષય થતાં જ એકજ સમયમાં મોક્ષમાં પહોચી જાય છે. ૧૪ મા ગુણસ્થાનકનો બધો કાળ **અ ઈ ઉ ઋ** લૃ એ પાંચ હ્રસ્વ અક્ષર બોલીએ તેટલો જ હોય છે. શરીરથી આત્મા છુટો પડે છે, ત્યારે કેવી અને કેટલી બધી સૂક્ષ્મ ક્રિયાઓ થાય છે? તેનો સૂક્ષ્મ ચિતાર મોટા ગ્રંથોમાં આ સ્થાને આપવામાં આવેલો છે. અને કાર્મણ–તૈજસ શરીર, કર્મો અને સંસાર સંબંધ છુટતાં જ પાવન આત્મા એક જ સમયમાં સીધેસીધા ઉપર સિદ્ધશિલા ઉપર ઠેઠ લોકના અંત સુધી ચાલ્યા જાય છે. તે મોક્ષ થયો કહેવાય છે.

આ પ્રમાણે ટુંકામા ૧૪ ગુણસ્થાનકોની સરળ સમજ આપી છે. વિશેષ સૂક્ષ્મ **પંચ–સંગ્રહ, કર્મપ્રકૃતિ ટીકા** વિગેરેમાં છે. તેમાંથી સમજી લેવા ખાસ પ્રયાસ કરવોઃ બહુ આનંદદાયક અને સમજવા જેવો વિષય છે.

## ૧. બંધાધિકાર

**૩ જી ગાથા—**

નવી નવી કાર્મણ વર્ગણા અને આત્માનો સંબંધ થાય, તે **બંધ.** બંધ થઈ ગયા પછીના સંબંધને બંધ કહેવામાં આવતો નથી. તેનો તો **સત્તા**માં સમાવેશ થાય છે.

**૫ મી ગાથા—**

**અબંધ**—જ્યાં જેનો અબંધ કહ્યો હોય, તે ગુણસ્થાનકે તે કર્મ બંધાય નહીં, પરંતુ આગળને ગુણસ્થાને બંધ થાય. તેજ પ્રમાણે—**બંધ વિચ્છેદ**—એટલે હવે પછી આગળને ગુણસ્થાનકે ક્યાંય ન બંધાય, તે બંધવિચ્છેદ. છેદ, ક્ષય, અંત, ભેદ વિગેરે શબ્દથી તે સૂચવેલ છે

**પચ્ચીસ**—પચ્ચીસ પ્રકૃતિઓમાંની **તિર્યંચાયુઃ** અને **ઉદ્યોત** નામકર્મઃ એ બન્નેય પુણ્ય પ્રકૃતિઓ છતાં તિર્યંચગતિ સહચરિત હોવાથી અનંતાનુબંધીના ઉદયે જ બંધાય છેઃ તે જ પ્રમાણે બાકીની ૨૩ પ્રકૃતિઓ પણ તીવ્ર સંક્લેશથી બંધાતી હોવાથી તેવો તીવ્ર સંક્લેશ અનંતાનુબંધીયના ઉદયથી હોય છે. આગળ અનંતાનુબંધીયનો ઉદય ન હોવાથી તત્પ્રાયોગ્ય આ પ્રકૃતિઓ બંધાતી નથી.

सम्मा-मिच्छा० "મિશ્ર મોહનીયના ઉદયથી આયુષ્યનો બંધ ન થાય"

**૬ ઠી ગાથા.**

**દેશવિરતિએ**—બીજા કષાય શિવાયની મનુષ્ય યોગ્ય ૭ પ્રકૃતિઓ દેવતા નારકી જ બાંધી શકે છે. તેમને પાંચમું ગુણસ્થાનક નથી. મનુષ્ય અને તિર્યંચ તો પાંચમે ગુણસ્થાનકે દેશવિરતિમાં છે, એટલે તેમને પણ પાંચમે ગુણઠાણે આ મનુષ્ય પ્રાયોગ્ય

પ્રકૃતિઓ ન હોય. કેમકે–તેઓ તો દેવગતિનું આયુષ્ય બાંધે છે. બીજા કષાયનો દેશવિરતિમાં ઉદય ન હોય, માટે બંધ પણ ન હોય, ઘણે ભાગે જેનો ઉદય હોય તે કષાયનો બંધ તેના બળથી હોવાનો સામાન્ય નિયમ છે.

૩ જા **પ્રત્યાખ્યાનીય**–છઠ્ઠે ગુણઠાણે ત્રીજા કષાયનો ઉદય નથી હોતો, માટે બંધ પણ ન હોય.

## ૭ મી ગાથા—

૬ **પ્રકૃતિનો વ્યુચ્છેદ**–એનો પ્રમાદનિમિત્તક બંધ થતો હોવાથી અપ્રમત્તમાં ન હોય. તથા આયુષ્ય કર્મનો બંધ પણ અમુક સંક્લેશ ૬ ઠ્ઠા સુધી છે. ૭ મે નથી.

## ૮ મી ગાથા—

ઘોલના પરિણામ એટલે તથાવિધ અસ્થિર, અશુદ્ધ, સંક્લિષ્ટ અધ્યવસાયઃ એ સર્વનો એક ભાવાર્થ છે.

## ૯–૧૦ મી ગાથા—

અપૂર્વકરણ ગુણસ્થાનકે–સંસારભ્રમણહેતુક ગતિ પ્રાયોગ્ય-માંની દેવગતિ પ્રાયોગ્ય પણ નામકર્મની ૩૦ પ્રકૃતિનો અંત કરે છે, કેમકે–તે ગુણસ્થાનકે ઉપશમશ્રેણિ કે ક્ષપકશ્રેણિની પૂર્વ ભૂમિકા રચાય છે. તેથી કેટલીક મોહનીય કર્મની પ્રકૃતિઓની ઉપશમના, તથા ક્ષપણા થતી હોય છે, એટલે પરિણામની વિશુદ્ધિ પણ અપૂર્વ હોય છે.

## ૧૨ મી ગાથા—

કષાયના ઉદયનિમિત્તે થતા કર્મબંધ સાંપરાયિક કર્મબંધ કહેવાય છે. અને બાકીનો યોગપ્રત્યયિક–યોગનિમિત્તક–બંધ કહે-

**અનિવૃત્તિ બાદર સંપરાય સહકૃત સંકલેશ નિમિત્તક**-સંજવલન ક્રોધ-માન, માયા, લોભ. પુરુષ વેદ ૫

**અપૂર્વકરણ નિવૃત્તિ બાદર સંપરાય સહકૃત સંક્લેશ નિમિત્તક**—હાસ્ય, રતિ, જુગુપ્સા, ભય, નિદ્રા, પ્રચલા, દેવગતિ, દેવાનુપૂર્વી, પંચેન્દ્રિય જાતિ, શુભવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સૌભાગ્ય, સુસ્વર, આદેય, વૈક્રિય શરીર, તૈજસ શરીર, કાર્મણ શરીર, વૈક્રિયાંગોપાંગ, સમચતુરસ્ત્ર સંસ્થાન, નિર્માણ-નામ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત. શ્વાસોચ્છ્વાસ. ૩૩

**(પૂર્વકરણ) યથાપ્રવૃત્તિ અપ્રમાદભાવ સહકૃત સંક્લેશ નિમિત્તક**—આહારક શરીર, આહારક અંગોપાંગ ૨

**પ્રમાદભાવ સહકૃત સંકલેશ નિમિત્તક**—શોક, અરાત, અસ્થિર, અશુભ, અયશ, અસાતા, દેવાયુઃ ૭.

**પ્રત્યાખ્યાની કષાય સહકૃત સંકલેશ નિમિત્તક**—પ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા, લોભ. ૪.

**અપ્રત્યાખ્યાનીય સહકૃત સંકલેશ નિમિત્તક**—અપ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા, લોભ. ૪ તથા મનુષ્યત્રિકઃ ઔદારિકદ્વિકઃ વજ્રઋષભનારાચ સંઘયણ. ૧૦

**અનંતાનુબંધીય કષાય સહકૃત સંક્લેશ નિમિત્તક**—તિર્યંચગતિ, તિર્યંચાનુપુર્વી, તિર્યગાયુઃ, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, થિણદ્ધિ, દૌર્ભાગ્ય, દુઃસ્વર, અનાદેય, અનંતાનુબંધીય ક્રોધ, માન, માયા, લોભ, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કિલિકા એ ચાર સંઘયણ, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ, એ ચાર સંસ્થાન, નીચ-ગોત્ર, ઉદ્યોત નામકર્મ, અશુભ વિહાયોગતિ. સ્ત્રીવેદ ૨૫.

મિથ્યાત્વ સહકૃત સંક્લેશ—નરકગતિ, નરકાનુપૂર્વી, નરકાયુ: સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, એકેન્દ્રિય, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય, હુંડક, સસ્થાન, આતાપ, છેવઠુ સંઘયણ, નપુંસકવેદ, મિથ્યાત્વ. ૧૬

**સમ્યકત્વ સહકૃત સંક્લેશ નિમિત્તક**—જિન નામકર્મ. ૧

અધ્યાપકે-વિદ્યાર્થીઓ પાસે-કયા ગુણઠાણે બંધમાં કઈ કઈ પ્રકૃતિઓ હોય? શા કારણે હોય? કઈ કઈ ન હોય? શા શા કારણે ન હોય? તેમજ ૧૨૦માની દરેક પ્રકૃતિ કયા કયા ગુણસ્થાનક સુધી બંધમાં હોય, તેના વિસ્તૃત યંત્રો તૈયાર કરાવરાવી તેમાના પ્રશ્નોના જવાબ વિદ્યાર્થીઓ સારી રીતે આપી શકે, અને યાદ રાખી શકે, તેવી રીતે વિષય બુદ્ધિમા ઉતારી બરાબર તૈયાર કરાવવાથી વિદ્યાર્થીઓને વિષયમા રસ પડશે, તેમજ ગ્રંથકાર કેટલી હદ સુધી તૈયારી કરવાને સૂચવે છે? તે પણ સમજાશે. બુદ્ધિમાં ઉતારેલો વિષય પાકો અને સારી રીતે યાદ રહ્યો છે કે નહી? તે તરફ પણ અધ્યાપકે ખ્યાલ રાખી, બરાબર પક્વ જણાય, તોજ આગળ વધવું જોઈએ. આ પ્રમાણે જ ઉદય-ઉદીરણા તથા સત્તામાં પણ કરવુ.

## ઇતિ શ્રીકર્મસ્તવ કર્મગ્રન્થ પ્રદીપે-બંધાધિકારઃ

## ૨. ઉદયાધિકાર:-

### ૧૩ મી ગાથા—

કોઈ પણ કર્મ જે સમયે બંધાય, તેજ સમયથી તેની સત્તા શરૂ થાય છે. અને જે કર્મનો જેટલો અબાધાકાળ હોય, તેટલો પૂરો થતા જ તે કર્મો ઉદયમા આવવા માટે કર્મદળોની નિષેક નામની એક જાતની રચના થાય છે. અને નિષેકના આગળના ભાગમા કર્મો ઉદયાવલિકામા પેસીને ઉદયમા આવી ફળ બતાવવા માડે છે અને,

વાય છે. અહીં કષાય શબ્દ સામાન્ય રીતે મોહનીયકર્મનું ઉપલક્ષણ છે.

બંધના કારણોમાં યોગ અને મોહનીય કર્મ ખાસ છે. તેને અનુસરીને જે ગુણસ્થાનકે જે જાતના નિમિત્તો હોય, તે પ્રકારના કર્મ બંધાય છે.

દાખલા તરીકે—૧ વેદનીય કર્મમાંની સાતા વેદનીય કર્મ-પ્રકૃતિ યોગનિમિત્તક જ બધાય છે. અસાતાના બધમા કષાયના સહકારની જરૂર હોય છે.

હવે, મોહનીય કર્મનિમિત્તક થતા બંધના–પ્રમાદસહકૃત અપ્રમાદ સહકૃત એવા ભેદ પડે છે. તથા મોહનીયના સૂક્ષ્મ સંપરાય, બાદર સંપરાય, બાદરમાં પણ નિવૃત્તિ–અનિવૃત્તિ, યથાપ્રવૃત્તિ, અપૂર્વકરણ–અપૂર્વકરણ, પ્રત્યાખ્યાનીય, અપ્રત્યાખ્યાનીય, અનંતાનુબંધીય, મિથ્યાત્વ, વિગેરે નિમિત્તો બને છે. તથા સમ્યક્ત્વ સહકૃત સંક્લેશ પણ બંધમાં નિમિત્ત રૂપ બને છે.

આ ઉપરથી સમજી શકાશે કે–જે ગુણસ્થાનકે જેટલા નિમિત્તોનો સંભવ છે, તે ગુણસ્થાનકે તે નિમિત્તોથી બંધાતી સર્વ કર્મ-પ્રકૃતિઓ બધાય છે.

**નિમિત્તવાર કર્મપ્રકૃતિઓ—**

**યોગ નિમિત્તક**—સાતા વેદનીય ૧

**સૂક્ષ્મસંપરાય સહકૃત સંક્લેશનિમિત્તક**—ચક્ષુઃ અચક્ષુઃ અવધિઃ કેવળઃ દર્શનાવરણીય. મતિઃ શ્રુતઃ અવધિઃ મનઃપર્યાયઃ અને કેવળઃ જ્ઞાનાવરણીય. પાંચ અંતરાય, ઉચ્ચગોત્ર, યશનામ કર્મ ૧૬

# બંધમાં મુખ્ય નિમિત્તો

| ગુણસ્થાનક | યોગનિમિત્તક | સૂક્ષ્મ સંપરાય નિમિત્તક | અનિવૃત્તિ બાદર કષાય નિમિત્તક | અપૂર્વકરણ નિવૃત્તિ સહકૃત બાદર કષાય નિમિત્તક | અપ્રમત્તભાવ નિ. | પ્રમત્તભાવ નિમિ. | પ્રત્યાખ્યાનાય કષાય નિમિત્તક | અપ્રત્યાખ્યાનાય કષાય નિમિત્તક | સમ્યક્ત્વ સહકૃત સંક્લેશ નિમિત્તક | અનંતાનુબંધીય નિમિત્તક | મિથ્યાત્વ નિમિત્તક | કુલ પ્રકૃતિઓ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મિથ્યાત્વ | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૭ | ૪ | ૧૦ | | ૨૫ | ૧૬ | ૧૧૭ |
| સાસ્વાદન | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૭ | ૪ | ૧૦ | | ૨૫ | | ૧૦૧ |
| મિશ્ર | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૬ | ૪ | ૯ | | | | ૭૪ |
| અવિરતિ | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૭ | ૪ | ૧૦ | | | | ૭૭ |
| દેશવિરતિ | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૭ | ૪ | | ૧ | | | ૬૭ |
| પ્રમત્ત સંયત | ૧ | ૧૬ | ૫ | ૩૩ | | ૭ | | | ૧ | | | ૬૩ |
| અપ્રમત્ત સંયત | ૧ | ૧૬ | ૫ | ૩૩ | ૨ | | | | ૧ | | | ૫૮ |
| અપૂર્વકરણ | ૧ | ૧૬ | ૫ | ૩૩ | ૨ | | | | ૧ | | | ૫૮ |
| અનિવૃત્તિ બાદર | ૧ | ૧૬ | ૫ | | | | | | ૧ | | | ૨૨ |
| સૂક્ષ્મ સંપરાય | ૧ | ૧૬ | ૦ | | | | | | | | | ૧૭ |
| ઉપશાંત મોહ | ૧ | ૦ | ૦ | | | | | | | | | ૧ |
| ક્ષીણ મોહ | ૧ | ૦ | ૦ | | | | | | | | | ૧ |
| સયોગિ | ૧ | ૦ | ૦ | | | | | | | | | ૧ |
| અયોગિ | ૦ | ૦ | ૦ | | | | | | | | | ૦ |
| કુલ ગુણસ્થાનક | ૧૩ | ૧૦ | ૯ | ૮ | ૨ | ૬ | ૫ | ૪ | ૫ | ૨ | ૧ | |

જેનો ઉદયમાં આવવાનો વખત પૂરો થયો ન હોય, છતાં તે કર્મો આત્માના કરણવિશેષથી-અધ્યવસાયવિશેષથી ઉદયાવળિકામાં પ્રવેશ કરી ઉદયમાં આવવા લાગે, તે ઉદીરણા કહેવાય છે.

સમ્યક્ત્વ મોહનીય કર્મનો ઉદય ૪ થી ૭ મા સુધી જ હોય છે. જિન નામકર્મનો રસોદય ૧૩-૧૪ ગુણસ્થાનકે હોય છે, અને પ્રદેશોદય ૪ થી શરૂ હોય છે.

**૧૪ મી ગાથા—**

**નરકાનુપૂર્વીનો ઉદય ન હોય-ઔપશમિક** સમ્યક્ત્વ વમતા સાસ્વાદન ગુણઠાણે રહેલો નરકગતિમાં જાય નહીં, મિથ્યાત્વ પામીને જ જાય. એટલે નરકગતિમાં જતાં સાસ્વાદન ગુણઠાણું ન હોવાથી નરકાનુપૂર્વીનો ઉદય ન હોય.

**મિથ્યાત્વી હોય**—સૂક્ષ્મ, લબ્ધિ અપર્યાપ્ત, અને સાધારણ મિથ્યાત્વી જ હોય.

**૧૭ મી ગાથા—**

**જાતિ સ્વભાવે જ-જ્ઞાતા ધર્મકથાંગમાં નંદમણીયારનો** જીવ દેડકો થાય છે, તેને **સવ્વં પાણાઈવાયં પચ્ચક્ખામિ** પાઠનો ઉચ્ચાર કરીને અનશન કરાવાય છે, તે પણ દેશવિરતિના પરિણામ રૂપજ સમજવુ. સર્વવિરતિપણું જો તિર્યંચને હોય, તો કેવળજ્ઞાનનો પણ સભવ માનવો પડે.

**૧૯ મી ગાથા—**

**સ્ત્રીવેદ**—સ્ત્રીવેદના અધ્યવસાય સ્થાનમાં અવસ્થિત પ્રથમ સ્ત્રી, પુરુષ અને નપુંસક વેદનો ક્ષય કરે, પુરુષવેદમાં અવસ્થિત તો પુરુષ, સ્ત્રી અને નપુસક વેદ ખપાવે. નપુંસકવેદમાં અવસ્થિત નપુંસક, સ્ત્રી અને પુરુષ વેદ ખપાવે.

૨૦ મી ગાથા—

**નિદ્રાનો ઉદય હોય**–ઘોલના પરિણામ હોવાથીઃ મતાન્તરે છઠ્ઠો ક૦ ગા૦ ૯ મી.

૨૧–૨૨ મી ગાથા—

પ્રથમની ૨૭ પ્રકૃતિઓ કાયયોગને લગતી છે. એટલે કાયયોગનું રુંધન થવાથી તેનો ઉદય બંધ પડી જાય છેઃ સત્તામાં હોય છે. અને અયોગિના દ્વિ–ચરિમસમય સુધીમાં સત્તામાંથી પણ ચાલી જાય છે. સુસ્વર–દુઃસ્વરનો પણ વાગ્યોગનું રુંધન થવાથી ઉદય હોઇ શકે નહીં.

માત્ર મોક્ષના અસાધારણ નિમિત્ત કારણભૂત પુણ્યોદયાત્મક પ્રકૃતિઓ પ્રાયઃ ૧૪ મા ગુણસ્થાનક સુધી યે ઉદયમાં હોય છે. માટે જ ત્યાં સંસારી અવસ્થા મનાય છે. પછી સિદ્ધાવસ્થા થાય છે. એટલે એક પણ કર્મ ઉદયમાં કે સત્તામાં નથી હોતું. સત્તામા પણ ૧૪ મે ગુણસ્થાનકે લગભગ આ જ પ્રકૃતિઓ હોય છે.

અભ્યાસીએ ઉદયની ૧૨૨ પ્રકૃતિઓના યંત્ર બનાવવાથી એક એક પ્રકૃતિ કયા ગુણસ્થાનક સુધી ઉદયમાં હોય છે? તે સ્પષ્ટ સમજમાં આવી જશે. તેમજ કઈ કઈ પ્રકૃતિઓ કયા ગુણઠાણે ઉદયમાં ન હોય, તે પણ સ્પષ્ટ સમજાશે તે બરાબર સમજ્યા પછી–હૃદયગત યાદ કર્યા પછી–ઉદયમા હોવાના અને ન હોવાના કારણોની વિચારણા કરવી. જેમ ચૌદ ગુણઠાણામાં કઇ કઇ ન બંધાય, તેનો યંત્ર આઠેય કર્મ-વાર બનાવી લેવો, તે પ્રમાણે ઉદય ઉદીરણા અને સત્તાને લગતા પણ બનાવી લેવાથી અભ્યાસ વધારે ચોક્કસ થશે. ઉદયના નિમિત્તો લગભગ નીચે પ્રમાણે છે. અભ્યાસીઓએ પોતાની બુદ્ધિથી કારણોનો વિચાર કરવાથી કઇ પ્રકૃતિ અમુક ગુણસ્થાનકે શા કારણે ઉદયમાં હોય? તે લગભગ સ્વયં સમજી શકશે. **અવિનાભાવિ**=ની સાથે અવશ્ય હોનાર, એવો અર્થ કરવો.

| યદ્-અવિનાભાવિ પ્રકૃતિઓના નિમિત્તો | કુલ પ્રકૃતિ | ગુણસ્થાન ૧ | ,, ૨ | ,, ૩ | ,, ૪ | ,, ૫ |
|---|---|---|---|---|---|---|
| કેવળજ્ઞાન | ૧ | | | | | |
| મિશ્ર ગુણસ્થા૦ | ૧ | | | ૧ | | |
| ક્ષયોપશમ સમ્યક્ત્વ | ૧ | | | | | |
| પ્રમત્ત સયત | ૨ | | | | | |
| મિથ્યાત્વ | ૫ | ૫ | | | | |
| જન્માન્તર | ૪ | ૪ | ૩ | ૦ | ૪ | |
| અનતાનુબધીય | ૯ | ૯ | ૯ | | | |
| અપ્રત્યાખ્યાનીય | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | |
| પ્રત્યાખ્યાનાય | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| પ્રમાદભાવ સંક્લેશ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| યથાપ્રવૃત્તિ-પૂર્વકરણ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| તથાવિધ સક્લિષ્ટ પરિણામ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| બાદરકષાય | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| અયથાખ્યાત ચારિત્ર | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| અક્ષપક ભાવ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | |
| છાદ્મસ્થિક ભાવ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ |
| બાદરકાય-વાગ્યોગ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ |
| સસારીજીવન | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| માનવભવ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| સિદ્ધત્વસ્પર્શીપુણ્ય | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| કુલ નિમિત્તો | ૨૦ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૫ | ૧૩ |
| કુલ પ્રકૃતિઓ | ૧૨૨ | ૧૧૭ | ૧૧૧ | ૧૦૦ | ૧૦૪ | ૮૭ |
| કેટલી પ્રકૃતિઓ ન હોય | ૦ | ૫ | ૧૧ | ૨૨ | ૧૮ | ૩૫ |

| , ૬ | ,, ૭ | ,, ૮ | ,, ૯ | , ૧૦ | ,, ૧૧ | ,, ૧૨ | ,, ૧૩ | ,, ૧૪ | મૂળ ગુણસ્થાનકે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | ૨ |
| | | | | | | | | | ૧ |
| ૧ | ૧ | | | | | | | | ૪ |
| ૨ | | | | | | | | | ૧ |
| | | | | | | | | | ૧ |
| | | | | | | | | | ૩ |
| | | | | | | | | | ૨ |
| | | | | | | | | | ૪ |
| | | | | | | | | | ૫ |
| ૩ | | | | | | | | | ૬ |
| ૩ | ૩ | | | | | | | | ૭ |
| ૬ | ૬ | ૬ | | | | | | | ૮ |
| ૬ | ૬ | ૬ | ૬ | | | | | | ૯ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | | | | | ૧૦ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | | | | ૧૧ |
| ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | | | ૧૨ |
| ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | | ૧૩ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૪ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૧૪ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૧૪ |
| ૧૩ | ૧૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૫ | ૪ | |
| ૮૧ | ૭૬ | ૭૨ | ૬૬ | ૬૦ | ૫૯ | ૫૭ | ૪૨ | ૧૨ | |
| ૪૧ | ૪૬ | ૫૦ | ૫૬ | ૬૨ | ૬૩ | ૬૫ | ૮૦ | ૧૧૦ | |

૧ કેવળજ્ઞાન અવિનાભાવિ પ્રકૃતિઓ—જિનનામ કર્મોદય ૧

૨ મિશ્રગુણસ્થાનક અવિનાભાવિ—મિશ્ર મોહનીય કર્મોદય ૧

૩ ક્ષયોપશમ સમ્યક્ત્વ અવિનાભાવિ—સમ્યક્ત્વ મોહનીય કર્મોદય ૧

૪ પ્રમત્ત સંયત અવિનાભાવિ-આહારક શરીર અને આહારક અંગોપાંગનામકર્મનો ઉદય ૨

૫ મિથ્યાત્વોદય અવિનાભાવિ—સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, આતાપ નામકર્મ, મિથ્યાત્વમોહનીય કર્મોદય ૫

૬ જન્માન્તર અવિનાભાવિ—નરકાનુપૂર્વી-મનુષ્યાનુપૂર્વી-તિર્યગાનુપૂર્વી-દેવાનુપૂર્વીનો ઉદય ૪

૭ અનન્તાનુબન્ધીયકષાયોદયાવિનાભાવિ-અનન્તાનુબન્ધીય ક્રોધ, માન, માયા, લોભ, સ્થાવર, એકેન્દ્રિય-બેઇંદ્રિય-તેઇંદ્રિય-ચઉરિન્દ્રિય જાતિ નામકર્મનો ઉદય ૯.

૮ અપ્રત્યાખ્યાનીય કષાયોદયાવિનાભાવિ-અપ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા, લોભ, દેવગતિ, દેવાયુ, નરકગતિ, નરકાયુ, વૈક્રિય, વૈ. અંગોપાંગ, દૌર્ભાગ્ય, અનાદેય, અયશનામ કર્મોદય ૧૩

૯ પ્રત્યાખ્યાનીય કષાયોદયાવિનાભાવિ—પ્રત્યાખ્યાનીય ક્રોધ, માન, માયા, લોભ, તિર્યંચગતિ, તિર્યંચાયુઃ નીચગોત્ર, ઉદ્યોત નામકર્મોદય. ૮

૧૦ પ્રમત્તભાવાવિનાભાવિ—નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, થિણદ્ધિનો ઉદય. ૩

૧૧ પૂર્વકરણાવિનાભાવિ—અર્ધનારાચ, કિલિકા, છેવઠા સંઘયણનો ઉદય ૩.

૧૨ **તથાવિધ સંક્લિષ્ટ પરિણામાવિનાભાવિ**—હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા–મોહનીય કર્મોદય ૬.

૧૩ **બાદર કષાયોદયાવિનાભાવિ**—પુરુષ, સ્ત્રી અને નપુંસક વેદોદય, સંજ્વલન ક્રોધ માન માયોદય. ૬

૧૪ **અયથાખ્યાત ચારિત્રાવિનાભાવિ**—સંજવલન લોભોદય. ૧

૧૫ **અક્ષપક અવિનાભાવિ**—ઋષભનારાચ, નારાચ સંઘયણોદય. ૨

૧૬ **છાદ્મસ્થિકભાવઅવિનાભાવિ**—નિદ્રા, પ્રચલા, મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યાય–કેવળ જ્ઞાનાવરણીય, ચક્ષુ–અચક્ષુ–અવધિ–કેવલ દર્શનાવરણીય, દાનાન્તરાય–લાભાન્તરાય–ભોગાન્તરાય–ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાયોદય. ૧૬

૧૭ **બાદરકાયયોગાવિનાભાવિ**—ઔદારિક શરીર, ઔદારિક અંગોપાગ, અસ્થિર, અશુભ, શુભ વિહાયોગતિ, અશુભ વિહાયોગતિ, પ્રત્યેક, સ્થિર, શુભ, સમચતુરસ્ર, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ, હુંડક, અગુરુલઘુ, ઉપઘાત, પરાઘાત, શ્વાસોચ્છ્વાસ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, નિર્માણ, તૈજસ, કાર્મણ, વજ્રઋષભનારાચ સંઘયણ કર્મોદય–૨૭

૧૮ **બાદર વાગ્યોગાવિનાભાવિ**—દુઃસ્વર સુસ્વર નામકર્મોનો ઉદય ૨

૧૯ **સાંસારિક ભાવ અવિનાભાવિ**—સાતા અને અસાતા વેદનીય. ૨

૨૦ **માનવભવાવિનાભાવિ**—મનુષ્યગતિ અને મનુષ્યાયુષ્ય. ૨

**૨૧ મોક્ષમાં અનન્તર સહાયક મુખ્ય પુણ્યપ્રકૃતિઓ**–ત્રસ, બાદર, પર્યાપ્ત, પંચેન્દ્રિય જાતિ, ઉચ્ચ ગોત્ર, સુભગ, આદેય, યશનામ કર્મોદય. ૮

આમા જણાવેલા ઉદયના નિમિત્તોમાં કેટલાક મુખ્ય હોય છે ત્યારે બીજા કેટલાક તેના પેટા નિમિત્તો ઘણા હોય છે. જેમકે–પ્રમત્ત ભાવના મિથ્યાત્વ, અનંતાનુબંધીય વિગેરે, બાદરકષાયના ઠેઠ નવમા ગુણસ્થાનક સુધી સંભવતા દરેક નિમિત્તો હોય છે. સિદ્ધત્વ સ્પર્શીમાં સંસારી જીવના અવિનાભાવિ–માનવભવાવિનાભાવિ, અને કેવલ–જ્ઞાનાવિનાભાવિનો પણ સમાવેશ થાય છે. આજુબાજુની પરિસ્થિતિ ઉપરથી આ નિમિત્તો અભ્યાસીઓની સરળતા માટે અમે સૂચવેલ છે. પરંતુ શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર આમાં કાંઇ સ્ખલના જણાય, તો તજ્જ્ઞો સુધારીને તેનો ઉપયોગ કરશે.

## ઇતિ કર્મગ્રન્થ–કર્મસ્તવ–પ્રદીપે ઉદયા–ऽધિકારઃ

## ૩. ઉદીરણા-ऽધિકાર–

### ગાથા ૨૨ાા પછીથી ૨૪ પૂરી સુધી.

ઉદય પ્રમાણે ઉદીરણાનો અધિકાર સમજી લેવો. અને તેમાં જે પ્રકૃતિઓનો ફેરફાર મૂળમાં બતાવેલો છે, તે પ્રમાણે ઘટાવીને દરેક યંત્રો તથા નિમિત્તો વગેરે ઘટાવીને તે પ્રમાણે જે ફેરફાર આવે તે પ્રમાણે સ્વયં યંત્રો બનાવી બરાબર સમજી લેવું.

## ઇતિ કર્મગ્રન્થ–કર્મસ્તવ–પ્રદીપે ઉદીરણા-ऽધિકારઃ

## ૪. સત્તા-ऽધિકાર–

**સત્તાની વ્યાખ્યા**–બંધાદિક વડે, પ્રાપ્ત કરેલ છે,–આત્મ લાભ=આત્મ સ્વરૂપ, જેઓએ–જે કર્મોએ–તે બંધાદિક વડે સ્વસ્વરૂપ પામેલા

કર્મો, બંધાદિ–લબ્ધાત્મ–લાભ કર્મ, તેવા–બંધાદિલબ્ધાત્મ–લાભવાળા કર્મોની સ્થિતિ–કર્મ પરમાણુઓનું અવસ્થાન–સદ્‌ભાવ–વિદ્યમાનતા, તે સત્તા. અહિં–બંધઆદિ શબ્દમા આદિ શબ્દથી સંક્રમણ વિગેરે લેવા.

આત્મા સાથે કાર્મણ વર્ગણા ન જોડાઇ હોય, ત્યાં સુધી તે કાર્મણ વર્ગણા કહેવાય છે. અને જે સમયે આત્મા સાથે જોડાય છે. તે સમયથી તેનું કર્મ એવું નામ શરૂ થાય છે. અને જ્યારથી કર્મ તરીકેનું તેઓનુ સ્વરૂપ શરૂ થાય છે. ત્યારથી આત્મા સાથે તેની વિદ્યમાનતા–તે કર્મની સત્તા–ગણાય છે. જેમકે–નરકગતિનો બંધ થાય ત્યારથી, તે ઉદયમાં આવીને નિર્જરી ન જાય ત્યા સુધી નરકગતિ નામકર્મની સત્તા ગણાય છે. કેમકે–તે કર્મ પુદ્‌ગલોએ–નરકગતિ નામકર્મ તરીકેનું પોતાનું આત્મસ્વરૂપ બંધથી મેળવ્યું છે, માટે નરકગતિની સત્તા ગણાય છે. હવે તિર્યંચગતિ નામકર્મે એવી રીતે તિર્યંચગતિ નામકર્મ રૂપે પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું હોય, તો તેની પણ સત્તા ગણાય છે. કદાચ નરકગતિ નામકર્મ તિર્યંચગતિ નામકર્મમાં સંક્રમી જાય તો–તિર્યંચગતિએ બંધ વડે સ્વસ્વરૂપ મેળવ્યું હતું, તેમાં નરકગતિ નામકર્મનો સંક્રમ થવાથી તિ૦ ગતિએ સંક્રમ વડે પણ પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કર્યું: અને તેની સત્તા કાયમ રહી, પરંતુ નરકગતિ નામકર્મની સત્તા બંધથી ઉત્પન્ન થઇ હતી, છતા તેનો સંક્રમ થઇ જવાથી તેની સત્તા બંધ પડી ગઇ. અને તિર્યગ્‌ગતિની સત્તા કાયમ રહી. એજ રીતે મિથ્યાત્વની સત્તા બંધથી થઇ હોય છે અને સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્રમોહનીયની સત્તા મિથ્યાત્વના સ્થિતિ તથા રસના અપવર્તનથી નવી જ થાય છે. અને પરસ્પરમા સંક્રમીને એક–બીજાની સત્તા નાબુદ પણ થાય છે.

અહી **આત્મલાભ** શબ્દનો અર્થ:—તે તે કર્મે પોતપોતાનું સ્વરૂપ મેળવવું—પ્રાપ્ત કરવું, એવો કરવો.

**સત્તામાં સદ્‌ભાવ** સત્તા અને **સંભવ** સત્તાનું સ્વરૂપ સમજી લેવાથી કાંઇક સરળતા થશે, જેમકે—કેટલીક પ્રકૃતિઓ અમુક વખતે સત્તામાં ન હોય, પરંતુ ભવિષ્યમાં અવશ્ય સત્તામાં હોવાનો સંભવ માનીને તેની સત્તા ગણાવવામાં આવી હોય છે, તે **સંભવ સત્તા** કહેવાય છે, અને કેટલીક પ્રકૃતિઓની તે કાળે સત્તા હોય છે, તે **સદ્‌ભાવ સત્તા** કહેવાય છે. દાખલા તરીકે—નરકાયુષની અને તિર્યં-ચાયુષ્યની સત્તાવાળો ઉપશમશ્રેણી જ ન માંડે, તો ૧૧ મે ગુણઠાણે ૧૪૮ ની સત્તા શી રીતે હોય? પરંતુ દેવાયુ કે મનુષ્યાયુ બાંધ્યું હોય, તો તેની તો **સદ્‌ભાવ સત્તા** ગણાય જ. પરંતુ ઉપરના બે બે આયુષ્યની સદ્‌ભાવ સત્તા ન ગણાય. પરંતુ ૧૧ મે થી પડીને, પછી તે આયુષ્ય બાંધનાર હોય, તે અપેક્ષાએ સત્તા ગણાવવાથી **સંભવ સત્તા** ગણાય છે. **સંભવ સત્તા** અને **સદ્‌ભાવ સત્તામાં** પણ **પૂર્વબદ્ધાયુ** અને **અબદ્ધાયુ** એવા બે પ્રકાર પડે છે. અને તેમા પણ નાના—જુદા જુદા **અનેક જીવ** આશ્રયિને, અને **એક—જીવ** આશ્રયિને સત્તાનો વિચાર કરવામાં આવ્યો હોય છે. તેમજ ઉપશમશ્રેણિ, **ક્ષપકશ્રેણિને** આશ્રયિને પણ વિચાર કરવાનો રહે છે. તેમાં પણ **અનન્તાનુબંધીય વિસંયોજક** અને **અવિસંયો-જકને** આશ્રયિને, તેમજ ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક સમ્યક્ત્વને આશ્રયિને વિચાર કરવાનો રહે છે.

વિસંયોજના કરનાર તે **વિસંયોજક**. વિસંયોજના એટલે દર્શનસપ્તકમાંથી અનંતાનુબંધીય ચારનો ક્ષય થાય, અને બાકીની ત્રણનો ક્ષય ન થયો હોય એટલે મિથ્યાત્વ મોહનીય કર્મ સત્તામાં હોવાથી તેનો ઉદય થાય, ત્યારે ફરીથી અનંતાનુબંધીય બંધાય એટલે જે જાતના ક્ષય પછી ફરીથી બંધનો સંભવ ઉભો રહે, તેવા ક્ષયનું નામ અહીં **વિસંયોજના** છે. અને જે ક્ષય થયા પછી ફરીથી ન બંધાય, ક્ષય તે કાયમી ક્ષય, તે **ક્ષય** કહેવાય છે. આ પ્રમાણે ખાસ કરીને અનંતાનુબંધીય કષાયમાં વિસંયોજના બને છે.

તે માટે સત્તાનો આ સાથેનો વિસ્તૃત નિબંધ વિચારવાથી સત્તા સંબંધીની વ્યવસ્થા બરાબર સમજાશે, આ નિબંધ સમજ્યા પછી એક એક પ્રકૃતિની ગુણસ્થાનકવાર સત્તા, સકારણ વિચારી શકાય, માટે ૧૪૮ પ્રકૃતિઓનો ૧૪ ગુણસ્થાનક ઉપર વિસ્તૃત યંત્ર અભ્યાસીએ તૈયાર કરવો. તેમજ સત્તાના કારણો, અને અસત્તાના કારણો, અને તેની સાથે સંબંધ ધરાવતી પ્રકૃતિઓની વિચારણા પણ કરી લેવી. કયા ગુણસ્થાનકે કોની કોની સત્તા ન હોય અને શા કારણે? તે પણ અભ્યાસીઓએ સ્વયં તૈયાર કરીને સમજી લેવું. બંધ વિગેરેની પેઠે તે યંત્રો વિસ્તાર થવાથી બધા આપીશું નહી. માત્ર દિગ્દર્શન અને આ સાથે આ સંસ્થાના ચાલુ અભ્યાસી વિદ્યાર્થીઓ તૈયાર કરેલું સ્પષ્ટીકરણ વિચારવાથી તેમા પણ ઘણી મદદ મળશે.

## સત્તા વિષે સ્પષ્ટીકરણ.

### મિથ્યાત્વ ગુણસ્થાનક.

આ ગુણઠાણાવાળા આત્માઓ મુખ્યત્વે બે પ્રકારના હોય છે.

૧. અનાદિ મિથ્યાત્વી. ૨. સાદિ મિથ્યાત્વી.

જેઓ મિથ્યાત્વ ગુણસ્થાનકથી અન્ય ગુણસ્થાનકે કદી પણ ગયા ન હોય, તે **અનાદિ મિથ્યાત્વી.** તેમાંયે કેટલાક જીવો આગળના ગુણસ્થાનકે જવાની લાયકાત ધરાવતા હોય છે, અને કેટલાક લાયકાત વગરના હોય છે, તેઓને શાસ્ત્રોમાં અનુક્રમે **ભવ્ય** અને **અભવ્ય** કહેલા છે, તેમા પણ કેટલાક જીવો **ત્રસપણું** પામ્યા જ નથી અને કેટલાક જીવો **ત્રસપણું** પામેલ છે; એમ બે પ્રકારના છે, તેમાં પણ કેટલાક જીવો તે ભવમાં આગામિભવનુ આયુષ્ય બાંધેલ, અને નહિ બાંધેલ, એમ બે પ્રકારના હોય છે, તે **પૂર્વબદ્ધાયુ** અને **અબદ્ધાયુ** ગણ્યા છે.

એક જીવની અપેક્ષાએ વિચારતાં અન્યગતિના આયુષ્યના બંધકજીવને ૧૩૯ પ્રકૃતિ હોય. તે તદ્દગતિના આયુષ્યના બંધક જીવને ૧૩૮ પ્રકૃતિ સત્તામાં હોય.

**૮. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું પામેલ: અબદ્ધાયુ: ભવ્ય.** આવા જીવોની સત્તા બે પ્રકારે વિચારવી.

૧. સદ્દ્ભાવ સત્તા. ૨. સભવ સત્તા.

જે જીવો, તેજ ભવે મોક્ષમાં જવાના છે અને વિદ્યમાન કર્મ—પ્રકૃતિઓની સત્તાવાળા છે, તે બન્નેય પ્રકારના જીવોનો સમાવેશ **સદ્દભાવ સત્તામાં** થાય છે.

જે જીવોને આયુષ્યના બંધનો સંભવ છે, તે જીવોનો **સંભવ સત્તામાં** સમાવેશ થાય છે.

**સદ્દભાવ સત્તાવાળા** જીવોને સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત અને ત્રણ આયુષ્ય, એ દસ પ્રકૃતિ વિના ૧૩૮ પ્રકૃતિની સત્તા હોય. તેમાં ભોગવાતું જ આયુષ્ય હોય.

**સંભવ સત્તાવાળા** જીવોમાં (૧) **અનેક જીવની** અપેક્ષાએ ચારેય આયુષ્ય ગણવાથી ઉપરોક્ત સાત પ્રકૃતિ વિના ૧૪૧ પ્રકૃતિ હોય.

(૨) **એક જીવની** અપેક્ષાએ **અન્ય ગતિના** આયુષ્યના બંધકને ૧૩૯ પ્રકૃતિ હોય.

(૩) **તદ્દગતિના** આયુષ્યના બંધકને ૧૩૮ પ્રકૃતિની સત્તા હોય.

હવે, તે સર્વ ભાંગાઓને ગતિની અપેક્ષાએ વિચારીએ:

**૧. નરકગતિ.**

આ ગતિના જીવો મનુષ્ય અને તિર્યંચાયુષ્ય જ બાંધી શકે,

તેથી તે બે આયુષ્ય અને ભોગવાતું નરકાયુ, એ ત્રણ આયુષ્ય, અનેક જીવની અપેક્ષાએ, સત્તામાં હોઈ શકે.

તથા, ઉપરોક્ત આઠ ભાંગામાથી ત્રસપણું પામેલ એવા ચાર ભાંગાજ અહીં કલ્પે, તે અનુક્રમે ત્રીજો, ચોથો, સાતમો અને આઠમો. એ ચાર ભાગાની સત્તા નરકગતિમાં–પૂર્વબદ્ધાયુને, અનેક જીવની અપેક્ષાએ, સમ્યક્ત્વ મોહનીય આદિ સાત તથા દેવાયુ વિના ૧૪૦ પ્રકૃતિ સત્તામાં હોય. સંભવસત્તામાં પણ ઉપરોક્ત રીતિએજ સત્તા હોય

તથા એક જીવની અપેક્ષાએ ૧૩૯નીઃ તથા અબદ્ધાયુને ૧૩૮ સત્તા હોય.

## ૨. તિર્યંચગતિ.

આ ગતિમા પૂર્વોક્ત આઠેય વિકલ્પ સભવી શકે, તથા, તેજ પ્રમાણે સત્તા સંભવી શકે. પરતુ વિશેષ એ છે કે–ત્રસપણુ પામેલ જીવો તેઉ વાઉમાં આવે, ત્યારે દેવદ્વિક અથવા નરકદ્વિક ઉવેલે, તે, અન્ય ગતિમાં નહિ જતા હોવાથી તદ્યોગ્ય દેવ, મનુષ્ય અને નરકાયુ, અનાદિ મિથ્યાત્વી હોવાથી સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત, એ બાર પ્રકૃતિ વિના એક જીવની અપેક્ષાએ ૧૩૬, તથા ઉપરના બે દ્વિકમાથી બાકી રહેલું એક દ્વિક, અને વૈક્રિય ચતુષ્ક, એ વૈક્રિયષટ્ક ઉવેળ્યે, ૧૩૦, ઉચ્ચગોત્ર ઉવેળ્યે ૧૨૯, ને મનુષ્યદ્વિક ઉવેળ્યે ૧૨૭ પ્રકૃતિની સત્તા હોય.

પૃથ્વી, અને અને વનસ્પતિ જીવો નરકદ્વિક યા દેવદ્વિક ઉવેલે, સો અનાદિ મિથ્યાત્વી હોવાથી સમ્યક્ત્વ મોહનીયાદિ ૭. દેવ તથા નરકમા નહિ જતા હોવાથી તેના બે આયુષ્ય, એમ કુલ ૯ પ્રકૃતિ વિના અનેક જીવની અપેક્ષાએ ૧૩૯, કારણકે–કોઈ નરકદ્વિક ઉવેલે, અથવા તો કોઈ દેવદ્વિક ઉવેલે, પરતુ અનેક જીવની અપેક્ષાએ બંને દ્વિક સત્તામાં હોય. અમુક એકજ જાતનું દ્વિક ઉવેલે,

એટલે કે–તેઓના નીચે પ્રમાણે ભેદ પાડી શકાશે.

**૧–અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું નહિ પામેલઃ પૂર્વ-બદ્ધાયુ: ૨ અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું નહિ પામેલઃ અબ-દ્ધાયુઃ ૩ અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું: પામેલઃ પૂર્વબદ્ધાયુઃ ૪ અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું પામેલઃ અબદ્ધાયુઃ** એ ચારેય **ભવ્ય અને અભવ્યઃ** એમ કુલ આઠ.

હવે, ઉપરના ભેદોમાં સત્તા ઘટાવવી સુગમ થશે. સત્તા ઘટા-વતા પૂર્વે એટલું સમજી લેવું કે–જેઓ ત્રસપણું કદી નથી પામ્યા, તેઓને-નરદ્વિક, નરકદ્વિક, દેવદ્વિક, વૈક્રિય ચતુષ્કઃ આહારક ચતુષ્ક, નરકાયુ, મનુષ્યાયુ, દેવાયુ, સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય, ઉચ્ચ-ગોત્ર તથા જિનનામ, એ એકવીસ પ્રકૃતિઓ કદી પણ સત્તામાં ન હોય, તથા જેઓ અનાદિ મિથ્યાત્વી હોય, તેઓને સમ્યક્ત્વ મોહ-નીય, મિશ્રમોહનીય, આહારક ચતુષ્ક અને જિનનામ એ સાત પ્રકૃ-તિઓ સત્તામાં હોયજ નહિ. એક જીવને વધુમાં વધુ બેજ આયુષ્ય સત્તામાં હોય.

હવે, આપણે સત્તા વિષે વિચાર કરીએ:—

**૧. અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું નહિ પામેલઃ પૂર્વ-બદ્ધાયુ:**

આવા જીવોને ઉપરોક્ત એકવીસ પ્રકૃતિઓ વિના બાકીની ૧૨૭ પ્રકૃતિઓ સત્તામાં હોય.

**૨. અનાદિ મિથ્યાત્વીઃ ત્રસપણું નહિ પામેલઃ અબ-દ્ધાયુઃ અભવ્યઃ**

આવા જીવોને પણ ઉપર પ્રમાણેજ ૧૨૭ પ્રકૃતિઓ સત્તામાં હોય.

**૩. અનાદિ મિથ્યાત્વી ત્રસપણું પ્રાપ્ત કરેલ: પૂર્વબદ્ધાયુ અભવ્ય:**

આવા જીવો અનાદિ મિથ્યાત્વી હોવાથી, તદ્‌વિરોધી સમ્યક્ત્વ મોહનીય વિગેરે ૭ પ્રકૃતિઓ સત્તામા હોયજ નહિ, તથા પૂર્વ બદ્ધાયુ છે, માટે અનેક જીવની અપેક્ષાએ ૧૪૧ પ્રકૃતિઓ સત્તામાં હોય. અમુક એક જીવની અપેક્ષાએ વિચારતાં અન્ય ગતિના આયુષ્યના બધક જીવને ૧૩૯ પ્રકૃતિઓ સત્તામાં હોય, તદ્‌ગતિના આયુષ્યના બંધકને ૧૩૮ હોય.

**૪. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું પામેલ: અબદ્ધાયુ: અભવ્ય:**

આ જીવો અનાદિ મિથ્યાત્વી હોવાથી, સમ્યક્ત્વ મોહનીય આદિ સાત પ્રકૃતિઓ સત્તામાં હોયજ નહિ. તથા અબદ્ધાયુ હોવાથી ભોગવાતું એક આયુષ્ય સત્તામા હોય, તેથી બાકીના ત્રણ આયુષ્ય સત્તામાં ન હોય, એટલે કુલ દસ પ્રકૃતિ વિના બાકીની ૧૩૮ પ્રકૃતિ સત્તામાં હોય.

**૫. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું નહિ પામેલ: પૂર્વબદ્ધાયુ: ભવ્ય** જીવો. તથા

**૬. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું નહિ પામેલ: અબદ્ધાયુ: ભવ્ય જીવો.** અભવ્ય જીવોના પ્રથમના બે ભંગ પ્રમાણેજ સત્તા ગણવી.

**૭. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું પામેલ: પૂર્વબદ્ધાયુ: ભવ્ય.** આ જીવો અનાદિ મિથ્યાત્વી હોવાથી સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત પ્રકૃતિઓ વિના અનેક જીવોની અપેક્ષાએ ૧૪૧ પ્રકૃતિ હોય.

એક જીવની અપેક્ષાએ વિચારતાં અન્યગતિના આયુષ્યના બંધકજીવને ૧૩૯ પ્રકૃતિ હોય. તે તદ્ગતિના આયુષ્યના બધક જીવને ૧૩૮ પ્રકૃતિ સત્તામાં હોય.

**૮. અનાદિ મિથ્યાત્વી: ત્રસપણું પામેલ: અબદ્ધાયુ: ભવ્ય.** આવા જીવોની સત્તા બે પ્રકારે વિચારવી.

૧. સદ્ભાવ સત્તા. ૨. સંભવ સત્તા.

જે જીવો, તેજ ભવે મોક્ષમાં જવાના છે અને વિદ્યમાન કર્મ-પ્રકૃતિઓની સત્તાવાળા છે, તે બન્નેય પ્રકારના જીવોનો સમાવેશ **સદ્ભાવ સત્તામાં** થાય છે.

જે જીવોને આયુષ્યના બંધનો સંભવ છે, તે જીવોનો **સંભવ સત્તામાં** સમાવેશ થાય છે.

**સદ્ભાવ સત્તા**વાળા જીવોને સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત અને ત્રણ આયુષ્ય, એ દસ પ્રકૃતિ વિના ૧૩૮ પ્રકૃતિની સત્તા હોય. તેમાં ભોગવાતું જ આયુષ્ય હોય.

**સંભવ સત્તા**વાળા જીવોમાં (૧) **અનેક જીવની** અપેક્ષાએ ચારેય આયુષ્ય ગણવાથી ઉપરોક્ત સાત પ્રકૃતિ વિના ૧૪૧ પ્રકૃતિ હોય.

(૨) **એક જીવની** અપેક્ષાએ **અન્ય ગતિના** આયુષ્યના બધકને ૧૩૯ પ્રકૃતિ હોય.

(૩) **તદ્ગતિના** આયુષ્યના બધકને ૧૩૮ પ્રકૃતિની સત્તા હોય.

હવે, તે સર્વ ભાંગાઓને ગતિની અપેક્ષાએ વિચારીએ :

**૧. નરકગતિ.**

આ ગતિના જીવો મનુષ્ય અને તિર્યંચાયુષ્ય જ બાંધી શકે,

તેથી તે બે આયુષ્ય અને ભોગવાતું નરકાયુ, એ ત્રણ આયુષ્ય, અનેક જીવની અપેક્ષાએ, સત્તામાં હોઈ શકે.

તથા, ઉપરોક્ત આઠ ભાંગામાંથી ત્રસપણું પામેલ એવા ચાર ભાંગાજ અહીં કલ્પે, તે અનુક્રમે ત્રીજો, ચોથો, સાતમો અને આઠમો. એ ચાર ભાગાની સત્તા નરકગતિમા–પૂર્વબદ્ધાયુને, અનેક જીવની અપેક્ષાએ, સમ્યક્ત્વ મોહનીય આદિ સાત તથા દેવાયુ વિના ૧૪૦ પ્રકૃતિ સત્તામાં હોય. સંભવસત્તામા પણ ઉપરોક્ત રીતિએજ સત્તા હોય

તથા એક જીવની અપેક્ષાએ ૧૩૯ની: તથા અબદ્ધાયુને ૧૩૮ સત્તા હોય.

## ૨. તિર્યંચગતિ.

આ ગતિમા પૂર્વોક્ત આઠેય વિકલ્પ સંભવી શકે, તથા, તેજ પ્રમાણે સત્તા સંભવી શકે. પરંતુ વિશેષ એ છે કે–ત્રસપણું પામેલ જીવો તેઉ વાઉમાં આવે, ત્યારે દેવદ્વિક અથવા નરકદ્વિક ઉવેલે, તે, અન્ય ગતિમાં નહિ જતા હોવાથી તદ્યોગ્ય દેવ, મનુષ્ય અને નરકાયુ, અનાદિ મિથ્યાત્વી હોવાથી સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત, એ બાર પ્રકૃતિ વિના એક જીવની અપેક્ષાએ ૧૩૬, તથા ઉપરના બે દ્વિકમાથી બાકી રહેલું એક દ્વિક, અને વૈક્રિય ચતુષ્ક, એ વૈક્રિયષટ્ક ઉવેળ્યે, ૧૩૦, ઉચ્ચગોત્ર ઉવેળ્યે ૧૨૯, ને મનુષ્યદ્વિક ઉવેળ્યે ૧૨૭ પ્રકૃતિની સત્તા હોય.

પૃથ્વી, અને અને વનસ્પતિ જીવો નરકદ્વિક યા દેવદ્વિક ઉવેલે, સો અનાદિ મિથ્યાત્વી હોવાથી સમ્યક્ત્વ મોહનીયાદિ ૭. દેવ તથા નરકમા નહિ જતા હોવાથી તેના બે આયુષ્ય, એમ કુલ ૯ પ્રકૃતિ વિના અનેક જીવની અપેક્ષાએ ૧૩૯, કારણકે–કોઈ નરકદ્વિક ઉવેલે, અથવા તો કોઈ દેવદ્વિક ઉવેલે, પરંતુ અનેક જીવની અપેક્ષાએ બંને દ્વિક સત્તામાં હોય. અમુક એકજ જાતનુ દ્વિક ઉવેલે,

તેવા જીવની અપેક્ષાએ ૧૩૭, તે પણ પૂર્વબદ્ધ અનેક જીવની અપેક્ષાએ મનુષ્યાયુ બાધનારને ૧૩૭, અને તિર્યંચાયુ બાંધનારને અને અબદ્ધને ૧૩૬, હવે જો વૈક્રિયષટ્ક ઉવેળેલ હોય, તો ૧૩૭ ને બદલે ૧૩૧, અને ૧૩૬ ને બદલે ૧૩૦ ની સત્તા હોય.

ઉપરની સત્તા માત્ર તેઉ વાઉમાંજ સંભવે, એમ નહિ, પરંતુ ત્યાંથી નીકળીને આવેલા અન્ય તિર્યંચોમાં પણ, અપર્યાપ્ત અવસ્થાના અલ્પકાળ સુધી રહે છે, તેથી ત્યાં પણ સંભવી શકે.

બાકી તો–ઉપરના આઠ વિકલ્પોમાથી ત્રીજા, ચોથા, સાતમા અને આઠમા વિકલ્પ પ્રમાણેની પણ હોય છે.

### ૩ મનુષ્યગતિ.

આ ગતિમાં ઉપરોક્ત આઠ વિકલ્પમાંથી ત્રીજો, ચોથો, સાતમો અને આઠમો એ ચાર વિકલ્પ સંભવે છે, તેથી તેજ પ્રમાણેની સત્તા લેવી.

પરંતુ, જેઓએ નરકદ્વિક અથવા દેવદ્વિક ઉવેળેલ છે, તેઓને સમ્યક્ત્વ મોહનીય વિગેરે સાત તથા તેઓ અબદ્ધાયુષ્યવાળા હોય માટે બાકીના ત્રણ આયુષ્ય, એ બાર પ્રકૃતિ વિના એક જીવની અપેક્ષાએ ૧૩૬. અનેક જીવની અપેક્ષાએ ૧૩૮. તથા વૈક્રિયષટ્ક અને ઉપર પ્રમાણેના દ્વિકની ઉવેલના કરેલ હોય, તો ૧૩૦ ની સત્તા પણ અલ્પકાળ માટે હોય.

### ૪. દેવગતિ.

આ ગતિના જીવો નરકગતિમાં જતા નથી, માટે તદ્યોગ્ય આયુષ્ય બાંધે જ નહિ. અને અનાદિ મિથ્યાત્વી હોય, તો સમ્યક્ત્વ મોહનીય આદિ સાત–એટલે કુલ આઠ વિના પૂર્વબદ્ધાયુને અનેક જીવની અપેક્ષાએ ૧૪૦, એક જીવની અપેક્ષાએ ૧૩૯, અબદ્ધને ૧૩૮ ની સત્તા હોય.

## સાદિ મિથ્યાત્વી.

જેઓ સમ્યક્ત્વ પામ્યા બાદ સંક્લિષ્ટ અધ્યવસાયના યોગે પડીને પહેલે ગુણસ્થાને આવેલ હોય, તે **સાદિ મિથ્યાત્વી** કહેવાય છે.

તેમાં, કેટલાક શ્રેણીથી પતિત અને કેટલાક માત્ર સમ્યક્ત્વથી પતિતઃ હોય છે. જેઓ સમ્યક્ત્વ પામ્યા બાદ અનંતાનુબંધીની વિસંયોજના કરી અહીં આવે છે, તેઓને અનંતાનુબંધીની સત્તા હોતી નથી, પરંતુ અહીં તેનો બંધ તુરત જ થતો હોવાથી સત્તા પણ હોય છે, તેથી સર્વ જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુવાળાઓને ૧૪૮ની સત્તા હોય.

અબદ્ધાયુવાળાઓને **સર્વ જીવની** અપેક્ષાએ પણ ૧૪૮ ની સત્તા.

કારણ કે—ચારેય ગતિમાં આયુષ્યના અબંધી જીવો હોય છે. અમુક એક ગતિની અપેક્ષાએ ૧૪૫ની સત્તા હોય

તેનો વિશિષ્ટ પ્રકારે વિચાર કરતાં દશ વિભાગ પડશેઃ—

૧. જિન નામની સત્તાવાળા: પૂર્વબદ્ધ આયુષ્યવાળા: સાદિ મિથ્યાત્વી ૨. જિન નામની સત્તાવાળા, અબદ્ધાયુષ્યવાળા, સાદિ મિથ્યાત્વી. ૩. આહારક ચતુષ્કની સત્તાવાળા, પૂર્વબદ્ધ આયુષ્યવાળા સાદિ મિથ્યાત્વી. ૪. આહારક ચતુષ્કની સત્તાવાળા, અબદ્ધાયુવાળા સાદિ મિથ્યાત્વી. ૫. જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા વિનાના. પૂર્વાબદ્ધાયુવાળા, સાદિ મિથ્યાત્વી. ૬. જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા વિનાના, અબદ્ધાયુવાળા. સાદિ મિથ્યાત્વી. ૭. જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા વિનાના. સમ્યક્ત્વ મોહનીય ઉદ્વેલક, પૂર્વબદ્ધાયુવાળા સાદિ મિથ્યાત્વી ૮. તેજ અબદ્ધાયુની સત્તાવાળા. ૯. જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા

**સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્ર મોહનીયના ઉદ્વેલકઃ પૂર્વ-બદ્ધાયુવાળાઃ સાદિ મિથ્યાત્વીઃ**

આ જીવો અનેક જીવની અપેક્ષાએ જિનનામ અને આહારક ચતુષ્ક, સમ્યક્ત્વ મોહનીય, અને મિશ્ર મોહનીય વિના ૧૪૧. એક જીવની અપેક્ષાએ તેજ ગતિના બંધકને ૧૩૮, અન્ય ગતિના બંધકને ૧૩૯.

**૧૦. જિનનામ અને આહારક ચતુષ્ક વગરનાઃ સમ્યક્ત્વ મોહનીય અને મિશ્ર મોહનીયના ઉદ્વેલકઃ અબદ્ધાયુ-વાળાઃ સાદિ મિથ્યાત્વીઃ**

આ જીવો ચારેય ગતિમાં હોવાથી સાત પ્રકૃતિ વિના **અનેક જીવની** અપેક્ષાએ ૧૪૧.

**એક જીવની** અપેક્ષાએ ૧૩૮ પ્રકૃતિ સત્તામાં હોય.

આહારક ચતુષ્કની સત્તાવાળો **સમ્યક્ત્વ** મોહનીયની સત્તા સહિત પહેલે ગુણસ્થાને હોય. જિનનામની સત્તાવાળો પણ તેજ પ્રમાણે હોય, તથા સમ્યક્ત્વ મોહનીય ઉવેલાયા પછી જ પહેલે ગુણસ્થાનકે મિશ્ર મોહનીય ઉવેલાય.

હવે ગતિ આશ્રયી વિચારીએ:—

નરકગતિ—

આ ગતિમાં **અનેક જીવની** અપેક્ષાએ પૂર્વબદ્ધાયુવાળા, દેવાયુ ન બાંધે માટે ૧૪૭.

એક જાતનુ આયુષ્ય બાંધનાર **અનેક જીવની** અપેક્ષાએ ૧૪૬. અબદ્ધાયુવાળા અનેક જીવની અપેક્ષાએ ૧૪૫ની સત્તા હોય.

તથા, જિનનામની સત્તાવાળા પહેલે ગુણસ્થાનકે નરકગતિમાં

અબદ્ધાયુ જ હોય, તેઓને આહારક ચતુષ્ક, દેવ-મનુષ્ય અને તિર્યંચાયુ એ સાત પ્રકૃતિ સત્તામાં હોય નહિ, તેથી ૧૪૧. આહારક ચતુષ્કની સત્તાવાળાને પૂર્વબદ્ધાયુ હોય, તો અનેક જીવની અપેક્ષાએ ૧૪૬. એક જીવની અપેક્ષાએ ૧૪૫. અબદ્ધને ૧૪૪. જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા વિનાનાને પૂર્વબદ્ધાયુ હોય, તો અનેક જીવની અપેક્ષાએ ૧૪૨. એક જીવની અપેક્ષાએ ૧૪૧. અબદ્ધને ૧૪૦. તેમાં સમ્યક્ત્વ મોહનીયના ઉદ્વેલકને પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૧. એક જીવની અપેક્ષાએ ૧૪૦. અબદ્ધાયુ વાળાને ૧૩૯, તથા મિશ્ર મોહનીયના ઉદ્વેલકને પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૦. એક જીવની અપેક્ષાએ ૧૩૯, અબદ્ધને ૧૩૮.

## ૨. તિર્યંચગતિ—

આ ગતિમાં જિનનામની સત્તા હોય નહિ તેથી અનેક જીવની અપેક્ષાએ ૧૪૭. એક જીવની અપેક્ષાએ તેજ ગતિના બંધકને ૧૪૪. અન્ય ગતિના બંધકને ૧૪૫, અબદ્ધને ૧૪૪.

તથા આહારકચતુષ્કની સત્તા વિનાનાને પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૩. એક જીવની અપેક્ષાએ તેજ ગતિના બંધકને ૧૪૧. અબદ્ધને ૧૪૧. સમ્યક્ત્વ મોહનીયના ઉવેલનારઃ પૂર્વબદ્ધાયુષ્ય અનેક જીવની અપેક્ષાએ ૧૪૨. એક જીવની અપેક્ષાએ તેજ ગતિના બંધકને ૧૩૯ અન્ય ગતિના બંધકને ૧૪૦.

તથા મિશ્ર મોહનીયના ઉદ્વેલકઃ પૂર્વબદ્ધાયુઃ અનેક જીવની અપેક્ષાએ ૧૪૧, અન્ય ગતિનું આયુષ્ય બાંધનાર એક જીવની અપેક્ષાએ ૧૩૯, તેજ ગતિનુ આયુષ્ય બાંધનારને ૧૩૮. અબદ્ધાયુને પણ ૧૩૮.

તેઉ, વાઉમાં આહારક ચતુષ્ક ઉવેલે તો ૧૪૦. તથા સમ્યક્ત્વ મોહનીય ઉવેલે ૧૩૯. ત્યાર બાદ જો મિશ્રમોહનીય ઉવેલે તો

અનેક જીવની અપેક્ષાએ ૧૪૭. એક જીવની અપેક્ષાએ અન્ય ગતિના આયુષ્યના બંધકને ૧૪૫. અને તેજ ગતિના આયુષ્યના બંધકને ૧૪૪. અનેક જીવની અપેક્ષાએ ૧૪૫.

**૨. આહારક ચતુષ્કની સત્તાવાળા: પૂર્વબદ્ધાયુ: સાસ્વાદની.**

અનેક જીવની અપેક્ષાએ ૧૪૭. એક જીવની અપેક્ષાએ ૧૪૪.

**૩. આહારકચતુષ્કની સત્તા વિનાના: પૂર્વબદ્ધાયુ: સાસ્વાદની.**

અનેક જીવની અપેક્ષાએ ૧૪૩. એક જીવની અપેક્ષાએ અન્ય ગતિના આયુષ્યના બંધકને ૧૪૧, તેજ ગતિનું આયુષ્ય બાંધેલ હોય તો ૧૪૦. અનેક જીવની અપેક્ષાએ ૧૪૧.

**૪. આહારકચતુષ્કની સત્તા વિનાના: અબદ્ધાયુ: સાસ્વાદની.**

અનેક જીવની અપેક્ષાએ ૧૪૩. એક જીવની અપેક્ષાએ ૧૪૦.

હવે ગતિ આશ્રયી વિચાર કરીએ—

**૧. નરકગતિ—**

અનેક જીવની અપેક્ષાએ: પૂર્વબદ્ધાયુને ૧૪૬. એક જીવની અપેક્ષાએ ૧૪૫. અબદ્ધાયુને ૧૪૪. આહારકચતુષ્કની સત્તા ન હોય, તો અનુક્રમે ૧૪૨. ૧૪૧ અને ૧૪૦.

૨. તિર્યંચગતિ—

ઉપર કહેલા મૂળ વિકલ્પો પ્રમાણેજ.

૩. મનુષ્યગતિ—

તિર્યંચગતિ પ્રમાણેજ.

૪. દેવગતિ—

નરકગતિ પ્રમાણેજ, એ પ્રમાણે સાસ્વાદને ૧૪૦. ૧૪૧. ૧૪૨. ૧૪૩. ૧૪૪. ૧૪૫. ૧૪૬. ૧૪૭ ની સત્તા હોય.

## મિશ્ર ગુણસ્થાનકે

સાસ્વાદને કહેલ નિયમો અહીં પણ સમજવા માત્ર ત્યાં પડતાનેજ હોય, ત્યારે અહીં ચડતાને પણ હોય, એ વિશેષ છે.

અહીં માત્ર બે પ્રકાર પાડી વિચારીશું—

**આહારકચતુષ્કની સત્તાવાળાઃ અને આહારકચતુષ્કની સત્તા વિનાના.**

### ૧. આહારક ચતુષ્કની સત્તાવાળાઃ

### મિશ્ર ગુણસ્થાનકવાળા

અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુ વાળાઓને ૧૪૭ ની, અન્ય એકજ પ્રકારની ગતિના આયુષ્ય બાંધેલ જીવોની અપેક્ષાએ ૧૪૫. તેજ ગતિના આયુષ્યના બંધવાળા અનેક જીવ આશ્રયી ૧૪૫. એક જીવની અપેક્ષાએ ૧૪૪. તથા જેઓએ અનંતાનુબંધીની વિસંયોજના કરેલ હોય તો તેઓને ચાર પ્રકૃતિ ઓછી ગણવી, એટલે કે ૧૪૭. ૧૪૫. ૧૪૪ ને બદલે ૧૪૩. ૧૪૧ અને ૧૪૦ ની સત્તા હોય. આહારકચતુષ્કની સત્તાવાળાઓને આ ગુણસ્થાને સમ્યક્ત્વ મોહનીય અવશ્ય સત્તામા હોય છે અબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૭. એક જીવની અપેક્ષાએ ૧૪૪. વિસંગોજના કરેલને અનુક્રમે ૧૪૩ ને ૧૪૦.

**૨. આહારકચતુષ્કની સત્તા વિનાનાઃ મિશ્ર ગુણસ્થાનવાળા.**

અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુવાળાને ૧૪૩. અબદ્ધાયુ-વાળાને ૧૪૩. એક જીવની અપેક્ષાએ અન્ય ગતિના આયુષ્ય બાંધેલ હોય તો ૧૪૦. ન બાંધેલને પણ ૧૪૦. સમ્યક્ત્વ મોહનીય પહેલે ગુણસ્થાને ઉવેલ્યા, બાદ મિશ્ર મોહનીય ઉવેલતાં આ ગુણસ્થાને આવે તો, તેની અપેક્ષાએ એકેક પ્રકૃતિ ઓછી હોય, એટલે કે ઉપર જ્યાં ૧૪૩, ૧૪૧ અને ૧૪૦ ની સત્તા હોય, ત્યાં અનુક્રમે ૧૪૨. ૧૪૦ અને ૧૩૯ ની હોય.

અનંતાનુબંધી વિસંયોજકને પણ ચાર પ્રકૃતિ ઓછી ગણવી. એટલે જ્યાં ૧૪૩, ૧૪૧ અને ૧૪૦ની સત્તા હોય, ત્યાં અનુક્રમે ૧૩૯. ૧૩૮ અને ૧૩૭ ની સત્તા હોય,

સમ્યક્ત્વ મોહનીયની સત્તા વગરનાને અનંતાનુબંધીની વિસં-યોજના ન હોય; કારણ કે સમ્યક્ત્વ મોહનીય, મિથ્યાત્વની સત્તા છતે પહેલે ગુણસ્થાનેજ ઉવેલાય છે. અને ત્યા અનંતાનુબધીની વિસંયોજના થતી નથી. પરંતુ ત્યાં તે સત્તા વિનાનાને પણ તેની સત્તા થાય છે, અને તેવા જીવો મિશ્ર મોહનીય ઉવેલતાં કદાચ મિશ્ર ગુણઠાણે આવે છે. અને વિસંયોજક તો ઉપરના ગુણસ્થાનેથી આવે છે, અને ત્યા મિથ્યાત્વની સત્તા હોવા છતાં સમ્યક્ત્વ મોહનીયનો ઉદ્વેલનાર, વિસંયોજક ન હોય.

હવે ગતિ આશ્રયી વિચાર કરીએ.

**૧. નરકગતિ—**

આ ગતિમા સત્તા તો પૂર્વોક્ત રીતિએજ હોય, માત્ર, દેવાયુ સત્તામા ન હોય, તેથી જ્યાં આગળ દેવાયુ ગણવામા આવ્યું હોય, ત્યાં તે એક પ્રકૃતિ ઓછી કરવી.

જેમકે—અનેક જીવ આશ્રયી ૧૪૭ ગણી છે, તેને બદલે ૧૪૬ ગણવી.

૨. તિર્યંચગતિ—

અહીં પૂર્વોક્ત રીતિએજ સત્તા હોય.

૩. મનુષ્યગતિ—

અહીં પણ પૂર્વોક્ત રીતિએજ સત્તા હોય.

૪. દેવગતિ—

આ ગતિમાં નરકાયુની સત્તા ન હોય, દેવાયુની હોય.

બાકી નરક પ્રમાણે એ રીતે ૧૩૭. ૧૩૮. ૧૩૯. ૧૪૦. ૧૪૧. ૧૪૨. ૧૪૩ ૧૪૪. ૧૪૫. ૧૪૬ અને ૧૪૭ એ અગીયાર સત્તાસ્થાનકો વિચારવાં.

## ૪. અવિરતિ ગુણસ્થાનક.

અહીં, સામાન્યથી ૧૪૮ પ્રકૃતિ સત્તામાં હોય, તથા એક જીવની અપેક્ષાએ અન્ય ગતિનું આયુષ્ય બાંધનારને ૧૪૫ની સત્તા હોય.

પરંતુ, વિશેષ વિચારતાં ઉપરની સત્તા તો માત્ર અનેક જીવની અપેક્ષાએ કહી છે, એટલે કે–સર્વ જાતના સમ્યક્ત્વી જીવોની અપેક્ષાએ વિચારી છે, પરંતુ સમ્યક્ત્વ વાર સત્તા વિચારતાં તો ઉપશમ સમ્યક્ત્વી, ક્ષાયોપશમિક સમ્યક્ત્વી, ક્ષાયિક સમ્યક્ત્વીઃ એ ત્રણ પ્રકારના સમ્યક્ત્વી જીવો ઉપર સત્તા વિચારવી પડશે.

### ૧. ઉપશમ સમ્યક્ત્વી, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ.

જે જીવો મોહનીયની પ્રકૃતિઓને ઉપશમાવવાનો પ્રયત્ન કરે તે ઉપશમ સમ્યક્ત્વી. તેના બે પ્રકાર છે. ૧. અવિસંયોજક. ૨. વિસંયોજક.

અવિસંયોજક—

આ જીવોમાં અવિસંયોજક અનેક જીવની અપેક્ષાએઃ

**પૂર્વબદ્ધાયુ જીવોને:** ૧૪૮ પ્રકૃતિ. **એક જીવની** અપેક્ષાએ અન્ય **ગતિનું આયુષ્ય** બાંધ્યું હોય, તેઓને ૧૪૬, તેજ ગતિનું બાંધ્યું હોય, તેને ૧૪૫, **અબદ્ધને** અનેક જીવની અપેક્ષાએ ૧૪૮ અને એક જીવની અપેક્ષાએ ૧૪૫.

વિશેષતા, જેઓને જિનનામ સત્તામાં ન હોય, તેઓને એક પ્રકૃતિ ઓછી કહેવી, એટલે જ્યાં ૧૪૮, ૧૪૬ અને ૧૪૫ હોય ત્યાં ૧૪૭, ૧૪૫ અને ૧૪૪ પ્રકૃતિ અનુક્રમે કહેવી.

અને જો આહારક ચતુષ્ક ન હોય, તો ૧૪૮, ૧૪૬ ને ૧૪૫ ને બદલે ૧૪૪, ૧૪૨ ને ૧૪૧ કહેવી. જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામા ન હોય તો અનુક્રમે ૧૪૮, ૧૪૬ ને ૧૪૫ ને બદલે ૧૪૩, ૧૪૨, ને ૧૪૦ પ્રકૃતિ કહેવી.

## વિસંયોજક

જેને અનંતાનુબંધી ચતુષ્ક સત્તામા ન હોય, તો પણ તેનું મૂળ જે મિથ્યાત્વ, તે સત્તામાં હોય, તેને **વિસંયોજક** કહેવાય છે.

માટે પૂર્વબદ્ધાયુષ્યવાળા અનેક જીવની અપેક્ષાએ અનંતાનુબંધી ચતુષ્ક વિના ૧૪૪ ની સત્તા હોય

એક જીવની અપેક્ષાએ અન્ય ગતિનું આયુષ્ય બાધ્યુ હોય, તેને ૧૪૨. તેજ ગતિનું બાધ્યુ હોય, તેને ૧૪૧. **અબદ્ધને** અનેક જીવની અપેક્ષાએ ૧૪૪. એક જીવની અપેક્ષાએ ૧૪૧.

**વિશેષતા:—**

જેને જિનનામની સત્તા ન હોય, તેને ૧૪૪, ૧૪૨ને ૧૪૧ ને બદલે અનુક્રમે ૧૪૩, ૧૪૧ ને ૧૪૦ ની સત્તા હોય.

આહારક ચતુષ્ક ન હોય, તો ૧૪૪, ૧૪૨, ને ૧૪૧ને બદલે અનુક્રમે ૧૪૦, ૧૩૮ ને ૧૩૭ ની સત્તા હોય.

જિનનામ અને આહારક ચતુષ્ક ન હોય, તો ૧૩૯, ૧૩૭ ને ૧૩૬ ની સત્તા ગણવી.

**ક્ષાયોપશમિક સમ્યક્ત્વી:—**

જે જીવો મોહનીયનો ક્ષય તથા ઉપશમ કરવાને યત્ન કરતા હોય, તેઓને ક્ષાયોપશમિક સમ્યક્ત્વી કહેવાય છે. તે પણ વિસં. યોજક અને અવિસયોજક એમ બે પ્રકારના છે. તેઓને પણ ઔપ- શમિક સમ્યક્ત્વમાં કહેલ સત્તા વિચારવી. પરંતુ અનતાનુબધી ચતુષ્કની સત્તા વિનાનો આત્મા મિથ્યાત્વ મોહનીય ઉવેલી નાખે, ત્યારે પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૩ **એક જીવની અપેક્ષાએ** અન્ય ગતિનુ આયુષ્ય બાંધ્યુ હોય તો તેઓને ૧૪૧. તેજ ગતિનું બાધ્યુ હોય તો ૧૪૦. **અબદ્ધને** પણ ૧૪૦.

જિનનામ સત્તામાં ન હોય, તો ૧૪૩, ૧૪૧ ને ૧૪૦ ને બદલે અનુક્રમે ૧૪૨, ૧૪૦ ને ૧૩૯, આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો ૧૪૩, ૧૪૧ ને ૧૪૦ ને બદલે ૧૩૯, ૧૩૭ ને ૧૩૬ પ્રકૃતિ હોય. જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો ૧૪૩, ૧૪૧, ૧૪૦ને બદલે ૧૩૮, ૧૩૬ ને ૧૩૫ ના સત્તા હોય.

તે સર્વે વિકલ્પો જો મિશ્ર મોહનીયની ઉવેલના કરેલ હોય, તો તેઓને અનંતાનુબધી ચતુષ્ક. મિથ્યાત્વ મોહનીય, અને મિશ્ર મોહનીય વિના અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુને ૧૪૨. એક જીવની અપેક્ષાએ અન્ય ગતિનું **આયુષ્ય** બાધ્યુ હોય તો ૧૪૦ અને તેજ ગતિનુ બાંધ્યુ હોય તો ૧૩૯. **અબદ્ધને** પણ ૧૩૯. જિનનામ ન હોય તેને અનુક્રમે ૧૪૧, ૧૩૯ અને ૧૩૮ હોય. આહારક ચતુષ્ક ન હોય, તો અનુક્રમે ૧૩૮, ૧૩૬ ને ૧૩૫ પ્રકૃતિ સત્તામાં હોય.

આહારક ચતુષ્ક ને જિનનામ સત્તામાં ન હોય તો ૧૪૨,

૧૪૦ ને ૧૩૯ ને બદલે અનુક્રમે ૧૩૭, ૧૩૫ ને ૧૩૪ની સત્તા હોય.

**ક્ષાયિક સમ્યક્ત્વી-**

જેઓને અનંતાનુબંધી ચાર, અને દર્શન મોહનીય સત્તામાં ન હોય, તે ક્ષાયિક સમ્યક્ત્વીને અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુને ૧૪૧, એક જીવની અપેક્ષાએ અન્ય ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તો ૧૩૯. તેજ ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તો ૧૩૮. **અબદ્ધને** પણ ૧૩૮.

જિનનામ સત્તામાં ન હોય તો ૧૪૧, ૧૩૯, અને ૧૩૭ ને બદલે ૧૪૦, ૧૩૮ અને ૧૩૬ હોય. આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો ૧૪૧, ૧૩૯ ને ૧૩૮ના બદલે ૧૩૭, ૧૩૫ ને ૧૩૪. જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો ૧૪૧, ૧૩૯ અને ૧૩૮ ને બદલે અનુક્રમે ૧૩૬, ૧૩૪ અને ૧૩૩ ની સત્તા હોય.

હવે આપણે ગતિ આશ્રયી વિચારીએ.

**નરક ગતિ-**

વિશેષતા- આ જીવોને, દેવાયુ સત્તામાં હોય નહિ. જેને જિન-નામ સત્તામાં હોય તેઓને આહારક ચતુષ્ક હોય નહિ, આહારક ચતુષ્ક હોય તેને જિનનામ હોય નહિ, ક્ષાયિક સમ્યક્ત્વ નવું ન પામે, મિથ્યાત્વ અને મિશ્ર મોહનીય ઉવેલે નહિ, પૂર્વ ભવે સમ્યક્ત્વ મોહનીય ઉવેલતાં કાળ કરે, અને જો પૂર્વે નરકાયુ બાંધ્યું હોય, તો નરકગતિમાં આવી ઉવેલવાની ક્રિયા પૂરી કરે. તેથી સમ્યક્ત્વ મોહનીય ઉવેલનાર હોય, બાકી ઉવેલવાની ક્રિયાની શરૂઆત ન કરે.

**ઉપશમ સમ્યક્ત્વી અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકવાળા-**

**અનેક જીવની અપેક્ષાએ: પૂર્વબદ્ધાયુવાળા જીવોની** અપેક્ષાએ દેવાયુ સત્તામાં ન હોય માટે ૧૪૭. અન્ય એકજ પ્રકાર-નું આયુ બાંધ્યું હોય, તેવા અનેક જીવની અપેક્ષાએ ૧૪૬. અબ-

દ્ધાયુ વાળાઓને ૧૪૫. જિનનામની સત્તા હોય તેવા અનેક જીવની અપેક્ષાએ દેવાયુ અને આહારક ચતુષ્ક વિના પૂર્વબદ્ધાયુ વાળાઓને ૧૪૩. એક જીવની અપેક્ષાએ ૧૪૨. **અબદ્ધને** ૧૪૧. આહારક ચતુષ્કની સત્તાવાળાને પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ જિનનામ અને દેવાયુ વિના ૧૪૬. એક જીવની અપેક્ષાએ ૧૪૫. **અબદ્ધને** ૧૪૪.

જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો જિન-નામ, આહારક ચતુષ્ક, ને દેવાયુ એ છ પ્રકૃતિ વિના પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૨, એક જીવની અપેક્ષાએ ૧૪૧. **અબદ્ધને** ૧૪૦.

આ જીવો વિસંયોજક હોય નહિ, કારણ કે **ઉપશમશ્રેણિનું ઉપશમ સમ્યક્ત્વ** જેઓને હોય, તેઓ ઉપશમ સમ્યક્ત્વી વિસં-યોજક હોઈ શકે. અન્ય જીવો ઉપશમ સમ્યક્ત્વે વિસંયોજક ન હોય. નરકગતિના જીવોને ત્રણ કરણ કરીનેજ નવુ ઉપશમ સમ્યક્ત્વ થાય છે, તે હોય છે, પરંતુ શ્રેણિનું હોતુ નથી, માટે તેઓ વિસં-યોજક ન હોય.

**ક્ષાયોપશમ સમકિતી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ—**

આ જીવો અવિસંયોજક અને વિસંયોજક એમ બે પ્રકારના હોય છે. તેઓની સત્તા ઉપશમ સમ્યક્ત્વીમાં કહી ગયા તેજ પ્રમાણે વિચારવી, પરંતુ ખાસ વિશેષતા એ છે કે—જે જીવો સમ્યક્ત્વ મોહ-નીય ઉવેલતાં અહીં આવ્યા હોય, તેઓને અનેક જીવની અપેક્ષાએ દેવાયુ, તિર્યંચાયુ, મનુષ્યાયુ, મિથ્યાત્વ મોહનીય અને અનંતાનુબંધી ચતુષ્ક એ નવ પ્રકૃતિ સત્તામાં ન હોય, કારણ કે તેઓને આયુષ્યનો બંધ પોતાના આયુષ્યના છ માસ બાકી રહે ત્યારે થાય છે. જ્યારે સમ્યક્ત્વ મોહનીય ઉવેલતા કાળ કરીને અહી આવેલ જીવ થોડાજ કાળમાં ક્ષાયિક સમકિતી થાય છે. (જો કે, "ક્ષાયોપશમિક સમ્ય-ક્ત્વી, નરકગતિમાં સમ્યક્ત્વ વમ્યા પછી જ આવે છે" એમ કહ્યું

છે. પરંતુ સમ્યક્ત્વ મોહનીય ઉવેલનાર સમ્યગ્દૃષ્ટિ ચારે ગતિમાં જાય છે. એમ છઠ્ઠા **કર્મગ્રંથમાં** પણ કહ્યું છે, તેથી વિસંવાદ ન જાણવો પરંતુ સમ્યક્ત્વ મોહનીય આદિ પ્રકૃતિઓની ઉવેલના કરનાર ક્ષાયિક સમ્યક્ત્વની તૈયારી કરે છે તેની અપેક્ષાએ, તેને ક્ષાયિક પણ કહેવાય માટે વિસંવાદ ન જાણવો. )

તેથી સમ્યક્ત્વ મોહનીય ઉવેલતો એવો નારકી સર્વ જીવની અપેક્ષાએ ૧૩૯ ની સત્તા હોય. એક જીવની અપેક્ષાએ જિનનામની સત્તાવાળાને આહારક ચતુષ્ક વિના ૧૩૫, આહારક ચતુષ્કની સત્તાવાળાને જિનનામ વિના ૧૩૮ની સત્તા હોય, પરતુ જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા ન હોય તેવા જીવોને ૧૩૪ની સત્તા હોય.

### ક્ષાયિક સમ્યક્ત્વીઃ નારકી અવિરત સમ્યગ્દૃષ્ટિ–

આ જીવોને દર્શન સપ્તક સત્તામાં હોય જ નહિ, તથા ચોથા ગુણસ્થાનકથી કદી પતિત ન થતા હોવાથી મનુષ્યાયુષ્યજ બાંધે, માટે બાકીનાં ત્રણ ન હોય, એટલે નવ પ્રકૃતિ વિના અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુવાળાઓને ૧૩૯ની સત્તા. **અબદ્ધને** ૧૩૮.

જિનનામની સત્તા રહિત જીવોને પૂર્વબદ્ધાયુ હોય, તો આહારક ચતુષ્ક વિના પૂર્વબદ્ધાયુને ૧૩૫. અબદ્ધાયુને ૧૩૪.

જિનનામ અને આહારકચતુષ્ક ન હોય, તો પૂર્વબદ્ધાયુને ૧૩૪. **અબદ્ધને** ૧૩૩.

### તિર્યંચગતિ–

આ જીવોને જિનનામની સત્તા હોતી જ નથી. તેથી ઉપશમ સમ્યક્ત્વીને અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુષ્યને ૧૪૭. અન્ય ગતિના આયુષ્યના બંધકને એક જીવની અપેક્ષાએ ૧૪૫. **અબદ્ધને**

તથા તેજગતિના બંધકને ૧૪૪. આહારકચતુષ્કની સત્તા ન હોય તેને ૧૪૭, ૧૪૫ ને ૧૪૪ ને બદલે ૧૪૩, ૧૪૧ ને ૧૪૦.

તથા, અહીં અવિસંયોજક અને વિસંયોજક એવા બે પ્રકાર હોતા નથી, કારણ કે–પહેલે ગુણસ્થાનકે ત્રણ કરણ કરીને જે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, તે સમ્યક્ત્વ તેઓને હોય છે, પરંતુ શ્રેણીનું સમ્યક્ત્વ હોતું નથી.

ક્ષાયોપશમિક સમ્યક્ત્વી તિર્યંચને પૂર્વબદ્ધાયુ અનેક જીવની અપેક્ષાએ ૧૪૭. એક જીવને અન્ય ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તો ૧૪૫. તેજ ગતિનું બાંધ્યું હોય તેને, તથા **અબદ્ધને** ૧૪૪.

આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તો ૧૪૭, ૧૪૫, ને ૧૪૪ ને બદલે ૧૪૩, ૧૪૧ ને ૧૪૦ હોય ઉપરની સત્તા અવિસંયોજકને તો ૧૪૭, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૧, ૧૪૦ ને બદલે ૧૪૩, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૭ ને ૧૩૬ ની સત્તા હોય. તથા મિથ્યાત્વ અને મિશ્ર મોહનીય સત્તામા ન હોય તો જિનનામ, અનંતાનુબંધી ચતુષ્ક, મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, દેવાયુ ને નરકાયુ એ દશ વિના ૧૩૮.

**આહારક** ચતુષ્ક સત્તામા ન હોય તો ૧૩૮.

**ક્ષાયિક સમકીતિને—**

ઉપર બતાવેલ ૧૩૮ પ્રકૃતિમાથી સમ્યક્ત્વ મોહનીય વિના અબદ્ધાયુને ૧૩૭ રહે. તથા આયુષ્ય બાધનારને ૧૩૮, તેઓ અવશ્ય દેવાયુષ જ બાધે, તથા આહારક ચતુષ્કની સત્તા વિનાનો હોય તો ૧૩૮ અને ૧૩૭ ને બદલે ૧૩૪ અને ૧૩૩ ની સત્તા હોય

**મનુષ્યગતિ:** અવિરતિ સમ્યગ્દૃષ્ટિ:

ઉપશમ સમ્યક્ત્વીને આરંભમાં બતાવેલ સત્તા પ્રમાણે હોય

પરંતુ ત્યાં **અબદ્ધને** ૧૪૮ ની સત્તા અનેક જીવની અપેક્ષાએ કહી છે, તે ચારેય ગતિની અપેક્ષાએ છે. પરંતુ અહીં તો મનુષ્યગતિની અપેક્ષાએ વિચારવાનું છે, તેથી ૧૪૫ ની સત્તા હોય. આ રીતે ક્ષાયોપશમિક ને ક્ષાયિકમા પણ વિશેષતા વિચારવી અન્ય સર્વમાં તે પ્રમાણે સત્તા ઘટાવવી.

**દેવગતિ—**

સર્વ નરકગતિ પ્રમાણે. પરંતુ અહીં વિસંયોજકની અપેક્ષાએ ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯ અને ૧૩૮, એમ કુલ ૫ સત્તાસ્થાનો વધારે હોય.

આ રીતે ચતુર્થ ગુણસ્થાનકે ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮ એ સોળ સત્તાવિકલ્પ વિચારવા.

**૫. દેશવિરતિ ગુણસ્થાનક—**

ચોથા ગુણસ્થાન પ્રમાણે જ સોળેય સત્તાસ્થાનક હોય. પરંતુ વિશેષતા એ છે કે—આ ગુણસ્થાનકે તિર્યંચગતિ અને મનુષ્યગતિના જીવો જ આવી શકે, તેથી જ્યા જ્યાં અબદ્ધાયુના પ્રસંગમાં સત્તા ઘટાવતાં, ચારેય આયુષ્ય સત્તામા ગણ્યા હોય, ત્યાં ત્યાં તિર્યંચાયુષ્ય અને મનુષ્યાયુ, એ બે જ આયુષ્ય ગણવાં.

દાખલા તરીકે—અવિરતિ પૂર્વબદ્ધ ઉપશમ અથવા ક્ષાયોપશમિક અવિસંયોજકને અનેક જીવની અપેક્ષાએ ૧૪૮ પ્રકૃતિ સત્તામાં ગણાય. પરંતુ તેને બદલે આ ગુણસ્થાનકે નરકગતિ અને દેવગતિ નહિ હોવાથી તેના બે આયુષ્ય ન હોય, માટે ૧૪૬. ક્ષાયિકમાં તિર્યંચાયુ પણ ન હોય, માટે ૧૩૮.

**૧. તિર્યંચ ગતિ—**

ચોથા ગુણસ્થાનક પ્રમાણે જ આ જીવો ક્ષાયોપશમિક સમ્ય-

ગ્દષ્ટિ હોય છે, પરંતુ તેઓને-મિથ્યાત્વ મોહનીય અને મિશ્ર મોહનીયનો ક્ષય કરીને જે જીવો આવેલ હોય તેઓને જે સત્તા ઘટાવી હોય છે, તે આ ગુણસ્થાનકે હોતી નથી. કારણ કે–તેવા જીવો અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચોમાં ઉત્પન્ન થાય છે. અને તેઓ તો પાંચમુ ગુણસ્થાનક પામતા જ નથી. ક્ષાયિક સમકીત પણ તેઓને જ હોય છે. માટે ક્ષાયિકની સત્તા અહીં ન વિચારવી. માત્ર, અહીં તો ઉપશમ તથા ક્ષાયોપશમિક, અવિસયોજક અને વિસંયોજક પૂરતી સત્તા વિચારવી.

**૬. પ્રમત્ત સંયત ગુણસ્થાનક**

અહીં પણ ૧૪૮, ૧૪૭, ૧૪૬, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૮, ૧૩૭, ૧૩૬, ૧૩૫, ૧૩૪ ને ૧૩૩ એ સોળ સત્તાસ્થાનક હોઇ શકે. વળી આ ગુણસ્થાનક મનુષ્યને જ હોય, તેથી જ્યાં જ્યાં **અબદ્ધ** આશ્રયી અનેક જીવની અપેક્ષાએ ૧૪૮ ની સત્તા કહી હોય, ત્યાં ત્યાં ૧૪૫ ની સમજવી, કારણ કે, આ ગુણસ્થાને મનુષ્ય જ હોય છે. અન્ય સર્વ સત્તાસ્થાનો અવિરતિ ગુણસ્થાને બતાવેલ સત્તા પ્રમાણે વિચારવુ.

**૭. અપ્રમત્ત ગુણસ્થાનક—**

અહીં છઠ્ઠા ગુણસ્થાનક પ્રમાણે ૧૪૮, ૧૪૭, ૧૪૬, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૮, ૧૩૭, ૧૩૬, ૧૩૫, ૧૩૪ ને ૧૩૩ એમ સોળ સત્તાસ્થાનક હોય.

**૮. અપૂર્વકરણ ગુણસ્થાનક—**

મનુષ્ય, તિર્યંચ અને નરકાયુના બંધવાળા તથા ક્ષાયોપશમિક સમકીતી જીવો આ ગુણસ્થાનકે હોય જ નહિ. અહીં સામાન્ય રીતે ત્રણ પ્રકારે સત્તા વિચારવાની છે.

**૧. ઉપશમ સમ્યક્ત્વી. ઉપશમ શ્રેણીવાળા જીવો.**

**૨. ક્ષાયિક સમ્યક્ત્વી: ઉપશમશ્રેણીવાળા જીવો.**

**૩. ક્ષાયિક સમ્યક્ત્વી: ક્ષપકશ્રેણીવાળા જીવો.**

૧. ઉપશમ સમ્યક્ત્વી ઉપશમ શ્રેણિવાળા.

આ જીવો શ્રેણીથી પતિત, તથા શ્રેણી માંડનાર, એમ બે પ્રકારના હોય છે, પરંતુ તેઓની સત્તામાં કંઇ વિશેષતા નથી. તથા અવિસંયોજક, અને વિસયોજક, એમ બે પ્રકારના છે

**અવિસંયોજક :—**

અનેક જીવની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુ વાળાઓને પૂર્વે બાંધેલ દેવાયુ તથા ઉદયમાન મનુષ્યાયુ સિવાય બાકીના બે આયુષ્ય વિના ૧૪૬. એક જીવની અપેક્ષાએ **અબદ્ધને સદ્‌ભાવ** (વિદ્યમાન) સત્તાએ ૧૪૫, અને સભવ (જો આયુષ્ય બાંધવાનો સંભવ હોય, તે આયુષ્ય સહિત) સત્તાએ અનેક જીવની અપેક્ષાએ અન્ય ગતિનું આયુષ્ય બાંધ્યુ હોય તો ૧૪૬. તેજ ગતિનું બાંધ્યુ હોય તો ૧૪૫ ની સત્તા હોય.

તેમાય, જે જીવો જિનનામની સત્તા વિનાના હોય તેને ૧૪૮, ૧૪૬ ને ૧૪૫ ને બદલે અનુક્રમે ૧૪૭, ૧૪૫, અને ૧૪૪ ની હોય.

આહારક ચતુષ્કની સત્તા ન હોય તેને ૧૪૮, ૧૪૬ ને ૧૪૫ ને બદલે અનુક્રમે ૧૪૪, ૧૪૨ ને ૧૪૧ ની સત્તા હોય.

જિનનામ અને **આહારક** ચતુષ્કની સત્તા ન હોય, તેઓને ૧૪૮, ૧૪૬ ને ૧૪૫ ને બદલે ૧૪૩, ૧૪૧ ને ૧૪૦ની સત્તા હોય.

**વિસંયોજક :—**

ઉપરની રીતે જ સત્તા વિચારવી. પરંતુ અનંતાનુબંધીય ચાર દરેકમાં ઓછી કરવી, એટલે જ્યાં ૧૪૮, ૧૪૭, ૧૪૬, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, અને ૧૪૦ હોય, તેને બદલે અનુક્રમે

૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૮, ૧૩૭ અને ૧૩૬ ની સત્તા કહેવી.

**શ્રેણિથી પડતા જીવોને પણ આ રીતે જ સત્તા વિચારવી.**

**૨. ક્ષાયિક સમકિતી: ઉપશમ શ્રેણીવાળા:**

અનેક જીવોની અપેક્ષાએ પૂર્વબદ્ધાયુવાળા જીવોને દર્શન સપ્તક, અને તિર્યંચાયુ તથા નરકાયુ વિના ૧૩૯ સત્તામા હોય. અબદ્ધને ૧૩૮. અહીં આયુષ્યના બંધનો સંભવ હોય જ નહિ.

ક્ષાયિક સમકીત પામ્યા પહેલાં અબદ્ધાયુ હોય, અને ક્ષાયિક સમ્યક્ત્વ પામે, તો તેજ ભવે મોક્ષ પામે. માટે સંભવ સત્તા હોય નહિ.

જિનનામ સત્તામા ન હોય, તેઓને ઉપરની માફક ૧૩૯ અને ૧૩૮ ને બદલે ૧૩૮ અને ૧૩૭ની સત્તા હોય.

આહારક ચતુષ્ક સત્તામા ન હોય. તેઓને ૧૩૯ ને ૧૩૮ના બદલે ૧૩૫ ને ૧૩૪ હોય જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામાં ન હોય તેઓને ૧૩૯ ને ૧૩૮ના બદલે ૧૩૪ ને ૧૩૩.

**ક્ષાયિક સમકિતી ક્ષપક શ્રેણિવાળા:—**

આ જીવો અબદ્ધાયુવાળા જ હોય છે. તેથી દર્શનસપ્તક અને દેવ, તિર્યંચ તથા નરકાયુ એમ કુલ દશ પ્રકૃતિ વિના તેઓને ૧૩૮ પ્રકૃતિની સત્તા હોય.

જે જીવો જિનનામની સત્તા રહિત હોય, તેઓને ૧૩૭ પ્રકૃતિ હોય.

જે જીવોને આહારક ચતુષ્ક સત્તામા ન હોય, તેઓને ૧૩૪ પ્રકૃતિ હોય.

તથા જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા વિનાના જીવોને ૧૩૩ પ્રકૃતિ સત્તામાં હોય.

એ રીતે આઠમા ગુણસ્થાનકે ૧૪૮, ૧૪૭, ૧૪૬, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૮, ૧૩૭, ૧૩૬, ૧૩૫, ૧૩૪, ૧૩૩ એ સોળ વિકલ્પો હોય છે.

**૯. અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક :**

ઉપશમ શ્રેણી માટે ઉપશમ તથા ક્ષાયિક સમકિતી સર્વને પૂર્વે દર્શાવેલ ૧૪૮, ૧૪૭, ૧૪૬, ૧૪૫, ૧૪૪, ૧૪૩, ૧૪૨, ૧૪૧, ૧૪૦, ૧૩૯, ૧૩૮, ૧૩૭, ૧૩૬, ૧૩૫, ૧૩૪ તથા ૧૩૩ એ સોળ પૂર્વોક્ત રીતિએ જ હોય છે.

ક્ષપકશ્રેણી કરનાર ક્ષાયિકને પણ પૂર્વોક્ત રીતિએ જ ૧૩૮, ૧૩૭, ૧૩૪ અને ૧૩૩ એમ ચાર સત્તાસ્થાનક હોય. પરંતુ અપ્રત્યાખ્યાનીય ચતુષ્ક અને પ્રત્યાખ્યાનીય ચતુષ્ક એ આઠ પ્રકૃતિઓના ક્ષયે પૂર્વોક્ત ચાર વિકલ્પોને બદલે અનુક્રમે ૧૩૦, ૧૨૯, ૧૨૬ અને ૧૨૫ ની સત્તા હોય તેમાંથી ૧ સ્થાવર, ૨ સૂક્ષ્મ, ૩ તિર્યંચગતિ, ૪ તિર્યંચાનુપૂર્વી, ૫ નરકગતિ, ૬ નરકાનુપૂર્વી, ૭ આતપ, ૮ ઉદ્યોત, ૯ નિદ્રાનિદ્રા, ૧૦ પ્રચલાપ્રચલા, ૧૧ થીણદ્ધિ, ૧૨ એકેન્દ્રિય, ૧૩ બેઇન્દ્રિય, ૧૪ તેઇન્દ્રિય, ૧૫ ચઉરિન્દ્રિય, તથા ૧૬ સાધારણઃ એમ ૧૬ પ્રકૃતિના ક્ષયે અનુક્રમે ૧૧૪, ૧૧૩, ૧૧૦ અને ૧૦૯ પ્રકૃતિ સત્તામાં રહે.

ત્યારબાદ, સામાન્યતઃ નપુંસકવેદના ક્ષયે ઉપરના સત્તાસ્થાનોને બદલે અનુક્રમે ૧૧૩, ૧૧૨, ૧૦૯ અને ૧૦૮ પ્રકૃતિ સત્તામાં રહે, તેમાંથી સ્ત્રીવેદના ક્ષયે ૧૧૨, ૧૧૧, ૧૦૮ અને ૧૦૭ પ્રકૃતિ સત્તામાં રહે, તેમાંથી હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને જુગુપ્સા એ ૭ પ્રકૃતિના ક્ષયે ૧૦૬, ૧૦૫, ૧૦૨, અને ૧૦૧ રહે, ત્યાર

બાદ પુરુષવેદના ક્ષયે ૧૦૫, ૧૦૪, ૧૦૧ અને ૧૦૦ પ્રકૃતિનાં સત્તાસ્થાન રહે.

હવે, પ્રસ્થાપકની અપેક્ષાએ વિચારીએ :—

**નપુંસકવેદી શ્રેણી માંડનાર :—**

સ્ત્રીવેદ તથા નપુંસક વેદનો તથા પુરુષવેદ અને હાસ્યાદિ ષટ્કનો સમકાળે ક્ષય કરે, તો નપુંસક વેદના ક્ષયેજ ૧૧૩, ૧૧૨, ૧૦૯ અને ૧૦૮ પ્રકૃતિનાં સત્તાસ્થાનકો હોય. હાસ્યાદિ ષટ્કનો ક્ષય થતાં ૧૦૬, ૧૦૫, ૧૦૨ અને ૧૦૧ પ્રકૃતિવાળા સત્તાવિકલ્પો ન સંભવે. અન્યસ્થાને થતાં ૧૧૩ વિગેરે વિકલ્પો સંભવે. પરંતુ ૧૦૬નું સત્તાસ્થાનક અન્ય કોઇ પ્રસંગે નપુંસકવેદી ક્ષપકશ્રેણી માંડનારને હોય જ નહિ. માટે તે વિકલ્પ તો તેઓને સર્વથા વર્જવો.

**સ્ત્રીવેદી શ્રેણી માંડનાર—**

પુરુષવેદ અને હાસ્યાદિષટ્કનો સમકાળે ક્ષય કરે છે, તેથી તે પ્રસંગે થતા જે ૧૦૬, ૧૦૫, ૧૦૨ અને ૧૦૧ પ્રકૃતિના ચાર વિકલ્પો, ન સંભવે.

૧૦૬ નો વિકલ્પ પૂર્વોક્ત રીતિએ જ ન સંભવે, પરંતુ અન્ય વિકલ્પો તો અન્ય સ્થાને થતા હોવાથી અન્ય પ્રસંગે સંભવી શકે.

**પુરુષવેદી શ્રેણી માંડનાર—**

ઉપર પ્રમાણે જ સત્તાસ્થાન હોય. ઉપરની વાત પ્રાસંગિક કહી હવે આપણે આગળ વિચારીએ. આપણે વિચારી ગયા કે—પુરુષવેદના ક્ષયે ૧૦૫, ૧૦૪, ૧૦૧ અને ૧૦૦ પ્રકૃતિના ચાર વિકલ્પો રહે, તેમાથી સંજ્વલન ક્રોધના ક્ષયે ૧૦૪, ૧૦૩, ૧૦૦ અને ૯૯ પ્રકૃતિના ચાર વિકલ્પ રહે, તેમાથી સંજ્વલન માનના ક્ષયે ૧૦૩, ૧૦૨, ૯૯ અને ૯૮ એ ચાર વિકલ્પ રહે, ત્યાર બાદ માયાના ક્ષયથી દશમા ગુણસ્થાનકની શરૂઆત થાય છે.

એ પ્રમાણે ક્ષપકને ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૨૫, ૧૨૬, ૧૨૯, ૧૩૦, ૧૩૩, ૧૩૪, ૧૩૭ અને ૧૩૮, એમ કુલ પચ્ચીશ સત્તાસ્થાન હોય.

તથા અનિવૃત્તિ ગુણસ્થાને ઉપર કહેલા (૨૩) ૯૮ થી ૧૩૪, તથા ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮ એમ સાડત્રીશ સત્તાસ્થાનો સંભવે છે.

## ૧૦. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક.

આ ગુણસ્થાનકે ઉપશમ શ્રેણીવાળાને, ઉપરના ગુણસ્થાનકમા કહેલ ૧૩૩ થી ૧૪૮, એમ ૧૬ સત્તાસ્થાનક હોય, ક્ષપકશ્રેણીવાળાને નવમાના અંતે માયાનો ક્ષય થવાથી જિનનામ અને આહારક ચતુષ્કની સત્તાવંતને ૧૦૨, જિનનામની સત્તા ન હોય તેને ૧૦૧. આહારક ચતુષ્ક વિના જિનનામની સત્તાવંતને ૯૮ અને જિનનામ તથા આહારક ચતુષ્ક પણ સત્તામાં ન હોય, તેઓને ૯૭ ની સત્તા હોય.

આ ગુણસ્થાનકનાં અંતમા સંજ્વલન લોભનો પણ ક્ષય થાય છે ત્યારે બારમા ગુણસ્થાનકની શરૂઆત થાય છે.

આ પ્રમાણે દશમા ગુણસ્થાનકે ૯૭, ૯૮, ૧૦૧, ૧૦૨, અને ૧૩૩ થી ૧૪૮ સુધીના, એમ કુલ ૨૦ સત્તાસ્થાનકો હોય. ક્ષપકશ્રેણી કરતો જીવ સીધો બારમે જ જાય.

## ૧૧. ઉપશાંતમોહ ગુણસ્થાનક.

આ ગુણસ્થાનકે પણ ૧૩૩ થી ૧૪૮ પર્યંતના સોળ સત્તા વિકલ્પ હોય, અહીં આવેલો જીવ અવશ્ય પતન પામે છે.

## ૧૨. ક્ષીણમોહ વીતરાગ ગુણસ્થાનક.

દશમાના અંતે સંજ્વલન લોભનો ક્ષય થવાથી અનુક્રમે, ૧૦૧, ૧૦૦, ૯૭ અને ૯૬ પ્રકૃતિવાળા ચાર વિકલ્પ હોય.

તથા દ્વિચરિમ સમયે નિદ્રા અને પ્રચલાનો ક્ષય થવાથી અનુક્રમે ૯૯, ૯૮, ૯૫ અને ૯૪ પ્રકૃતિવાળા ચાર વિકલ્પ હોય.

ત્યારપછી, બારમાના અંતે ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવલ, એ ચાર દર્શનાવરણીય, મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ એ પાંચ જ્ઞાનાવરણીય, દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એ પાંચ અંતરાય, એમ કુલ ૧૪ પ્રકૃતિના ક્ષયે તેરમા ગુણસ્થાનકની શરૂઆત થાય છે.

એ પ્રમાણે બારમે ગુણસ્થાનકે ૯૪, ૯૫, ૯૬, ૯૭, ૯૮, ૯૯, ૧૦૦ ને ૧૦૧ એ આઠ વિકલ્પો હોય છે.

## ૧૩. સયોગિ ગુણસ્થાનક.

બારમા ગુણસ્થાનકના અંતમાં ચૌદ પ્રકૃતિના ક્ષયની પૂર્વે જે ૯૪, ૯૫, ૯૮, અને ૯૯ એ ચાર વિકલ્પ હતા, તેમાથી ચૌદ પ્રકૃતિનો ક્ષય થવાથી તેરમે ગુણસ્થાનકે ઉપરના ચાર વિકલ્પને બદલે ૮૦, ૮૧, ૮૪ અને ૮૫ એ ચાર વિકલ્પવાળા સત્તાસ્થાનક હોય છે.

એટલું ખાસ ધ્યાનમા રાખવુ કે–જેઓને આહારક ચતુષ્ક અને જિનનામની સત્તા છે, તેઓને ૮૫ ની સત્તા હોય જેઓને જિનનામની સત્તા ન હોય, તેઓને ૮૪ ની સત્તા હોય, જેઓને આહારક ચતુષ્કની સત્તા ન હોય તેઓને ૮૧ ની સત્તા હોય અને જેઓને જિનનામ અને આહારક ચતુષ્કની સત્તા ન હોય તેઓને ૮૦ ની સત્તા હોય. એ રીતે આ ગુણસ્થાનકે ૮૦, ૮૧, ૮૪ અને ૮૫ એ ચાર વિકલ્પ હોય છે.

## ૧૪. અયોગિ ગુણસ્થાનક.

આ ગુણસ્થાનકના દ્વિચરિમ સમય સુધી પૂર્વોક્ત રીતે જ ૮૦, ૮૧, ૮૪ અને ૮૫ પ્રકૃતિના ચાર સત્તાસ્થાનો હોય છે ત્યાર બાદ જેઓને ૮૫ નું સત્તાસ્થાનક હોય તેઓને, ૧ દેવગતિ, ૨ દેવાનુપૂર્વી, ૩ શુભ ને ૪ અશુભ વિહાયોગતિ, બે ગંધ ૬ આઠ

સ્પર્શ. ૧૪, પાંચ વર્ણ. ૧૯, પાચ રસ. ૨૪, પાંચ શરીર. ૨૯, પાંચ બંધન ૩૪ પાંચ સઘાતન. ૩૯, નિર્માણ. ૪૦, ૭ સઘયણ ૪૬, અસ્થિર ૪૭. અશુભ ૪૮. દુર્ભગ ૪૯, દુઃસ્વર ૫૦, અનાદેય, ૫૧, અયશ ૫૨. ૭ સંસ્થાન ૫૮ અગુરુલઘુ ચતુષ્ક ૬૨. અપર્યાપ્ત ૬૩. સાતાવેદનીય અથવા અસાતા વેદનીય ૬૪. પ્રત્યેક ૬૫. સ્થિર ૬૬. શુભ ૬૭. ઔદારિક, વૈક્રિય અને આહારક અંગોપાંગ ૭૦ સુસ્વર ૭૧, અને નીચગોત્ર ૭૨ પ્રકૃતિના ક્ષયે ૧૩ પ્રકૃતિ રહે.

અન્ય મતે–મનુષ્યાનુપૂર્વી સહિત ૭૩ ના ક્ષયે ૧૨ પ્રકૃતિ રહે.

જેઓને જિનનામ સત્તામાં ન હોય, તેઓને ૭૨ ના ક્ષયે ૧૨

અન્ય મતે—મનુષ્યાનુપૂર્વી સહિત ૭૩ ના ક્ષયે ૧૧ પ્રકૃતિ સત્તામાં રહે.

એ પ્રમાણે સ્વમતે—૧૨, ને ૧૩ પ્રકૃતિનુ સત્તાસ્થાન.

અને અન્યમતે—૧૧ ને ૧૨ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે.

તથા આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તેઓને ૬૮ પ્રકૃતિનો ક્ષય થાય છે. કારણ કે ઉપરની ૭૨ પ્રકૃતિ આહારક ચતુષ્ક સહિત થાય છે, અને આહારક ચતુષ્ક તો આ જીવોને સત્તામાંજ નથી. માટે ૬૮નો ક્ષય થાય છે, એટલે મનુષ્યગતિ, પંચેન્દ્રિય જાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ, આદેય ને યશ, જિનનામ, ઉચ્ચગોત્ર, મનુષ્યાયુ, અને મનુષ્યાનુપૂર્વી એ ૧૩ પ્રકૃતિ રહે. અન્ય મતે–મનુષ્યાનુપૂર્વી વિના ૧૨ પ્રકૃતિ રહે.

અને જેઓને જિનનામ અને આહારક ચતુષ્ક સત્તામાં ન હોય, તેઓને પણ ૬૮ પ્રકૃતિનો ક્ષય થાય છે, પરંતુ જિનનામ વિના પ્રકૃતિ ૧૨ રહે છે.

અને અન્ય મતે–મનુષ્યાનુપૂર્વી વિના ૧૧ પ્રકૃતિ રહે છે.

એ પ્રમાણે સ્વમતે–૧૨, ૧૩ પ્રકૃતિનુ સત્તાસ્થાન અને અન્ય મતે–૧૧ ને ૧૨ નું તથા ૮૦. ૮૧, ૮૪, ને ૮૫ એ ૭ સત્તાસ્થાનો ૧૪ મા ગુણસ્થાનકે હોય છે.

ત્યારબાદ ચરમ સમયે બાકી રહેલી સર્વ પ્રકૃતિનો ક્ષય કરી અનાદિસંબધવાળા કાર્મણ શરીરને છોડી જન્મમરણથી મુક્ત થવા રૂપ નિવૃત્તિ નગરમાં સાદિ અનતકાળ વાસ કરે છે.

એ પ્રમાણે ૧૧ ને ૧૨ અથવા ૧૨ ને ૧૩ એમ બે સત્તાસ્થાન અને ૮૦, ૮૧, ૮૪, ૮૫, ૯૪, ૯૫, ૯૬, ૯૭, ૯૮ ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૨, ૧૦૩, ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૦૭ ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૯, ૧૩૦, ૧૩૧, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૩, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૭, ૧૪૮ એ પ્રમાણે કુલ ૪૯ સત્તાસ્થાનો છે.×

× આ નિબંધમા મતાંતરો ટાંકવામાં આવેલા નથી, તેમજ અભ્યાસી વિદ્યાર્થીએ તૈયાર કરેલ હોવાથી તેમાંની સ્ખલનાઓ વિશિષ્ટ અભ્યાસીઓ સૂચવે, તે પ્રમાણે સુધારીને સમજવી. આ વિદ્યાર્થી–**શિવલાલ સૌભાગ્યચંદ છઠીઆરડાના** રહીશ હતા. છઠ્ઠો **કર્મગ્રંથ** પૂરો કરી પંચત્વ પામેલ છે. જો જીવ્યા હોત તો કર્મગ્રંથના સમર્થ વિદ્વાન થવાની ચોક્કસ આશા હતી.



# કર્મગ્રન્થ ભાગ ૧લો

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૯ | तत्रोत्तर | तत्रोत्तरं |
| ૧૨ | ૯ | તેઓમં | તેઓમાં |
| ૧૫ | ૪ | શ્રતના | શ્રુતના |
| ૨૪ | ૭ | અક્ષરશ્રત | અક્ષરશ્રુત |
| ૨૪ | ૧૭ | અક્ષરશ્રત | અક્ષરશ્રુત |
| ૨૫ | ૧ | भूय-। लवी | भूयल्लिवी |
| ૨૫ | ૧૨ | उअणभिलप्पाणं | उ अणभिलप्पाणं |
| ૬૩ | ૨૨ | णाइज्ज | णाइज्जा |
| ૬૫ | ૧ | ।થર | થિર |
| ૬૮ | ૯ | गहा | गहो |
| ૭૧ | ૭ | તિર્યચ | તિર્યંચ |
| ૭૬ | ૨ | વિહ | વિહં |
| ૮૪ | ૧૭ | अखुह | असुह |
| ૯૬ | ૯ | इट्ठा | इट्ठो |
| ૧૦૭ | ૧૫ | પ્રદ્વેષઅ.ને | પ્રદ્વેષઃ અને |
| ૧૦૯ | ૧૭ | अज्जयण | अज्झयण |
| ૧૪૮ | ૫ | मत्यादीनाम | मत्यादीनाम् |
| ૧૮૫ | ૧૩ | ગધ | ગંધ |
| ૨૧૦ | ૨૪ | વિહયોગતિ | વિહાયોગતિ |
| ૩૦૮ | ૫ | ગુણઠાણું | ગુણઠાણુ |
| ૩૨૧ | ૫ | वि-।जणु | विजिणु |
| ૩૨૨ | ૧ | સક્રમણાદિક | સંક્રમણાદિક |
| ૩૨૬ | ૨૦ | ।થણદ્ધિત્રિક | થિણદ્ધિત્રિક |
| ૩૨૯ | ૬ | નદ્રાને | નિદ્રાને |